

# લોકક્રાંતિ

ચંદ્રભાઈ ભટ્ટ કૃત

નવચેતન પ્રકાશન : ૭૧
વર્ષ ૪થું ~~~~~~~~ પુસ્તક ૪થું
નૂતન ગ્રંથમાળા પુસ્તક : ૧૬

# લોક ક્રાન્તિ

[ ક્રાંતિનાં પરિબળોના અનુસંધાનમાં ]

લેખક

શ્રી. ચંદ્રભાઈ ભટ્ટ

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ

પ્રકાશક
પુરુષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા
નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર : અમદાવાદ

આવૃત્તિ ૧લી : સંવત ૨૦૦૪


કિંમત રૂા. ૪-૦-૦

વાર્ષિક લવાજમ
દેશમાં રૂા. ૮-૦-૦ પાકું પૂંઠું
પરદેશમાં રૂા. ૧૨-૦-૦ પાકું પૂંઠું
પોસ્ટેજ સાથે

મુદ્રક:
મણિલાલ છગનલાલ શાહ,
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ.

# નિવેદન

નૂતન ગ્રંથમાળાનું ૪થું પ્રકાશન લોકક્રાંતિ શ્રી. ચંદ્રભાઈ ભટ્ટકૃત આપની સમક્ષ મૂકીએ છીએ. શ્રી. ચંદ્રભાઈએ ક્રાંતિનાં પરિબળોના અનુસંધાનમાં આ પુસ્તક તૈયાર કર્યું છે.

ગુજરાતનો વાચક વર્ગ આ પુસ્તકમાં રજૂ થયેલી ભાવનાઓને વિચારશે અને પ્રત્યેક યુગમાં પીડિતવર્ગની વેદનાઓને પિછાણી જીવનમાં સાચા લોકશાસનની ભાવનાઓને મૂર્ત કરશે તો અમારું પ્રકાશન સફળ થયેલું ગણાશે.

આ પુસ્તકનું પ્રકાશન અમને આપવા બદલ ભાઈ ચંદ્રભાઈ ભટ્ટના અમો આભારી છીએ.

લિ. સેવકો

| નવચેતન સાહિત્ય મંદિર<br>૨૪૫૬, ભદ્ર : અમદાવાદ | પુરુષોત્તમ પારેખ<br>નટવરલાલ વોરા |
|---|---|

# પ્રસ્તાવના

દંતકથા કહે છે કે જગતભર પર અંધિયારો બનેલો એક દાનવ નામે નરકાસુર હતો. જગત ભરનાં બજારોના કાળાબજાર જેવો, આયુધોમાં અણુબોંબ જેવો, અર્થઘટનામાં આંધી જેવો, વ્યવહારમાં "મારે તેની તરવાર" વાળો, હેવાનિયતોની બેખડોના બંકારિયામાં રહેતો એ અસુર જ્યાં ને ત્યાં અંધારું સરજતો, જવામનો સંહાર કરતો, અને પછાત ભૈરવો ભેગો નાચતો. એના નૃશંસ નાચનાં રૂપોમાં એનો પ્રિય નાચ માથે હાથ દઈને નાચવાનો હતો.

એ અનેક લડાઈઓ લડ્યો અને જીત્યો. પછી એ નરકાસુરથી આખી દુનિયા કંપી ઊઠી. સમરોના સંહાર સરજતો અને નાચતો એ જાણે દુનિયા આખીને ભરખી જાય તેવો ભયાનક બન્યો.

એ ભયાનક દાનવ એક વખતે એના ભગવાન પાસે જઈને બોલ્યો, 'મને વરદાન આપો."

"હજુ શું બાકી છે?" ભૈરવોના ભગવાને કહ્યું.

"મને વરદાન આપો કે જેને માથે હું હાથ મૂકું તે સળગી ઊઠે ને તુરત જ મરી જાય, અને મને કોઈ પણ હથિયાર મારી શકે જ નહિ."

અને ભગવાન રિવાજ મુજબ બોલ્યા, " તથાસ્તુ. " " પણ..."

" પણ શું ?" પેલો દાનવ દેખી રહ્યો.

" તું એકના જ માથાપર હાથ ઠેકવી શકે નહિ. "

" એવો એક કોણ છે ? " ભૈરવ ભયાનક બનીને બોલ્યો.

" અનેકોનો એક જેવો......વિરાટ માનવ......એનું નામ અવામ છે એનું માથું તારી હથેળીથી મોટું છે એટલે......"

" તો......" નરકાસુર ગુંચવાઈને ઊભો.

" પણ તે ઊંચે છે "

" તો તો એ ઊઠેજ નહિ એમ કરો ને. "

" તથાસ્તુ" ભગવાન બોલ્યા, " તે ઊઠે જ નહિ...પણ તું પોતે સળગી જઈશ તો તારા તાપમાં અકળાયેલો એ ઊઠશે."

" પણ હું સળગું જ નહિ " દાનવ ભયાનક હસી ઊઠયો અને ભરવેનો ભગવાન જતો રહ્યો.

પણ પછી એક મોટું વિશ્વયુદ્ધ થયું. તેમાં દેવો અને દાનવો લડયા. એમાં પણ પેલો નરકાસુર જ જીત્યો હતો. જગતનો સંહાર કરેલો એ વિજેતા વિગ્રહખોર ભૈરવો ભેગો નાચતો હતો ને ઢીંચતો હતો.

પછી એણે ભાન ગુમાવ્યું. એણે પહેલાંની આદત પ્રમાણે માથે હાથ ધરીને નાચવા માંડયું અને ભગવાનના વરદાન પ્રમાણે એ પોતે સળગી ઊઠયો, ભાન ભૂલેલો અને આંધી પર ચડેલો સળગતો નરકાસુર પછી જગતભર પર આગની આંધી ફેલાવતો દોડવા લાગ્યો.

જગત આખાપર તાપનાં દુઃખ સળગી ઊઠયાં. " એ દાનવની આગ બુઝવશે કોણ ?" માનવ જાત સામે આ મહા સવાલ સળગી ઊઠયો.

અને ચિત્કાર કરતો, જગા જગા પર ભૂખ, રોગ અને દુકાળની આગ પેટાવતો એ દાનવ આખી દુનિયાનો દાવાનળ બન્યો.

આજે એ નરકાસુરનું નામ અમરિકી ઈજારવાદી શાહીવાદ છે. આજે એ આધીપર ચઢી ચૂક્યો છે. એનું ઉત્પાદન અતિ ઘણું વધ્યું છે. એની નફાખોરીની તો કંઈ સીમા નથી. એનો સુકાની અમરિકી ડૉલર શાહીવાદી ડાકુ છે. એ ડાકુ પોતાની નફાખોરી વધારવા સિવાય બીજું કશું સમજી શકતો નથી. માનવતાની સાથે એ પશુને કશો જ સંબંધ નથી. એ ડૉલરડાકુઓને તો આખી દુનિયાપર મહાસંહાર મચાવીને માનવતાનાં લોહીમાંસમાંથી હજુય વધારે નફો બનાવવો છે અને આખી દુનિયાને એ સુવર્ણની હકૂમત નીચે ગુલામ જ રાખવી છે.

એ માટે, એણે યુદ્ધનાચ આરંભી દીધો છે. એનો એકેએક કદમ જનતા પરનું આક્રમણ બને છે. અને કચડાતી અવામને ઉઠાડે છે. એને દરેક પગલે શાંતિનાં તહનામાં ચગદાય છે અને સંયુક્ત રાષ્ટ્રની ન્યાયની ઘટના તૂટવા માંડી છે.

જગતજનતાપર શોષણનો વ્યવહાર લાદનારી આજની માલિક જાલિમ વિગ્રહખોર ઘટનાનું નામ રોમ–બર્લિન અને ટોકિયોનો ધરી ફાસીવાદ હતું. તે પહેલાં એ જાલિમ ઘટનાનો આગેવાન અંગ્રેજી શાહીવાદ હતો.

એમ જેમ જગતપર માલિક વર્ગની જાલિમ ઘટનાનાં સ્વરૂપોની પરંપરા દેખી શકાય છે તેમ એ પૈશાચિક પરંપરાની સામે તે તે જમાનાની જનતાનાં સંગઠનો પણ ઇતિહાસમાં મોજૂદ છે. અન્યાય, શોષણ, આક્રમણ અને સંહારની એ જાલિમ ઘટનાઓનાં સતત તાંડવોના તાપ નીચે બળ્યો ઝળ્યો તપ્ત ભાન પામતો જનલોક... આવામ પોતપોતાના યુગનાં આયુધ અને સંગઠનની તાકાત ધરીને ઊઠ્યો છે.

અને પાશવી એવી જાલિમપટના ઇતિહાસના દરેક તબક્કે પાછી હઠે છે. પાછો હટતો હટતો એ જગતજનતા પર જાલિમ બનેલો પશુ એક પછી બીજી આંધીપર ચઢ્યો છે. એક પછી બીજા સંહારમાં એણે જગતના લોક સમુદાયને લોહીલુહાણ બનાવ્યો છે, નગરોને તારાજ કર્યાં છે, વસ્તીને ઉજાડી છે.

અને તોય આપ ભોગના અવધિ વહાવતો લોકસમુદાયભાનની એક પછી બીજી કક્ષાપર પહોંચીને વધારે સારી, સમાન, અને ન્યાયી જીવનઘટના તરફ પહોંચ્યો છે. જગતજનતાના એ યશસ્વી ઇતિહાસનાં પ્રકરણો ઇતિહાસના ક્રમમાં અહીં આપવાનો પ્રયત્ન કર્યો છે.

ક્રાન્તિનાં પરિબળોના અનુસંધાનમાં લખાયલા આ પુસ્તકમાં રૂસી લોકક્રાન્તિ સુધીની લોક ક્રાન્તિની ઘટનાનો સમાવેશ થાય છે. ઇતિહાસની એ તવારીખ અજોડ એટલા માટે છે કે બબ્બે હજાર વરસથી આગેકૂચ કરતી જનહિલચાલ આપણી દુનિયામાં પહેલી સામાજિક ક્રાન્તિને કામીયાબ બનાવે છે. પહેલીવાર આપણી મૂડીવાદી દુનિયામાં સમાજવાદી જીવનવ્યવહાર પેદા થાય છે. સ્પારટેકસને, બુદ્ધને, ઇસુને, જે ન્યાયસમતાનું સ્વપ્ન હતું તે બબ્બે હજાર વરસના જીવનકલહમાં માનવ ઇતિહાસમાં નીપજે છે. રૂસ દેશ માનવવિકાસની એ ધન્ય પ્રાપ્તિની પહેલ પોતાને આંગણે આરંભે છે.

ત્યાર પછીની જગતજનતાની આગેકુચને આલેખવા ત્રીજા પુસ્તકની જરૂર છે. આ બન્ને પુસ્તકો પ્રગટ કરીને નવચેતન સાહિત્ય મંદિરના સંચાલકો ભાઈ પુરુષોત્તમદાસે તથા નટુભાઈએ ગુજરાતી જનતાની સેવા કરી છે એવો મારો નમ્ર મત છે. એ બન્ને ભાઈ-ઓનો આભાર માની, આ જગતક્રાંતિના ઇતિહાસનું રેખાચિત્ર ગુજરાતી અવામ માટે રજુ થતાં સહજ આનંદ સાથે વિરમું છું.

ચંદ્રભાઇ ભટ્ટ.

## ૧ : જોન બુલ જગત જીત્યો.

દુનિયાના એક ઈંગ્લેંડ નામના ટાપુમાં એક યંત્ર શોધાયું. અને પછી યંત્ર પર પલાણેલો એ ટાપુનો જોન બુલ નામનો બબ્બર જગત જીતવા નીકળ્યો.

અને એ જગત જીત્યો. જગતની બધી મજૂરી જીત્યો. મજૂરી કરનારાં શરીરો જીત્યો. મહેનત-મજૂરીની પેદાશના ઢગલા જીત્યો અને દુનિયાના દેશદેશમાં નફા જીતવા દરેક બજારનો ડાકુ થઈને ભટકવા લાગ્યો.

પણ પછી યંત્રમાંથી યંત્રો બન્યાં. એક પછી બીજો દેશ યંત્ર પર ચડવા માંડ્યો અને દરેક મૂડીવાદી ડાકૂ બજારો જીતવા નીકળવા લાગ્યો.

તથા પોતપોતાના દેશમાં પેલો જોન બુલ ન આવે તેટલા માટે તેની સામે જકાતી દીવાલો ચણવા લાગ્યો. અમેરિકાએ, જર્મનીએ, ફ્રાન્સે, ઈટાલીએ, ઓસ્ટ્રિયાએ અને રશિયાએ સૌથી પહેલાં જકાતી દીવાલો ચણીને દીવાલ પાછળથી પેલા ઘોડે ચડેલા ડાકુને પરખાવી દીધું : 'જોન બુલ ! પાછો જા, પાછો જા.'

જાણે દુનિયાભરનો દરેક દેશ જકાતી દીવાલો ચણાવતો હતો. દુનિયા એ દીવાલોવાળી ચારણી બનતી હતી. જોન બુલ અકળાતો હતો અને ચીસ પાડતો હતો: 'દીવાલો ખોલી નાખો. દીવાલો કરવી

એ વિનયની બહાર છે, દરેક આવનારા માટે દરેકે પોતાનાં બજારો ખુલ્લાં રાખવાં જોઈએ. મુક્તવ્યાપારની સભ્યતા જકાતી દીવાલો ચણવાની ના પાડે છે.'

પણ જોન બુલને કોઈ સાંભળતું નહોતું. સૌ જોન બુલના આર્થિક ઉદારમતવાદ સામે આર્થિક રાષ્ટ્રવાદની ઢાલ ધરતું, જોન બુલના ધસારાને ખાળવા મથતું હતું.

એટલે જોન બુલને ઘેર માલના ઢગલા ખડકાવા લાગ્યા અને જોન બુલના માથામાં અજીરણના ઝાટકા વાગવા લાગ્યા. પણ એની દોલત વધતી જ ગઈ.

૧૭૭૦માં જોન બુલની જેટલી દોલત હતી તેથી બાર ગણી વધી જઈને ૧૮૭૦માં એનું દોલતખાનું ત્રીસ બીલિયન ડોલરની ઉથલપાથલ કરતું હતું. આ ત્રીસ બીલિયન ડોલર રાષ્ટ્રસંપત્તિ છે એમ જોન બુલ જગતને કહેતો હતો પણ ખરી રીતે તો આ બધી દોલતના માલિક મૂઠીભર મૂડીવાદીઓ જ હતા.

પણ પછી વધતી જતી દોલત રોકવા માટે જોન બુલ દુનિયા પર ખાઉધરી નજર નાખવા લાગ્યો અને યંત્ર આયુધ પર ચડ્યો. એ કહેતો હતો, 'રોકાણ વિનાની તે કંઈ દોલત છે?' એ પોતા પાસેની દરેક એક હજાર ગીનીઓને એક હજાર નહોતો ગણતો પણ દર વરસે, સો દોકડે થાય તેટલા વ્યાજને જ પોતાની દોલત ગણતો હતો. અને એકના હજાર કરવાની ચડાઈઓ કરવા, દુનિયા આખીનો ગળેટૂંપો કરવા, આખી દુનિયાનાં શ્રમ-માનવોની શ્રમ-શક્તિને કેદ કરવા જોન બુલ તોપ પર ચડીને નીકળતો હતો.

એની તોપના માથા પર શાંતિ અને પ્રેમના નિશાન તરીકે ઓકની ડાળીઓ રોપાઈ હતી. એનાં તોપખાના પર ઈસુના ક્રોસ લઈને પાદરીઓ બેઠા હતા. એ કહેતો હતો ત્યારે ગણું કુલાવીને માનવ-

જાત માટે ગદ્‌ગદ બનતો હતો કે, 'શું કરીએ ? અમે સુધર્યા એટલે પછાત પ્રજાઓને સુધારવા વિના છૂટકો છે...અમારો ગોરી પ્રજાઓનો એ તો પ્રેમનો બોજો છે...ફરજ છે અને બજાવ્યે જ છૂટકો.'

ફરજની બજવણી કરનારો ખાંધિયો ત્યારે કોઝરાયલો હતો. ટોરીઓનો શિરતાજ બનેલો એ એક દિવસ સુએઝ કેનાલ કંપનીના શૅર ખરીદી લેતો હતો. પછી જોન બુલના જલ્લાદો હિંદ પર ચડતા હતા.

હિંદ પર લોહી ને લોખંડ વરસતાં હતાં, હિંદ પર ૧૮૫૭ ખૂનખાર દોડતા હતા. હિંદના કોહીનૂર, હિંદનાં ઝવેરાત, હિંદની દોલતના ઢગલા લૂંટાતા હતા, હિંદ પર સંહાર સુસવતો દોડતો હતો. હિંદ પર, હિંદી બાણુ-એનર પર, હિંદી મહેનત-મજૂરી પર બ્રિટનનો બર્બર મોત વરસાવતો હતો. હિંદ પર દુકાળ દોડતા હતા. હિંદનાં કરોડો નરનારીઓ અને બાળક-બાળકીઓનાં શબ, ગંગા, જમના ને રેવા તથા સિંધુનાં પાણી પર છવાતાં હતાં. હિંદની ધરતી હાહાકાર કરતી હતી. ત્યારે હિંદના ઈંદ્રપ્રસ્થમાં અંગ્રેજી દરબાર ભરાતો હતો. દરબારમાં દરબારીઓની મિજબાનીઓના પીણામાં હિંદી હાડપિંજર ચિત્કાર કરતું હતું. દિલ્હીના દરબારમાં જોન બુલ અંગ્રેજી રાણીને હિંદની મહારાણી તરીકે જાહેર કરતો હતો.

અને અંગ્રેજી જોન બુલ સિંહ બનીને શિકારે નીકળતો હતો. હિંદના શિકાર પર ખૂન ચૂસતો પશ્ચિમ બાજુએ બલુચિસ્તાન પર જોન બુલ પંજો ઉગામતો હતો, અને પૂર્વમાં બર્મા અને મલાયા પર તરાપ મારતો હતો, તથા ઉત્તરમાં તિબેટને તોડી પાડતો હતો.

એની ભૂખ વીફરી હતી. ચીનના કિનારા પર વી-હાઈ-વી પર એને પંજો પડતો હતો ને ભૂમધ્યના સાઇપ્રસ, ફીજી તથા ન્યુઝીની પર એના નખ વાગતા હતા. દક્ષિણના સમુદ્રમાંના કેટલાયે ટાપુઓને એ ચાવી નાખતો હતો.

અને ઉત્તરમાંથી ફાળ ભરતો એ ઇજિપ્ત, સોમાલીલેન્ડ, કેન્યા, ઝાંઝીબાર, સુદાન, બેશુઆના, ઝુલુ, મેટાબીલે, યુગાન્ડા અને બોઅર પ્રજાસત્તાકોને લોહીલુહાણ કરી નાખતો આફ્રિકા પર તૂટી પડતો હતો.

ઇતિહાસમાં આવડો મોટો વાઘ એ પહેલો નીકળ્યો હતો. કોઇ વાર એ શરાફતને ચકતો હતો પણ ઘણી વાર એ નીચતાની હદ ઓળંગતો પૃથ્વી પરનો વિકરાળ પિશાચ બનતો હતો.

એણે ગુંડાઓ અને ગરીબોને પોતાના શિકારી રથે, જોતર્યા હતા. અંગ્રેજો, સ્કોટ, વેલ્શ, આઇરિશ અને બીજી સેંકડો જાતોની માનવતાને એણે જંગાલિયતમાં જકડીને, લશ્કરો બનાવીને પર્વતો પર પછાડી હતી, ગિરિકંદરાઓમાં ગબડાવી હતી, જંગલોમાં રઝળાવી હતી તથા ખદબદતા ભેજમાં ભટકાવી હતી, એ બધા એના વિજેતાઓ હતા. જોન બુલ એમને જગત જીતવા હાંકતો હતો અને પોતાના વિજયના રથ નીચે જોતરતો, તાવથી તપતા, કોગળિયામાં મરતા, યાતનામાં તરફડતા, ગાંડાતૂર બનાવીને દુનિયાનો શિકાર કરવા હાંકતો હતો.

અને કહેતો હતો, ' રણે પડીને વીર થાવ....ભગવાન તમારા આત્માને શાંતિ આપશે. '

એમ જગત પર ખૂનામરકી ઉછાળતો જોન બુલ શિકાર કરતો હતો, શિકારનાં શબ પર મુસ્તાક મહાલતો એ બધા વિજયો પેલી દંતકથાને રવાડે ચડેલી અંગ્રેજ રાણીને અર્પણ કરતો હતો. શિકાર બનતા કોઈ કોઇ પ્રદેશો આ જંગાલિયત સામે અંગ્રેજી રાણીને અરજી કરતા હતા અને જોન બુલનાં નજરાણાંની બનેલી ઢીંગલી રાણી જવાબ પાઠવતી હતી: ' તમારી ભૂલ થતી હશે...તમારે ત્યાં આવેલા અમારા દેશવાળા બધા માનવંતા નાગરિકો છે. '

એવો માનવંતો કલાઇવ નાગરિક હિંદ પર અંગ્રેજ શિકાર-

ખાનાનો ઝંડો રોપતો હતો. બીજા માનવંતા નાગરિકો પૃથ્વી પરના પ્રદેશોમાં ભમતા હતા.

અને ત્રીસ વરસનો એકધારો શિકાર બનતી પૃથ્વી યાતનાઓથી અંગછેદથી, અત્યાચારથી, ડાકૂઓના દારુણ સિતમથી ચિત્કાર કરતી કંપતી હતી. અને ત્યારે એના દિલ પર લોહિયાળ પંજો ઊંડો, ઉતારતો, કરોડ કલેવરોને ચાવી ખાનાર જડબું ખોલીને અંગ્રેજી નાગરિક જોન બુલ વિકરાળ પશુ જેવો બરાડતો ઊગતા સૂરજને પડકારતો કહેતો હતો: ' આખોય ધરતીના ચોથા ભાગથી વધારે પ્રદેશો પર મારો શિકાર ચાલે છે...મારી આણ વરતે છે, મારો ત્રાસ તડૂકે છે...મારા સામ્રાજ્ય પર આથમવાની ઓલ તારી પણ હિંમત છે ? '

અને એ અંધારના ઓળાઓ પર સૂરજ આથમી ગયો હતો. એની પકડમાં આવેલા પ્રદેશો પર પ્રકાશ પરવારી ગયો હતો. એના સામ્રાજ્યની મુંડમાળામાં પરોવાયેલા મણકા બનેલા પ્રદેશો પર આંતર કલહના ખૂનખાર ઓળા ઊડતા હતા. એના નીચ કારભારની બધી કારવાહી દરેક પ્રદેશપર ઇતિહાસની આગેકૂચ થંભાવીને બેઠી હતી.

જોન બુલની જંગાલિયત જગતભરનું કારખાનું અને કારાગાર બની ચુકી હતી.

## ૨ : લોક હિલચાલની બીજી તવારીખની તેજ–છાયા

કિસાનો ગામડાના ગોઝારા વાસમાં હદપાર થયેલાં ગંધાતાં ઝૂંપડાંમાંથી આકાશ પર મીટ માંડી જમીનદારીની જીવાદોરી જેવી ફાંસાદોરી પર ટીંગાઈને, ફરજીઆર અને રજવાડી લાગાઓની ઈંદ્ર-જાળમાંથી બહાર જોવા આંખો ખેંચતા હતા.

મોટાં શહેરોના ગરીબો ગંધાતી ચાલોમાં અંધારાંને મૂંઝાયેલા ઊભા ઊભા, જ્યાં તોડી શકાય, ત્યાંથી બહારના હવામાનમાં અંત પહેલાં એક જ શ્વાસ પણ લઈ શકાતો હોય, તો લેવા ઊકળતા હતા.

શ્રીમંત મધ્યમવર્ગ, ગામડામાં ઉમરાવો જમીનદારો સાથે અને શહેરમાં બેંકરો સાથે સંપર્ક સાધીને, બજારમાં, અદાલતમાં, દવાખાનામાં મોહક જીવનની સુંવાળી બાજુઓ પર મચ્યા પડ્યા હતા અને નવરાશના વખતમાં નીચા જીવનથી અલિપ્ત રહીને વિચારની સંકલનાનું ચિંતનશાસ્ત્ર લખતો હતો.

રાજરાણી એમના આવાસના વિશાળ ખંડોમાં એક બાજુ પર પ્રેમના પરિપાક પાથરતાં પરીઓની દુનિયામાં ફરતાં હતાં. એમની આસપાસ દરબારીઓ અને દરબારણો મુજરો લેતાં નાચતાં હતાં, દરબારી ગાયકો મનરંજન રાગણીઓ આલાપતાં હતાં, દરબારી નાયીઓ એક પછી બીજો શણગાર સાઠી માથાંઓ પર

શોભાવતા હતા, રજવાડી ભરવાડણો, અશ્વશાળાના છોકરાઓ, દાસ-દાસીઓના કાફલાઓ રાજારાણીના આનંદ માટે ફ્લોલતાં હતાં.

વરસેઈલ્સની એવી દુનિયા રજવાડી રણવિલાસમાં ચકચૂર હતી.

ત્યારે વોલટેર ધર્મ અને રાજકીય જુલ્મનીતિ સામે કટાર જેવી કલમ ચલાવતો રજવાડી જગતના બંધારણના મૂળમાં ઘા કરતો, તોડફોડની તરવાર વીંઝતો હતો.

ત્યારે જીન–જેક્સ–રૂસો આદિમાનવ પર મગરૂર બનીને ઓવારણાં લેતો, વિવશ બનીને એ ભૂતકાળના ભરોસાપર દોડતો, રાજા–રાણીને ચિંતામાં નાખે એવો "સોશિયલ કોન્ટ્રાકટ" લખતો હતો.

અને મોન્ટેસકુ પોતાના ઈરાની ખતપત્રો ખોલીને બે પ્રજાની મુસાફરોને આપ્યા ફ્રાન્સના જીવનને ઉપર તળે કરતો વેરઘેર ફેરવતો રાજાની પણ મજાક ઉડાવતો હતો.

અને ત્યારે જ ડીડેરોટ, ટરગોટ અને બીજા ઘણા લેખકોએ મળીને લખેલી નૂતન જ્ઞાન અને વિજ્ઞાનના વિચારોવાળી એનસાઈકલો પીડિયા" નામની કિતાબ પોતે પ્રગટ કરવાનો છે એવી જાહેરાત લેબ્રેટોન નામનો પ્રકાશક કરતો હતો. અને પોલીસની નાકાબંધીને વટાવી જઈ ફ્રેન્ચ લોકો એ કિતાબના અઠ્ઠાવીસ ભાગ વાંચતા હતા.

એ બધાં જ્ઞાન–વિજ્ઞાન પેરીસના લોક જીવનની જીવનદશામાંથી મધ્યમવર્ગની જીભપર ઝબકી પડતાં હતાં. રજવાડાશાહીને હટાવી દઈ મુક્ત વ્યાપારની આવતી કાલ જોતો મૂડીધર મધ્યમવર્ગમાં પથરાતા અગ્નિકણોને એકઠા થતા દેખતો હતો. અગ્નિની એ કણિકાઓ લોક જનતામાંથી તપી તપીને જાગતી હતી અને ઘરે-ઘરનાં કમાડોની તડમાંથી અંદર પેસી જતી હતી. અને આગ જગવતી હતી.

પણ એ આગમાં પોતાની મિલકતનાં ખાસ અધિકારી ક્રમઠાણ પણ ન સળગી જાય તેવી તકેદારી રાખતો લોક તાપણીમાં તાપતો બેઠો પોતાના જ બટાકા બાફવામાં રસ ધરાવતો મૂડીવાદ બેઠો હતો.

અને જ્વાળાઓ ઝબૂકતી ફેલાતી જતી હતી. એ આગના એક જ ઝબકારામાં એને રસ હતો. એ ઝબકારો ૧૭૮૯ માં શરૂ થયો અને ૧૭૯૧ માં ફેલાવા માંડયો.

એથી આગળ જતી જ્વાલાઓને છાંટી નાખવામાં અને પોતાના વર્ગને જ જવાબદાર એવા રાજતંત્રને કાયમ કરવામાં એ તકેદાર બન્યો હતો.

એટલે એણે મીરાબોને આગેવાન કરીને આગળ ધર્યો. એ ઉમરાવમાં ક્રાન્તકારનાં બધાં ગુમરાણ કરનારું ભરાવદાર ગળું હતું. એણે ગળું ફુલાવીને રાજારાણીને બચાવી લેવા અને મૂડીવાદને મન-પસંદ "ત્રીજી એસ્ટેટ" રચવા થાય તેટલું બધું કર્યું પણ એમ કરવા જતાં એને ૧૭૯૧ના એપ્રિલની બીજીએ દેહ છોડવો પડવાનો હતો. પણ એ જીવ્યો ત્યાં સુધી રાજારાણી તથા મુત્સદ્દીઓએ એની પડછંદ કાયાને, એની ભીષણ છાયાને તથા એના વિશાળ માથાને, અને એનાં મગરૂર પણ કાવતરાખોર ભવાં પર સળગતી છાયા પાડતા ડબકતા ડોળાને યાદ કરી કરીને અંજલિઓ આપ્યા કરી હતી. જગત-ઇતિહાસમાં રજવાડાશાહીનો કાળડંકો બજવતી એ પહેલી ક્રાન્તિનો કુકડો બોલ્યો ત્યારે ૧૭૮૯ ના નવેંબરનો ૯ મો દિવસ હતો. વરસેઈલ્સના વિશાળ સભાગૃહ તરફ લોકોનાં ટોળાં જતાં હતાં. સભાગૃહમાં ચૌદસો જેટલાં લોકો ઉશ્કેરાયેલાં વાતો કરતાં હતાં અને એ ઉપરાંત રાષ્ટ્રસભા પોતાની જગામાં ગોઠવાતી બેસતી હતી.

હવે આદર્શવાદીઓ, સાહિત્યકારો, ચિંતકો, વકીલો આગેવાનો બનીને "વીવા-લા-રોઇ"ની ગુમરાણ જગવતા હતા. રજવાડા-

શાહીના ધિક્કારનાં ઊછળતાં આંદોલનો મૂડીવાદને મૂંઝવતાં હતાં. ખાસ અધિકારી મૂડીવાદ રાજાશાહી સાથે સમાધાન માગતો હતો પણ ઝોલે ચઢેલો જુવાળ એમની ગોઠવણીને હલાવી નાખતો હતો.

રાજસભા રિપબ્લીકનું બંધારણ ઘડવા ભેગી મળી હતી આ રાજસભા થોડાક સુધારા આપવા અને નાણાં મેળવવાના ધારા ઘડવા રાજાશાહીએ મળવા દીધી હતી, પણ બકરું કાઢતાં અંદર ઊંટ પેસી ગયેલું દેખાતું હતું, અને એણે પોતાનું ઊંચું અંગ ઊંચકવા માંડયું હતું.

એણે સામાજિક, આર્થિક, ધાર્મિક, રાજવહીવટી, અને રાજકીય ચૂકાદા આપવા માંડયા હતા. એણે યુરોપભરમાં સૌથી પ્રાચીન એવી રજવાડાશાહીને ઉથાપવાની વાત છડેચોક કરવા માંડી હતી અને માનવજાતના કલ્યાણનો કકળાટ વહેતો કર્યો હતો.

એ રાજસભાનું સ્વરૂપ અનેક રંગથી ઓપી ઊઠયું હતું. એની આગલી બેઠકામાં મોટા ઉમરાવજાદાઓ નાના જમીનદારો ભેગા ભળીને બેઠા હતા. એમાં થોડાક લશ્કરી અમલદારો હતા, પણ એ બધાય રાજકારણથી અજાણ્યા જેવા રજવાડી શોભામાં વધારો કરતા હતા.

બીજા બસો ને છાસઠ સભાસદોમાં અડતાળીસ ધર્મ ગુરુઓ હતા, અને ઘણી મોટી સંખ્યામાં નાના ધર્મગુરુઓ હતા તથા અંદર અંદર લડતા હતા. સાતસો બીજા પ્રતિનિધિઓમાં વકીલો બહુમતિમાં હતા કારણ કે રિપબ્લીકનો અર્થ કરનારા એ લોક હતા. એમાં મૂડીવાદ સાથે લોહીના સંબંધવાળા ઘણી મોટી સંખ્યામાં બેરિસ્ટરો, સોલિસિટરો અને ન્યાયાધીશો હતા. એ ઉપરાંત પચાસ ડોક્ટરો, પચાસ વેપારીઓ અને આડત્રીસ કિસાન નેતાઓ પણ ત્યાં બિરાજ્યા હતા.

જમણી અને ડાબી પાંખ સાફ સાફ દેખાવા માંડી હતી. એ બે પાંખોની વચ્ચે આકાર વિનાના દેખાતા નિષ્પક્ષોનો આકાર બંધારણવાદનો આકાર ધરીને દેખાતો બનતો હતો. જમણી પાંખ ડાબી પાંખના નવા સિદ્ધાંતોનો વિરોધ કરવા કેડ બાંધીને બેઠી હતી. મોટા ઉમરાવો, મોટા ધર્મગુરુઓ, અને ઊંચા કુળમાં જન્મેલા મૂડીવાદીઓ પોતાના કાયદાઓ સાથે એ પાંખને શોભાવતા હતા.

જમણી પાંખ એટલી બધી જમણી હતી કે વચેટિયા નિષ્પક્ષો ડાબી પાંખ તરફ ધકેલાતા હતા. લાફાયેટ જમણે આસને બેઠો હતો. એની પડખે ખગોળનું ગણિત ગણીને ભાવિમાં નજર નાખતો બાંલી બેઠો હતો.

પણ મીરાબો તો ડાબી પાંખ પર ડોલતો બેઠો હતો. રાજ-સભાને ગજાવી મૂકતા એની જીભમાં શેષનાગની ફેણોનું વિષ ચમકતું હતું. એની સાથે જ એક ક્રાન્તિકાર જેવો ટેલીરાં બેઠો હતો એ બેની સાથે એક ત્રીજો મહાન બેઠો હતો એનું નામ સીયસ હતું. એ ત્રણેની આસપાસ કથાઓ હતી અને ગૂમ મંડળોની તેજ છાયા પથરાતી હતી.

ડાબી પાંખમાં બીજા ઘણા હતા એમના લેખના આવેશ અચાનક ઉછળતા હતા એ ઊછળતો વેગ ડાબાથી પણ ડાબો હતો. એ બધા જેકોબીન કલબના આગેવાન દેખાતો હતા.

ડાબી પાંખપર માનવી હક્કોનું જાહેરનામું ઊડતું હતું. એ હક્કનામાના સાચા ઘડવૈયાની આગળ ઘણા બધા બેઠા હતા. એ બધાની પાછળ જનતાનો જુવાળ જોશ કરતો હતો. એ જોશમાં જનતાનો એકનો એક સાથી મેરટ લોક દિલપર રણખંજરી બનીને વાગતો હતો, પણ લાફાયેટનો અવાજ એના પર તડૂકતો કહેતો હતો, " મારા જેવો રિપબ્લીકન બીજો એક તો બતાવો ?"

"બીજા દેશોની જીત કરવાની નીતિ ફ્રાન્સ છોડી દે છે અને........." રોબેસપીરીનો ખોખરો અવાજ ખખડતો હતો.

"એટલે એમ કે ફ્રાન્સ પોતાની પરદેશનીતિ જ છોડી દે છે ?" મીરાબો ધૂંધવાતા કોલસાની ધાર જેવી આંખો સળગાવતો ઊભો થઈ જતો હતો, અને લાફાયેટ પર નજર ઠેરવતો હતો.

ફ્રાન્સ પર આવતી ક્રાન્તિનું એય એક પાત્ર હતો અને રૂસો, વોલ્ટેર, ડીડેરોટ......વગેરે વગેરેની વાત એને અક્કડ બનાવતી હતી.

એના મરણ પછી જડેલી, એણે પોતે લખેલી જીવન કથામાં એણે પોતે જ લખ્યું હતું કે, "હું ફ્રેંચ થવું નથી પસંદ કરતો, મારી નસોમાં રોમન લોહી ઠેકડા મારે છે."

એવો એ ક્રાન્તિના પહેલા પાત્ર જેવો દેખાતો હતો અને રોમન સામંતની જેમ ઘોડાને એડ મારી જ્યાં જવાય ત્યાં જવા તમતમતો લગામ ખેંચતો હતો.

એની ઉંમર અઢાર વરસની જ હતી. એ લાફાયેટ હતો, અમેરિકન સંસ્થાનોએ અંગ્રેજ જાલિમોને પડકારી અમેરિકન માલિક માનવીના હક પુરવાર કર્યા તે એના આવેગને ઉછાળવા બસ હતું.

ત્યારે એ ફ્રેંચ સરકારની શાહી ચોકીદારી કરવા મેઝ સુકાને હતો. ત્યાં રહ્યો રહ્યો ગરમ થતો એ વિચારતો હતો.

"[illegible], ક્રાન્તિ તો ત્યારે થાય, જ્યારે જીવનના પાયામાં કોઈ સખત યાતના હોય. એને એના ફ્રાન્સની યાતના દેખાતી હતી. એ અમેરિકાને યાદ કરતો હતો. ત્યાંના [illegible] ઓને યાતના હતી એટલે બધા સાવાળાઓ બળવાખોરો બન્યા."

અને ફ્રાન્સમાં! કિસાનો કચડાતા હતા. રજવાડી લાગાઓ અને ધારાઓના સિતમ હતા.........શહેરોના ગરીબોનાં પીડનોનો અંત નહોતો...........

પણ પણ એ બધી લોક વરણની મારે આગેવાની કરવી પડે ! ક્રાન્તિ કરવી હોય ........" એ મૂંઝાતો હતો. એની શોમન ભવ્યતામાં આ ભૂખમરો ક્યાંય શમાતો નહોતો........અને એ ઉમરાવજાદાઓ સાથે નાચવા જતો હતો.

પણ દરિયાપારનાં અમેરિકન સંસ્થાનોમાંથી વાગતા થયેલા ક્રાન્તિના ઘંટાનાદ હજુય એના કાનમાં ગૂંજતા હતા.

ખદબદતા રજવાડાનાં કચડાયેલાં દિલ એ ઘંટાનાદની ઘૂમરીઓ પર ઘૂમરાતાં હતાં. "રિપબ્લીક" નામનો નવો શબ્દ ઘરઘરને ઢૂંઢી વળ્યો હતો. એ શબ્દ નવી રોશની સળગતી કરતો હતો. એ અવાજ પર આઝાદી, સમાનતા અને બંધુતાની લાગણીઓ માનવીના હક્ક સાથે ગૂંથણી કરતી હતી.

ત્યારે એ અમેરિકા ઊપડવાની અને ત્યાં લશ્કરી સેવા આપવાના કાગળ પર સહી કરતો હતો.

એ અમેરિકામાં જાજરમાન જેવા વોશિંગ્ટનને મળતો હતો.

એને અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધમાં ઘવાવાનું માન મળતું હતું અને એ પોતાની સ્ત્રીને લખતો હતો, "અમે રિપબ્લીકનો......"

અને ફ્રાન્સ પાછો ફર્યો પછી પણ 'અમે રિપબ્લીકનો'ની વાતો મુક્તકંઠે કરતો ફ્રાન્સના રજવાડામાં રાણી સાથે નાચવાનું માન મેળવતો ધીમે ધીમે પોતાની જબાન પર કાબૂ મેળવતો સુધારતો હતો કે,

"અમે રજવાડી રિપબ્લીકનો........"

અને તોપ એ માંડ્યો ગયો ત્યારે રિપબ્લીકનના પોશાકમાં ગયો હતો. ત્યાંથી એ જ પોશાકમાં એ બર્લીન ઊપડયો અને ત્યાં ઘરડા થયેલા મહાન ફ્રેડરીકને મળ્યો.

"એના જેવા જ જો ફ્રાન્સમાં રિપબ્લીકનો હોય તો......!" એ બરડો શહેનશાહ આનંદ પામતો હતો અને ટહુકાર કરતો કહેતો હતો.

"હુંય એક જુવાનને અહીં ઓળખતો હતો. એણે પણ સમાનતા અને આઝાદીનો પ્રદેશ દેખ્યો હતો. એ દેખીને એ અહીં પાછો ફર્યો. પછી એનું શું થયું તે ખબર છે?"

"નાજી."

"પછી એને લટકાવી દેવામાં આવ્યો."

અને લાફાયેટ જોઈ રહ્યો. એણે જેણે અમેરિકન ક્રાન્તિમાં ઝુકાવ્યું હતું, જેને ભલભલા માન આપતા હતા, જેના હાથપર ખુદ વૉશિંગટને ચુમી લીધી હતી, તેની હાજરીમાં જર્મનીનો બરડો રજવાડો અપશુકન બોલતો હતો.

"પણ રાજાનો હૃદયપલટો થશે.........લોકો સમાન અને આઝાદ થશે......લુઈ સોળમો જો એને સાચી વાત સમજાવવામાં આવે, તો રિપબ્લીક ફ્રાન્સનો પ્રમુખ થવા શું કામ ના પાડે!"

એવા એવા એ વિચારો ઉથલાવતો હતો.

તેટલામાં તો ૧૭૮૯ની સાલ આવી પહોંચી. અને એ ઊભો થઇ ગયો, "હા, નામદાર હા, નામદાર, રાષ્ટ્રપ્રતિનિધિ સભા જોઇએ જ જોઇએ." અને ફીલાડેલ્ફીયામાં એ શીખ્યો હતો તેવું બંધારણ એણે રજુ કર્યું.

પણ રાષ્ટ્રસભાએ એની રજૂઆત કરતાં ઘણું વધારે સારૂં મંજૂર કર્યું અને લાફાયેટને ઇનામ તરીકે ઉપ-પ્રમુખ નીમ્યો, ત્યારે ૧૧મી જુલાઇનો દિવસ ચાલતો હતો.

અને ઇતિહાસનો રથ ચૌદમી જુલાઇએ હંકાવા માંડયો. રાષ્ટ્રસભાએ નોકરને કાઢી મૂકયો તેના વાંધા તરીકે લોકોનાં ટોળાં ઉશ્કેરાયેલાં ઊડતાં હતાં અને બેસ્ટાઇલ પર ચઢતાં હતાં અને ત્યાં

થોડાક રજવાડી અમલદારોની કતલ કરીને હોટેલ–ડી–વીલેમાં નવી જાતની શહેર નાગરિક સત્તા રચતાં હતાં અને એ સત્તાના સ્વરૂપને કોમ્યુન કહેતાં હતાં તથા બીલી નામના ખગોળ શાસ્ત્રીને પ્રમુખ નીમતાં હતાં, જે પ્રમુખ થોડા જ વખતમાં કૂવામાં પડતું નાખીને આપઘાત કરવાનો હતો.

પણ પાછલાં બારણાં ખોલીને પેરીસનો માલિક મૂડીવાદ રિપબ્લીકનો જાપ જપતો નીકળતો હતો. એની બગલમાં બચકો હતો. એમાં એણે સંઘરી રાખવાના ખાસ અધિકારોનો સુવર્ણકળશ હતો.

એને રિપબ્લીક જોઈતું હતું, રજવાડાની પકડ જેમાં હોય નહિ અને મૂડીની માવજતમાં છૂટા દોડવાની સડકો હોય, તેવું રિપબ્લીક એને જોઈતું હતું.

પણ પેલાં ટોળાંને રીપબ્લીક જોઈતું હતું. એ ટોળાંઓમાં સૌથી વધારે ગરીબો હતાં, કિસાનો અને મજૂરો હતાં. એમના રિપબ્લીકના ખ્યાલ સાથે પોતાના રિપબ્લીકનો ખ્યાલ બંધ બેસતો નથી તેની એને ખબર હતી.

એટલે એ નીચલા વર્ગોના રિપબ્લીકનો ખ્યાલ પકડી રાખે અને રજવાડી રંજાડને ખતમ કરે એવું અને એક હાકે બે પક્ષોને પાડી દે તેવું રાષ્ટ્રીય લશ્કર એને જોઈતું હતું.

મૂડીવાદી ટોળકીઓએ એવું લશ્કર બનાવ્યું અને તેનું નામ 'રાષ્ટ્રીય લશ્કર' એવું પાડ્યું.

પણ એવા લશ્કરને પ્રતિષ્ઠા પણ જોઈએ ને! એ પ્રતિષ્ઠા એવી જોઈએ કે એનું વરસેઈલ્સની સરકારમાં માન હોય તથા લોકો પર કાબૂ હોય.

એટલે એવી પ્રતિષ્ઠાવાળો લાફાયેટ માલિક સમાજે પસંદ કર્યો. અને બેસ્ટાઇલના પતન પછી હોટેલ–ડી–વીલામાં બેઠેલા પ્રતિનિધિ-

ઓના ડેપ્યુટેશનને લઈને પેરીસ જવા માટે એ આગેવાન નિમાયો હતો.

કોલંબિયાની નવી અને ફ્રાન્સની જૂની દુનિયામાં સામિલ થઈ આવેલો એ વીર આગેવાનીમાં આગળ કરાયો.

એ આગેવાન ક્રાન્તિના હાર્દને ગોખતો હતો. " મારે જનતાના અંધેર રાજમાંથી અને રજવાડી જાલીમ રાજમાંથી આઝાદીને સાચવવાની છે."

અને એણે મ્યાનમાંથી તલવાર કાઢીને શપથ લીધા. " પણ આ ભયાનક આવેશમાં ચકચૂર થયેલો લોકસમાજ મને સાંભળતો જ નથી ! " એ અકળાતો બીજો હુકમ આપતો હતો.

" બેસ્ટાઈલને જમીનદોસ્ત કરી નાખો. "

અને બેસ્ટાઇલ જમીનદોસ્ત થયો.

પણ એથી તો પેલો ભયાનક લોકસમાજ વધારે ઉશ્કેરાયલો બન્યો અને એમની ફરશીઓ પર ફૂલનનું, બરથીઅરનું, ફ્લીસેલનું, લોનીનું માથું લોહી નીંગળતું ફરતું થઈ ગયું.

એટલે ઓછો થવાને બદલે એનો મૂંઝારો વધ્યો. એ બબડયોઃ

" મારી દશા ભયંકર ખરાબ છે."

અને તોપણ એ મારકવીસ લા-ફાયેટ ૩૧મી જુલાઈએ પોતાની હેટ પર ત્રણ રંગી રીબન લગાવીને હાજર થયો અને લોક મેદની તરફ બોલ્યો, " હું તમને આ ત્રણ રંગની ભેટ ધરું છું, જે આખી દુનિયામાં મશહૂર થશે."

અને ઓકટોબરની પાંચમી આવી. લા-ફાયેટના ત્રણ રંગને બદલે એકમાં જ તરબોળ થયેલો લોકજુવાળ વરસેઈલ્સ પહોંચ્યો.

લા-ફાયેટ ઝબકીને જાગ્યો.

એણે લાગણીનાં પૂર લહેરાવીને, ઊડતા કરેલા ત્રિરંગી ઝંડાઓ-માંથી લાલ વિના બીજા બધા રંગો ફિક્કા પડતા દીઠા. એણે આજ સુધી ગદ્દગદ થઈને, આઝાદીનું રક્ષણ કરતા ભગવાનની, આઝાદીને ઇચ્છતા રાજાની, અને આઝાદીની ઇમારત ચણતા લોકોની વાતને એકઠી રાખવાની સમજાવેલી વાત તૂટી જતી લાગી.

પણ રાષ્ટ્રલશ્કરનો એ નેતા એના લશ્કર સાથે લોકજુવાળ પર સવાર થયેલો હોવાથી ખેંચાતો હતો. "વરસેઈલ્સમાં જ્યાં શાહેનશાહ સરકાર ચલાવે છે તેના પર ચઢાઈ!" એ કમકમી ઊઠ્યો.

ઇસુને શૂળીએ ચઢાવવાનો હુકમ લઈને જતા પાયલેટસ જેવો કરુણ બનીને એ ઘસડાયો, "હું આગેવાન અને હું ઘસડાઉં છું...!" એના ઉચાટનો પાર રહ્યો નહિ.

અને વરસેઈલ્સની રાજસભાની સામે એ લોકજુવાળ સાથે ઘસડાતો બંને દુનિયાનો આગેવાન આબેહૂબ રૂપમાં રજૂ થયો, અને રજવાડી નેતા મુનીઅરે રાજસભામાંથી એની સામે ત્રાડ પાડી, "અરે, તમે પોતે...! તમે શું કરવું ધાર્યું છે?"

"મેં !...મેં......" એના હોઠ ફફડી ઊઠ્યા, "હું મહારાજાનું રક્ષણ કરીશ."

અને હરખાઈને સોળમા નંબરના લુઈએ એની નજર સાથે અનુરાગની આપલે કરી, અને એણે રજવાડી મહાલયનું, મહાલયના બંડનું, રજવાડી રાજસભાનું રક્ષણ કરવા મૂકીવાદે ઊભા કરેલા રાષ્ટ્ર–લશ્કરના સંત્રીઓને હુકમ કર્યો.

સંત્રીઓએ ચોકી શરૂ કરી.

"ઓહો, આ તો લોકજનતા મારી ચોકી કરવા લશ્કર બનીને આવી છે," બોલતો લુઈ એના મહાલયમાં આરામ કરવા

આરો થયો.

પણ ગમે તે હથિયાર લઈને પોતાના આગેવાનની પાછળ આવેલાં એ ટોળાં વધતાં હતાં, મહારાજાના મહાલયની આસપાસ ટોળાંઓનો શોર વધતો જતો હતો.

"પણ મારા મહાલયના દરવાજા પર તો લા-ફ્રાયેટનું રાષ્ટ્ર-લશ્કર ચોકી કરે છે" બોલતો લુઈ શાહીસેજમાં આળોટતો હતો.

પણ જુવાળ વધતો જતો હતો. બહાર વધતા જતા જુવાળના ધક્કા મહાલયના દરેક દરવાજા પર લાગતા હતા. દરવાજા પરના રાષ્ટ્રસંત્રીઓની દીવાલમાં ગાબડાં પડતાં જતાં હતાં. લા-ફ્રાયેટની આગેવાનીના અવાજ પ્રમાણે સબ સલામત પુકારતા સંત્રીઓનાં તરફડતાં શરીર પરથી લોકજુવાળ શાહી–મહાલયમાં ધસતો હતો.

છત્ર પલંગમાંથી કૂદીને અરધું શરીર ઉતાવળું ઢાંકતી રાણી એન્ટોનેટ રાજાના ખંડ તરફ દોડતી ધસતી હતી.

રાજા–રાણી રસાલા સાથે પેરીસ તરફ ભાગતાં હતાં.

રાજારાણી પાછળ લોક–જુવાળ લાવાના રસ જેવો ઊકળતો રેલાતો હતો.

"હું ક્રાન્તિના તમામ અતિરેકનો સામનો કરવાનો છું." ક્રાન્તિનું પહેલું પાત્ર ભુમરાણ કરતું લા–ફ્રાયેટમાં ઉપરતળે થતું હતું.

"હું મારા રાષ્ટ્રસૈનિકોની મદદથી રાજાને ગાદી પર જ રાખવાનો છું......આપણે તો અધિકાર જોઈએ છે, રાજા સામે શું છે?" લા–ફ્રાયેટ મગજ ગુમાવતો હતો.

અને ક્રાન્તિના એ પહેલા પાત્ર સામે પોતાનો અવાજ ઉઠાવતો લોકજુવાળ ઊછળતો હતો.

લા–ફ્રાયેટ એ લોકજુવાળને હુલ્લડ કહેતો, હુલ્લડ સામેનો પોતે ઘડેલો કાનૂન વાંચી સંભળાવતો હતો.

ત્યારે બંને દુનિયાનો એ આગેવાન રજવાડી રિપબ્લીકનો પક્ષ કરતો ધોળા ઘોડાપર સવાર થઈને, સીધો ટટ્ટાર બનીને, તરવારને મ્યાનમાંથી ખેંચી કાઢીને હુલ્લડખોરો પર ગોળીબાર કરવાનું ફરમાન બોલતો હતો.

કહેવાતું હુલ્લડ મચાવતી જનતાપર ગોળીઓ વરસતી હતી. સેંકડો શબો લોહીમાં તરબોળ પડતાં હતાં. ઘવાયલો લોકજુવાળ, લોહીભીનો ચારે દિશામાં દોટ મૂકતો હતો.

“હુલ્લડનો અંત” લા-ફાયેટ હાંકતો હતો.

એવા એના ત્રણ રંગમાંથી બે રંગનો અંત આવતો હતો. એની બુરખાવાળી માલિકોએ એને આપેલી આગેવાનીનો અંત આવતો હતો. લુઈ સોળમાની સરકારનો અંત આવે તે પહેલાં એ સરકારને સાચવી રાખી રજવાડી રિપબ્લીકનો આ કિમિયાગર લોહીના ખાબડામાં પોતાની જાતની સાચી છબી ખુલ્લી કરતો હતો.

ત્યારે જનતાની હરોળમાં ઊભેલો, જનતાની રાહબરી કરીને આવેલો, પેલો લોકપુરુષ મેરટ એને પારખતો એના પર ફિટકાર વરસાવતો કહેતો હતો:

“બંને દુનિયાનો એ વીર કહેવડાવતો લા-ફાયેટ મઢીદારોનો, ઉપલાવર્ગોનો, રાજાશાહીનો કાળપગો બની ચૂક્યો છે. એ કાળપગાઓની સરકાર લોકસરકાર નથી, એ કાળપગાઓએ આપણાં જીવતર પર લોહી વહાવવા માંડ્યાં છે. આપણી આંખનાં પડળ ખોલીને કાળપગાઓને ઓળખી પાડવાની પળ આવી પહોંચી છે. જો ચૂકશું, તો એ ક્રાન્તિ વિરોધી મારાઓ આપણો—જનતાનો—સંહાર મચાવશે, આપણી માતાઓ અને સ્ત્રીઓનાં પેટ ખોલીને આપણી ઓલાદનો ઉચ્છેદ કરશે તથા બીજી જો એ પળ ચૂકશું, તો આપણી લોકઆઝા-

દીના ખ્યાલને પરાસ્ત કરવા એ ગ્રાહિકના મારાઓ આપણાં બચ્ચાંઓના મગજના તંતુઓને તોડી નાખશે. " એવો એ ડોકટર મેરટ હવે ઉતાવળો થતો બજંપો સેવતો હતો.

એનું નામ મેરટ હતું. જ્યારે રજવાડાશાહી સરકારી સભ્યતાનો કિલ્લો, બીજા સરકારી એવો શોષિત જનતાની યાતનાઓના ભાર નીચે કચડાતો ૧૭૮૯ ની સાલ પર મરડાતો હતો ત્યારનો એ સામેલ હતો. પેરીસની ગરમ અને ગમગીન રાતોમાં 'નેશનલ એસેંબ્લી ' ગરમાગરમ ચકચાર જગવતી હતી, તથા ત્રણ સૈકાઓની ગયામણ પછી મેળવેલા કેટલાક અધિકારો જતા કરીને પણ શ્રીમંતો સામાન્ય માણસના હક્ક ઘડતરમાં ફાળો આપતા હતા ત્યારે પણ એ વેધક નજરની નેમ અચૂક રાખતો અગ્નિનો અંદાજ કાઢતો બેઠો હતો.

અને ડકરાતી દીકરાઓ આ અપશુકનને સમજી ગયા હતા કે, એનો અર્થ એ હતો કે આપણે કાં તો સારા વેપારી બનો, ઇજનેર બનો, કે રેસ્ટોરાં કાઢો." અને એવી તોફાની રાત આવી પહોંચી હતી, તેની ચકચાર સૌથી વધારે તો પવિત્ર પાદરીઓની ઘાતકી મંત્રણાને ચમકાવી મૂકતી હતી. જિસસના ક્રુસને રાજાના દંડમાં મેળવી દઈને સરકાર સાથે સરકાર બનનાર અને લુઇ રાજાઓને આશીર્વાદ આપનાર તથા પવિત્ર રાજતિલક કરનાર ક્રિસાઈ મુરલીધરોને આ આખી રાત ઊંઘ આવી નહોતી.

ફ્રાન્સનો ઊકળતો ચરુ ઉતાવળો થતો હતો. મીરાબો સામાજિક હિલચાલને પોતાની એક માણસની ખાનગી ક્રાન્તિ બનાવવાની ચાવી મરડવા જતાં મરી પડ્યો હતો અને કેથોલીક પાદરીઓ જે રાજદંડ પર દાવ ખેલતા યમરાજાઓ બન્યા હતા તે રાજાને, રાજદંડને અને તાજને બચાવવાની ચિંતામાં ગરકાવ થઈ ગયા હતા.

એવી ૧૭૯૧ ની સાલ આવી પહોંચી હતી. કેથોલીકો, પ્રોટે-

સ્ટંટો તથા યહૂદીઓને એ સાલે કાયદાની નજરમાં સંપૂર્ણ સમાન ધોરણ પર મૂકી દીધા.

એ પળથી ધર્મની કલગી માથા પર કાયદાનો અંકુશ ઊતરવા લાગ્યો. લોકસભાએ કોઈપણ પક્ષના દરેક પાદરીને પગારના ધોરણની રૂએ શિક્ષકો અને બીજા નોકર જેવા નોકરો બનાવી દીધા.

પોતે અખત વાંધો ઉઠાવી ૧૫૧૬ ની સાલમાં ધર્મને તાજ સાથે થયેલું તહનામું આગળ ધર્યું.

પણ રાષ્ટ્રસભાને એ તહનામાની જરૂર રહી નહોતી. જ્યાંથી ત્યાંથી ઈસાઈ ધર્મસંસ્થા પર સેંકડો વરસના ગુંગળાયલા તિરસ્કાર વરસતા હતા. રજવાડી શયતાન સાથે શયતાન બનેલો ધર્મનો આશ્રમ પોતાના તબેલા માટે પણ નાલાયક ગણાતો હતો, એમાં સળગતી કોઈ પણ ધૂપસળીની સુવાસ પણ દુર્ગંધ ફેલાવતી દેખાતી હતી. ફ્રાન્સના દેહ પર પડેલી દરેક યાતનામાં પોપની પિશાચલીલાનો હાથ હતો. ફ્રાન્સના કલેવરપરનો એકેએક ઘા કરનાર સરકાર સાથેનું એ કુટિલ સહકારી તંત્ર હતું.

એટલે દબાયલા પ્રકોપ પ્રજળતા ફાટી નીકળતા હતા. એ પ્રકોપના ધિક્કાર જગતમાંથી ભગવાનની ભ્રમજાળને ભૂંસી નાખવા મચી પડયા હતા, કનવેનશનનો હુકમ ખ્રિસ્તી કેલેન્ડરને, તમામ સંતોના દિવસોને, ખ્રિસ્તમસ અને ઇસ્ટરને નાબૂદ કરતું હતું.

જાલીમોના જગતને બદલે નવું જગત બનાવવા જેકોબીન કલબ ભગવાન નામના જાલીમનો તાજ બુદ્ધિને પહેરાવતી હતી, રજવાડાનો સિતમ જોતી સૈકાઓથી ઊભેલી જેસસની કુમારિકા માતા મેરી પણ જ્યાં ઊભી હતી ત્યાંથી ઉતારી લેવામાં આવતી હતી. સળગતા ઝંડાવાળી આઝાદીની રણખંજરી વિનાશની ભેરી બજવતી સત્યની મશાલ લઈને ધસતી હતી. એનો આગેવાન મશાલચી મહાનુભાવ મેરટ હતો.

એમાં દાસીઓને બાંધી રાખનારું, પવિત્ર દેવળો બંધાવી તેમાં લોકજનતાને હલાલ કરનારું, હુક્કા ગગડાવતાં અને માતા મેરીની માળા ફેરવતાં, સ્ત્રીજાત પર જખમ કરનારું ગોઝારું રજવાડી જગત નાશ પામતું હતું.

અને શું આવતું હતું ?

એનો ખ્યાલ કરવા ઊછળતા જુવાળનાં સળગતાં મોજાંને સંકેલીને ટોળાંઓ જામતાં હતાં. એ ટોળાંનો આગેવાન લોકમિત્રનું બિરુદ પામી ચૂકેલો મેરટ હતો.

ઊગતો વેપારી મૂડીવાદ રાજદંડનો નાશ કરતાં પોતાનો સોનેરી દંડુકો પણ ન તણાઈ જાય, તે જોવાની ચિંતામાં ઘરમાં સંતાઈ જતો હતો અને પાછો ઓટલા પર આવીને ક્રાન્તિની ભુંગળ પણ કરી જતો હતો.

જુદા જુદા થરો ઉપરતળે થતા, પોતપોતાના આકારો સજતા હતા. એ આકારો કદીક દેખાતા, કદીક દેખાતા બંધ થતા હતા.

ધીમે ધીમે નેતાઓ બુદ્ધિની દેવી સાથે વાત કરવા માંડ્યા હતા. બુદ્ધિ બોલતી હતી, " હું તો વિધિ છું, વિધાન નથી; હું કરામત છું, કાર્યવાહી નથી. "

ઉપલા નીચલા વર્ગો આ ઉથલપાથલમાં પોતપોતાની કાર્યવાહીનો અંદાજ પણ કાઢતા હતા, ત્યારે જ[illegible]ન પર સવાર થતા પેલા ડોકટર મેરટ સાથે ડેન્ટન જોડાતો હતો. જાણે એનામાં ક્રાન્તિની ભૂખ ભભકી ઊઠી હતી. એનો આખો દેહ પાર્થિવ બન્યો હતો. એ જેને ચાહતો તેના પર અમલ કરવા, માલિક બનવા ચાહતો હતો. એ વિચારતો ત્યારે આવેગ ઊભરાતો અને અમલ થયા સુધી જંપતો નહોતો. એને કોઈને અન્યાય ન થઈ જાય, તે જોવાનું સહજ ભાન હતું, પણ ગમે તેવા બાજરમાનો સામે બાથ ભીડવામાં એ પાછો પડતો

નહિ. છતાં એના સ્વભાવમાં કંઈક ઉમદા હતું. એ ઉમદા એની તરફદારીના વલણમાં અતિશય ઉદાત્ત દેખાતું અને પુણ્યપ્રકોપની પળમાં અચાનક બનીને ભાંભરતું. આજે એ મેરટ બેગો ક્રાન્તિમાં બળતો હતો.

૧૭૮૦ ની સાલમાં વકીલાતમાં જવા, ગામડાની ઓલાદવાળો એ પડછંદ દેહ, વિશાળ માથું અને શીળીનાં ચાઠાંવાળો ભવ્ય ચહેરો લઈને પેરીસમાં ઊતર્યો હતો.

"જુઓ જુઓ, જુવાળ આવે છે." ૧૭૮૮માં એ લોક-જુવાળ જોઈ શકતો બોલતો હતો.

"પણ તમે રાજાના પ્રધાનમંડળમાં..." બેરેનટીન એને વિશાળ પદવી બતાવતો હતો.

પણ એણે જુવાળ જોયો હતો. એ જુવાળના રાજા બનવાનું એને મન હતું. એને એક વાર મન થતું, પછી એનામાં ઝડપી જવાની શક્તિના ધોધ ફૂટતા હતા. એનું નામ ડેન્ટન હતું.

એ જે વિભાગમાં રહેતો હતો, તે વિભાગના રહેવાસીઓ કોરડેલિયર્સ કહેવાતા. કોરડેલિયર્સનો એ આગેવાન ચઢતા જુવાળની ક્રાન્તિના ઊંચા મોજા પર સવાર થયો હતો, કારણ કે, એને પાછલી હરોળમાં ચાલવું પસંદ નહોતું.

પોતાના આવેશના ઊભરાઓથી માનવમેદનીમાં એકએકને ઊભરાવી દેતો એ ઊછળતો હતો. એની બુમ પડે કે કોરડેલિયર્સનો વિભાગ ઊછળી પડવાની તૈયારીમાં ઊભો હતો. પેરીસના બળવામાં કોરડેલિયર્સનું નામ સૌથી મોખરે હતું.

"પણ તમે કોની સામે...રાજા સામે?" એને જનતાનો માનીતો "લોક સાથી" મેરટ પૂછતો હતો.

" ના રે ના....હા...હા, " એ જવાબ આપતો હતો. એની આસપાસ જૂથ જામતું હતું. મેરટનો પણ એ મિત્ર બન્યો હતો.

ડાબી પાંખના બળવાખોરોની જેકોબીન કલબ એ બધા સળગી ઊઠેલાની બીખતી જાદી હતી, તોપણ એની ફૂંકથી જ ૧૪ મી જુલાઈના લોકજુવાળ પર ગોળી ચલાવીને લા-ફાયેટ એ જ જેકોબીન કલબમાં આલવાની હિંમત કરતો હતો.

"હું લા-ફાયેટના અપરાધની વાત......" મેરટ બોલતો હતો. લા-ફાયેટ સરકી જતો હતો અને ડેન્ટન કારડેલિયર્સને ભેગા કરીને કહેતો હતો, " મેરટની વાત સાચી છે. લા-ફાયેટ ક્રાન્તિનો વિરોધી બની ચૂક્યો છે, રાજાનો મિત્ર થયો છે."

અને ડેન્ટન હોટેલ-ડી-વીલામાં કોમ્યુન તરફથી વકીલ નિમાયો કે તરત જ એનો ઝોક ફ્રાન્સના બચાવ તરફ ઊતરી પડ્યો. ઓસ્ટ્રિયા સાથેના યુદ્ધમાં ફ્રાન્સનો પરાજય શરૂ થઈ ગયો હતો. ૧૭૯૨ની શરૂ થતી સાલમાં ઓસ્ટ્રિયા સાથે પ્રશિયા જોડાયું હતું અને એ બંનેને મદદ કરવા રશિયાએ યુરોપને સંબોધન કર્યું હતું.

તોપણ પરાજયથી એ પગથી માથા સુધી સળગી ઊઠ્યો.

" પરાજયનું કારણ રાજા છે " એણે રાડ નાખી. " પરાજય લાવીને રાજા દેશનો અપરાધી બની ચૂક્યો છે."

" પરાજયનું કારણ રાજસભા પણ છે. રાજસભામાં સાચા લોકપ્રતિનિધિઓ છે જ ક્યાં ? કોમ્યુનમાં બંધારણવાદને બદલે ક્રાન્તવાદ જોઈએ. " મેરટે એ અવાજમાં સળગતું સંકલ્યું.

હોટેલ-ડી-વીલા પર પાછો જનતાનો જુવાળ ચઢતો હતો. ડેન્ટન અને મેરટ મોખરે હતા.

કોમ્યુનના બંધારણવાદને બદલે ક્રાન્તવાદ સ્થાપવાનો યુદ્ધનાદ સૌથી પહેલાં કારડેલિયર્સનાં દેવળોમાં વાગી ઊઠ્યો.

હોટેલ–ડી–વીલાનો કબજો લેવાયો. રાષ્ટ્રસેનાના આગેવાન મેન્ડેટને ડેન્ટને હાજર થવા તેડું મોકલ્યું. મેન્ડેટ પગથિયાં ચઢતાં જ મરી પડ્યો અને રાજાએ અપશુકનનાં ઓથારિયાં ફરીવાર સાંભળ્યાં, ત્યારે ૧૭૯૨ના ઓગસ્ટનો ૧૦મો દિવસ બેસી ગયો હતો, અને ડેન્ટન ક્રાન્તિના હરક્યુલિસ તરીકે ઓળખાતો થયો.

ત્યારે આગળ વધવાની ક્ષણની દરેક પળ માપતો બેઠો હોય, તેવો અખડતો એક પીઆરડીનો વકીલ બેઠો હતો. એ પણ ડેન્ટન જેવો જ વકીલ હતો. એને ક્રાન્તિના લાલ અંગારા જેવા મેરટની બાથબંધીએ ક્રાન્ત બનાવ્યો હતો. એ રાજાશાહીનો ઉચ્છેદ માગતો નહોતો પણ ફ્રાન્સનો પુનરુદ્ધાર માગતો હતો અને સામાન્ય માણસના સમાન હક્ક માગતો હતો. સડેલી જાલિમશાહીને બદલે દિવ્ય ગુણોનું શાસન માગતો હતો. એનું નામ રોબેસપીર હતું. મેરટે એને મહાપવિત્ર કહ્યો હતો.

એ પણ ક્રાન્તિને પોતાની સેવા આપવા નવા કોમ્યુનમાં પાછલી હરોળમાં બેસતો હતો અને આગળ આવવાનો વખત માપતો હતો.

એ જેકોબીન ક્લબમાં પણ જોડાયો હતો. " રોબેસપીર... રોબેસપીર..." એને કોઈનો અવાજ સંભળાયો, પણ સમજાયો નહિ.

એને એનો ભૂતકાળ સાંભરતો હતો. ત્યારે જ્યારે એની માતાના શબ પાસેથી બાપા અલોપ થઈ ગયા, પછી એ કાકીને પનારે પડ્યો ને એકલો એકલવાયો......

" હું વખાનો માર્યો આવ્યો છું " એ એકવીસ વરસ પહેલાં લુઈ–ડી–ગ્રાન્ડ દેવળનાં ઊઘડતાં કમાડ આગળ કરગરતો હતો.

" પ્રભુનો વિજય હો " બોલતો કોઈ અવાજ એને અંદર લેતો હતો.

એ બધું યાદ કરતો આજે એ શાંત ઉગ્રતા ધરતો જેકોબીન ક્લબની પાછલી પાટલી પર નિરધાર કરતો હતો, "પ્રભુનો વિજય એમ આવે નહિ ...ઉચ્ચ ગુણનું શાસન સહેલથી મંડાવાનું નથી... એની આડે આવે, તેનાં તમામનાં માથાં ઉતારી લેવાનાં હોય છે." એ ગરકાવ બનતો હતો.

"રોબેસપીરી..." એણે ચમકીને જોયું. પાછળ ડેન્ટનનો વિરાટ દેહ એના પર નમ્યો હતો.

"આપણે કોઈ કપરો કાર્યક્રમ વિચારવો પડશે... મેરટે કહેવડાવ્યું છે...આપણે મળીએ છીએ."

જેકોબીન ક્લબના એ ડાબી પાંખના ઉગ્ર બોલશેવિકો હતા. દેશને વિજયી બનાવવા, ક્રાન્તિને વિજયી બનાવવા અને સમાન માનવીના સમાન હક્કોનું શાસન સ્થાપવા એ ત્રણે જણ કઠોર નિરધાર કરતા હતા.

જ્યાં સુધી વરસેઇલ્સ કે પેરીસના રાજમહાલયમાં જૂની દુનિયાનાં રાજારાણી બિઝીક રમી શકે છે...જ્યાં સુધી કોમ્યુનમાં મૂડીવાદી જીરોન્ડીસ્ટો પણ સત્તા ધરાવે છે, ત્યાં સુધી..."

પછી એ ઉગ્ર લોકો ડાબી પાંખમાં દીવાલ પાસેની ઊંચી બેઠકમાં બેઠવાયા. એ બેઠકોને ક્રાન્તિની લોકવાણીએ પર્વત તરીકે પ્રખ્યાત કરી.

રોજ રોજ પર્વત વધારે ભીષણ બનતો હતો. રોજ રોજ એ પર્વતનાં શિખરો સળગતાં હતાં. રોજરોજ જીરોન્ડીસ્ટોનાં જિગર પર આગ લાગતી હતી અને વીફરતી જતી હતી. એ ક્રાન્ત પરિસ્થિતિને જોતાં રાજરાણી વરસેઇલ્સનો ટુલેરીસ મહાલ છોડીને પેરીસમાં વસવાટ કરવા પધારતાં હતાં.

પણ પેરીસ તો જ્વાલામુખીના મોઢા પર ચઢીને બેઠું હતું.

રાજાની રમતગમત વણસતો હતી, સુંદર રાણીના સ્વરૂપમાં હલચલીઓ પડતી હતી. મધરાતની સુંવાળી સેજ પેલા નીચલા વર્ગોના પસારાથી નીચેથી ઊંચકાતી ઝબકો પડતી હતી.

ત્યારે કપરા કાળનું કારજ કરવા રાણીએ એના ફરસેન નામના દોસ્તને યાદ કર્યો અને એ સ્વીડનના રાજા પાસેથી પેરીસમાં આવી પહોંચ્યો. એણે આ તોફાનની ભરતી આવી જાય ત્યાંસુધી રાજારાણીને ભગાડી જઈને બહાર સરહદમાં રાખવાની જોગવાઈ કરી હતી.

એક રાતે એ રાજારાણીને નાકાબંધીમાંથી ઉઠાવી ગયો. રાજા-રાણીને લઈને એક મુસાફરગાડી ફ્રાન્સની હદ ઓળંગવા જતી હતી. વેરેનીસની બીજી તરફ ઓસ્ટ્રિયાના સામંતો રાજદંપતીનું રખેવાળું કરવા રાહ જોતા હતા.

પણ રૂપવતી રાણીએ પોતે સ્ટ્રાસબર્ગ પહોંચે કે મનરંજન જુલ્ફાં સમારવા માટે પોતાના ફીગારો નામના હજામને અગાઉથી રવાના કર્યો હતો.

અને ફીગારો ફૂલીને ફાળકો થઈને જ્યાં ને ત્યાં "કોઈને કહેશો નહિ" એમ બોલતો અનેકના કાનમાં મગરૂર મહાલતો હતો.

એટલે જ્યાં ને ત્યાં જેકોબીનો પર સંદેશા છૂટ્યા, મુસાફરોની દરેક ગાડીઓ તપાસવા લાગી.

એક તપાસમાં ઓસ્ટ્રિયન ઉમરાવના પોશાકવાળો રાજા જેવો દેખાતો આદમી પોતાની ગાડીમાંથી ઊતરીને નાસ્તો કરતો દેખાઈ ગયો. અને પડખે રાણી જેવી સુંદર સ્ત્રી પણ દેખાઈ ગઈ.

એટલે રાજારાણી અને રાજવંશી બાળકો પકડાયાં.

અને ઓસ્ટ્રિયન વેશ પહેરેલાં દંપતી પર ન્યાય કરવા ક્રાન્તિની કરપીણ અદાલત બેસી ગઈ.

ટુલેરીસના રાજમહાલમાં વરસેઈલ્સ આવેલાં રાજારાણી ઓસ્ટ્રિયન પોશાકમાં હતાં એટલે રાજમહાલય ઓસ્ટ્રિયા કહેવાયો. ફ્રાન્સ સાથે યુધ્ધે ચઢેલા ઓસ્ટ્રિયા પર લોકોના અવ્યવસ્થિત સૈનિકોએ ચઢાઈ કરી. ટુલેરીસના સ્વીસ રક્ષકોનાં અંગ છેદાઈ ગયાં. રાજકુટુંબ કેદ પકડાયું. લા-ફાયેટ જીવ બચાવવા નાઠો હતો, મીરાબો મરી પરવાર્યો હતો, સીમસ સમાધિ લગાવવા રવાના થઈ ગયો હતો.

અને રાજાનો બ્રુન્સવીક નામનો સરદાર તમામ ક્રાન્તિકારીઓને મારી નાખવાની ધુમરાણ કરતો હતો ત્યારે પેલો લોકપર્વત કમ્યુનમાં મોટો થતો હતો, રજવાડી ને મૂડીવાદી જીરોન્ડીસ્ટો એ મોટા થતા પર્વતમાં દબાઈ જવાને બદલે નવી તરકીબો અજમાવવા પસાર થઈ જતા હતા. જેકોબીનો પાસે હવે સરકારની લગામ આવી પહોંચતી હતી.

ડેન્ટન વિકરાળ બનતો હતો. ગીલોટીનનાં ચક્રો ફરતાં બનતાં હતાં.

“ પણ એ એટલું બસ નથી ” મેરટ કહેતો હતો. શિસ્તબદ્ધ લોકલશ્કર વિના ક્રાન્તિ જિતાતી નથી, જીરવાતી નથી. ”

“ પણ એવું શિસ્તબદ્ધ લશ્કર છે ક્યાં ? ” ડેન્ટન અને રોબેસપીરી જોઈ રહેતા હતા.

“ ગામડાની ગરીબાઈમાં, પેરીસની મજૂર ચાલોમાં એ લશ્કરની છાવણી છે. એને શિસ્તબદ્ધ બનાવીને—”

ડેન્ટને મોટું માથું હલાવ્યું. એની આંખ સામે એનું વિશાળ કલેવર દુખી લાગતું હતું. એને મેરટ મજૂરીયાંનો માણસ દેખાતો હતો. રોબેસપીરી એનો મિત્ર હતો પણ દૂબળો પાતળો અને સુકલકડી શરીરવાળો ઉચ્ચ સદ્ગુણોના શાસનની વાત કરનારો એ રક્તહીન દેખાતો હતો. રોબેસપીર હજુ સમય માપતો હતો.

પણ રાજા અદાલતનો અવાજ સાંભળવા શ્વાસ થંભાવી પડ્યો હતો. "એ પોતે રાજા બનવાને બદલે કોઈ લુહારની કોઢમાં જન્મ્યો હોત, તો ! આવી મોહિની જેવી રાણીની ચૂડમાં ફસાવાને બદલે કોઈ સામાન્ય સ્ત્રીનાં બાળકોનો બાપ બન્યો હોત તો !" કાળના ઘણ નીચે એ મૂંઝાતો હતો.

અને એની વિચારમાળાના ટુકડા કરતો ૧૭૯૨ ની સપ્ટેંબરનો બીજો દિવસ ઘંટાનાદોથી ગાજી ઊઠ્યો. રજવાડાશાહીના દમામો પર લોકજુવાળની સળગતી ફરશીઓ ફરી ગઈ. પ્રતિક્રાન્તિની પાશવી છાયા પર સંહારની એક પળ આટોપાઈ પડી.

જેકોબીનની આગેવાની ગરીબ જનતાના પોશાકવાળી બની. આઝાદીના લાલ ઝંડાઓ ફરકતા થયા. રજવાડી રિપબ્લીકનાં પરિબળો પાછાં હટ્યાં અને લોક રિપબ્લીકની લાલ સમશેરોએ ફ્રાન્સને રિપબ્લીક જાહેર કર્યું.

૧૭૯૨ ના સપ્ટેંબરનો ૨૨મો દિવસ રજવાડી જગતના અંતનો પહેલો દિવસ લેખાઈ ગયો.

ડિસેંબરમાં રાજારાણી સામેનો મુકદ્દમો રિપબ્લીકની અદાલત પાસે રજૂ થયો.

જૂની દુનિયાનું એ મહા પવિત્ર કલેવર વધસ્તંભ પર પહોંચાડવા યોગ્ય પતિત પુરવાર થયું. ઓસ્ટ્રિયા, ઇંગ્લેંડ, પ્રશિયા, હોલેન્ડ અને સ્પેઇનનાં રજવાડાં કંપી ઊઠ્યાં અને પોતાના અંદરઅંદરના કલહને સમાવી ફ્રાન્સના લોકસમાજમાંથી જાગી ઊઠેલા જુવાળ સામે સંગ્રામ ગજવતો હતો, પ્રતિક્રાન્તિના પેઠિયાઓને ભેગા કરતો હતો અને ક્રાન્તિના પેરીસ નગરમાં કાળપગાઓને ઉતારતો હતો ત્યારે ક્રાન્તિના જુવાળ પર સવાર થતો મેરટ ડેન્ટન સાથે બેઠો હતો. મેરટ તરફ જોઈ રહેતો ડેન્ટન સમજવાનો પ્રયત્ન કરતો હતો, "ડોકટર...ડોકટર તમે કહેતા'તા તે ક્રાન્તિનું લશ્કર ?"

"લોક જનતામાં છે...ઇતિહાસની એ આગેકૂચ છે. જ્યારે આયુધ ધરીને આગળ વધે છે, ત્યારે પ્રતિક્રાન્તિ એને ખાળી શકતી નથી" ડેન્ટનની સામે ઊભેલો ડાક્ટર કોઈ ઇતિહાસો પરિબળનાં પરમાણુનો બનેલો હોય, એવો લાગતો હતો. પ્રતિક્રાન્તિના રોગનું નિદાન કરતો માનવી આરોગ્ય પર અનુસંધાન માંડતો હોય, જાણે કોઈ જંગલની જડીબુટ્ટીથી ભરેલો પર્વત બતાવતો હોય, તેમ બોલતો હતો.

"ડૉક્ટર તમે કેટલુંક ભણ્યા?" ડેન્ટન હસતો જોઈ રહ્યો.

"ભણી ભણીને લંડનમાં દવાખાનું માંડીને બેઠો હતો પણ ક્રાન્તિની હાક કંઈ પાછી ઠેલાય છે? નવા જગતના મહતર તરફ ઊછળતા માનવપ્રવાહ સાથે જેટલું વહી શકીએ, તેટલું જ આપણે ભણ્યા અને ગણ્યા પણ......"

"અને પ્રવાહ પર્વતમાંથી વહે છે...?" ડેન્ટન હસ્યો.

"હા, લોક જનતાના આશ્ચર્ય પર્વતોનાં ભીતર લોક જુવાળોથી ભરપૂર હોય છે...ઉપરથી ઠરેલાં એનાં પેટ જ્યારે ખૂલે છે...ત્યારે" ડૉક્ટર જોઈ રહ્યો.

જાણે કોઈ વિશાળ ઓપરેશન કરવા જતો હોય, તેવા પ્રજળતા એના દેહ પર નજર પાથરતો ડેન્ટન બોલ્યો, "એ લોક ભીતર જ્યારે પોતાનાં ક્રાન્ત ભાનનાં ઢમાક બોલે છે, ત્યારે..."

"હા, ત્યારે જ" ડૉક્ટરની આંખ દૂર દૂર દેખતી હતી.

"શું?" ડેન્ટન જોઈ રહ્યો.

જાણે અંતરિક્ષને ઉકેલતો હોય, તેમ મેરટ અનિમિષ બોલી રહ્યો, "એ લોકપર્વતને હલાવવો...એનાં અંતરનાં પરિબળનાં આયુધનો અમલ કરાવવો...કાળ એ કામ કર્યે જતો હોય છે.

પણ...સ્વીટ્ઝરલેન્ડમાં ૧૭૪૪ નો જન્મીને મેં વીજળી પર પ્રયોગો કર્યા...મેં વિજ્ઞાનની શોધખોળમાં......પ્રકાશનાં કિરણોનું રહસ્ય પામવામાં......ન્યુટનના રંગના નિયમને ચકાસી જોવામાં...... વિજ્ઞાનની સ્પેઇનની વડી વિદ્યાપીઠનો વડો હું નીમાઈ ગયો હોત તો......આજે આ કાળનાં પરિણામોનો સાથ......ડેન્ટન! આપણે જલદી જાગવા જોઈતા હતા..."

"પણ પછી ડૉક્ટર..." ડેન્ટન ઉતાવળો બોલ્યો.

"પછી કંઈ નહિ"...મછી મેં છલાંગ મારી અને પેલા પર્વત તરફ...લોકપર્વત તરફ, નવા પ્રકાશ તરફ દોટ દીધી... મેં કાયદા પર પુસ્તકો લખ્યાં...મેં ગુલામીની જંજીરો પર કિતાબ લખી...ને મોડા મોડા તોય હું આજે...આ જુવાળને જોતો... જીવું છું...ને મરીશ તોય...એમાં જ...મને એક સંતોષ છે... ડેન્ટન...કે આ ક્રાન્તિ પરાજય પામે તોય...પણ ક્રાન્તિનો પરાજય કદી થતો નથી...ક્રાન્તિકાળ પાછો હટતો નથી...ઘડીભર થંભી જાય, તો વધારે મોટી ફાળ ભરવા પૂરતો જ...પણ ગમે તે થાય તોય.. આપણે આ ક્રાન્તિએ માનવમાત્રના હકોનું હકનામું ઇતિહાસમાં પહેલીવાર એ રીતે પેશ કર્યું છે કે, પોતાની કારવાહી ચલાવવા માટે માનવી માત્રને કોઈપણ ભેદ વિનાનો પોતાના સરખો અને સમાન મતનો અધિકાર છે. મિલકતનું કોઈપણ રૂપ મતદાર બનવાનો ખાસ અધિકાર નથી પામતું...આપણું એ જાહેરનામું ઇતિહાસના ન્યાયનું તહનામું બનશે."

"હવે તમે ઊંઘશો...!" ડેન્ટન...મેરટના ત્રણ ત્રણ વરસના ભોમભીતરે એની તબિયતને તોડી નાખી છે...આપણે એને..." એક જુવાન છોકરી ઉતાવળી અંદર આવતી બોલી.

"હું આરામ લેવાને તૈયાર છું......જો......" મેરટ જોઈ રહ્યો.

"તું કહે તે કબૂલ..." યુવતી આગળ આવતી હસતી નજર ઢાળી રહી અને ડેન્ટન ઉતાવળો બોલ્યો, "હું બને તેટલો બધો ભાર ઉપાડવા તૈયાર છું, જો ડોક્ટર..."

"જો સીમોની મારી સારવાર કરવાનો આગ્રહ ન રાખે તો" મેરટ યુવતી પર નજર ઠેરવતો બોલ્યો. સીમોની તાક માંડતી હોય તેમ વીંધતી બોલી, "હજુ તમે તમારી વિજ્ઞાનની પ્રયોગશાળાનું માનસ નથી છોડ્યું. હું તમારી સાથે આરામમાં રહેવાનું કહું છું તે શા માટે ?"

"મારા તરફની મમતા માટે."

"જૂઠ...તમે જ લોકો એકલા કરુણ બની શકો છો એમ માનીને ખાંડ ખાવી હોય, તો ખાધે રાખો...મારી ક્રાન્તિની મમતા...તમારી સારવાર..."

"હા, ડોક્ટર..." ડેન્ટન ઉતાવળો બોલ્યો.

"ડોક્ટર હું છું કે, તમે બે જણ..." મેરટ જોઈ રહ્યો...હું મારો રોગ પારખું છું...મારે આરામની જરૂર પણ છે પણ સીમોની એવરાર્ડ...મેરટની સાથે ન હોય તો...મેરટ સાજો જ ન થાય, એમ હું માનતો નથી."

"હું પણ..." સીમોની ધીમા અવાજે બોલી. "પણ આપણે આખરી તબક્કા તરફ દોડીએ છીએ. જ્યારે રાજાશાહીની સુધારક ધારાસભા આવી, ત્યારે આપણે છુટ્ટાં ફરતાં, પણ પછી તમારે તરત જ બોમ-ભીતર જવાની ફરજ પડી. આજે ત્રણ વરસે તમે બહાર આવ્યા છો ખરા પણ આજે તમારો જાન કેટલા જોખમમાં છે, તે તમે જાણો છો ? આજનો આપણો સંગ્રામ સૌનો રાજા સામેનો નથી. લોકજનતાનો માલિકલોક સામેનો—જમીનદારી અને નફાખોરી સામેનો છે...જીરોનડીસ્ટો સામેનો છે. તમારા પ્રાણ લેવાનાં જેટલાં

કાવતરાંની આપણને જાણ થઇ છે, તેથી ઘણાં વધારે કાવતરાં તમારી હિલચાલની આસપાસ વણાય છે. હું તમારી સાથે તમારી અંગ-રક્ષક બનીને..."

"ક્રાન્તિની હિલચાલને તારા જેવી અંગરક્ષક વધારે જરૂરની છે...એક મેરટ માટે..."

"મને ફાજલ નહિ પાડી શકાય એમ ને?"

"હા, મારો હુકમ છે."

"તો ભલે..." સીમોની ગદગદ બનતી જોઇ રહી. "તો સંભાળજો, સા–ની–ડીમાં બેઠેલી માલિકોની સરકાર...પોતાના રોજ નવા નવા મારાઓને...તારો જાન લેવા માટે..."

"મારાઓ રોજરોજ આવશે ને ખતમ થશે. સીમોની...હું જવાને તૈયાર છું...તું ચિંતા..."

"હું ચિંતા નહિ કરું–પણ તમારી જે સગવડ યોજાય તેમાં આટલું ઉમેરજો...કે કોઈને પણ મુલાકાત આપશો નહિ, મિત્રોને પણ નહિ, તમે આરામ માટે જ જાઓ છો."

"કબૂલ છે..." મેરટ હસતો જોઈ રહ્યો. ડેન્ટને શાંતિનો શ્વાસ ખેંચ્યો. બન્નેની રજા લઇને સીમોની ઉતાવળી ચાલી નીકળતી રજા માગતી ઊભી.

"તું તારે જા...નચિંત રહેજે ને હું હોઉં ત્યાં તું..."

"ક્રાન્ત હલચલ ચાલતી હોય ત્યારે એવાં લાડ......" એ જોઇ રહી.

પછી મેરટ આરામ લેવાના આવાસમાં પહોંચ્યો. અને એની માંદગી વધતી ગઇ.

૧૯૯૩ ના માર્ચની ૯ મીએ પેરીસમાં ક્રાન્તિકારી અદાલત બેઠી. ફ્રાન્સના રાષ્ટ્રસંઘ તરફથી ક્રાન્તિની દોરવણી કરવા જાહેર સલામતિ સમિતિની સ્થાપના થઇ. એ બધા પાછળ જેકોબીન કલબો સત્તાશીલ બની.

ક્રાન્તિનો પર્વત હવે ચાલતો થયો. એ પર્વતના ચાલન યંત્ર જેવા ડેન્ટન, રોબેસપીરી, મેરટ વગેરે મોખરે હતા. એ પર્વતને તોડી પાડવાની ચાલ રમવા મૂડીવાદી અને રજવાડી તત્ત્વોએ જેકોબીન કલબમાંથી પ્રતિક્રાન્તિની રચનાઓ રમવા માંડી.

પણ પર્વત બનેલી લોકસલામતિએ સરકારની આગેવાની લઈ ક્રાન્તિની આગેકૂચ ચાલુ કરી. આગેવાન ડેન્ટન એના બુદ્ધિમાન રોબેસપીરી સાથે મસલત કરતો, “ જીરોન્ડીસ્ટો વિના નહિ ચાલે, એમની સાથે સમાધાન....”

માંદગીના આવાસમાંથી મેરટ એ સમાધાનમાં સપડાઈ જવાની બીક પર નજર રાખી રહ્યો હતો. જીરોન્ડીસ્ટોની માલિક ટોળકીઓ પોતાના હાથમાં સત્તા લઇ લેવા વિના બીજું કોઈ સમાધાન કરવા તૈયાર નહિ થાય, એવી એની ખાતરી હતી. એણે એ સમાધાનીમાં નહિ સપડાવાની તાકીદ મોકલી.

જીરોન્ડીસ્ટોએ સમાધાનના જવાબમાં ક્રાન્તિની અદાલત અને સલામતી સમિતિનો બહિષ્કાર કર્યો અને જેકોબીન કલબોમાં અંદરથી લડાઇ ચલાવવા પોતાનાં તત્ત્વોને સામેલ કર્યાં.

ડેન્ટન અને રોબેસપીરીનો નાશ માગતાં મૂડીવાદી તત્ત્વો અનેક રૂપ ધરીને ફરતાં થયાં.

“ સમાધાન નહિ, સંહાર...” ડેન્ટન વીફરતો હતો. પચ્ચીસ જીરોન્ડીન નેતાઓનાં માથાં ઉતારી લેવાનું કામ ક્રાન્તિની અદાલત પાસે આવતું હતું.

૩૦મી મેની સંધ્યાએ પાછા ઘંટાનાદ વાગી ઊઠ્યા. હોટેલ-ડી-વીલામાંથી જનતાના જુવાળને આવાહન અપાયું. લોકમેદની પાસે બાવીસ અપરાધીઓનાં નામ વંચાયાં. જૂનના પહેલા દિવસે મેરટે પણ હાજરી આપી અને બાવીસ જણનાં નામ વાંચ્યાં, બાવીસમાંથી દશ જણ પ્રતિક્રાન્તિની આગ પ્રાંતોમાં ફેલાવવા નાસી ગયા. બાર જણ ગીલોટીનપર દેરાઈ ગયા.

પ્રાંતોમાં કોમ્યુન વિરોધી પવન ફૂંકતી પ્રતિક્રાન્તિ જોર પકડતી ગઈ. માર્સેઈલ્સ, નાનટીસ, બોરડો, ટુલોન અને લીઓન્સની શ્રીમંત-શાહીએ પેરીસની સરકાર સામે બળવો પૂકાર્યો.

મેરટ તો માંદો હતો. ડેન્ટને જીરોન્ડીસ્ટો સાથે સમાધાની શરૂ કરી અને અંદરથી લડતી પ્રતિક્રાન્તિને સરકારમાં ભળવા દીધી. રોબે-સપીરી પ્રમુખ ચૂંટાયો. ડેન્ટન સાથે સમાધાનીને બદલે લોકજુવાળમાં ભળી ગયેલા એ ભયાનક માનવીનું પ્રતિ-ક્રાન્તિએ મોત માગ્યું.

અને મેરટ માંદો હતો. એના આવાસની ચારેકોરે જનતાના સંત્રીઓની ચોકી મુકાઈ ગઈ હતી. એ ચોકિયાતોને વિનવણી કરતી ચારલોટી કોરડે નામની એક યુવતી પ્રાંતોમાંથી શ્રીમંતશાહીની છૂરી લઈને આવી પહોંચી હતી.

" એકવાર—બસ એક જ વાર—એ મહાન મેરટનાં મારે દર્શન......"

ચાર ચાર વાર પાછી કઢાયલી એ પાંચમીવાર કરગરતી આવી, અને એની માગણી લોકચોકીએ મંજૂર કરી. સંત્રીઓની વચમાં એણે મેરટનાં દર્શન કરી આંખોમાં અમી વહાવ્યાં અને એક ઉછાળો મારી મેરટની છાતીમાં મૂડીવાદની છૂરી ઝુલાવી દીધી.

૧૭૯૩નો જૂન માંહનાનો ૧૩મો દિવસ એવો ખતમ થયો.

૧૭૯૩ના જુલાઈમાં રોબેસપીરીએ પ્રતિક્રાન્તિને કચડવા પ્રાંતોમાં લોકટુકડીઓ રવાના કરી. ગીલોટીનની છાયા જ્યાં ત્યાં ફરી

વળી. પેરીસમાં પણ ગીલોટીનના ઘેરા અવાજ પ્રતિ-ક્રાન્તિનો પીછો પકડતા દોડતા થયા.

સદ્‌ગુણનું શાસન લાવવા સાદાઇના નમૂના જેવો, સાદા પોશાક વાળો, સાદા ખોરાક અને પાણી પર જીવનારો એ પવિત્ર આદમી પુણ્યપ્રકોપથી સળગી ઊઠ્યો.

" બધું જ સદ્‌ગુણનું શાસન સ્થાપવા જતું કરવું પડશે. " એ ભયાનક ભાવિ જોઈ રહ્યો.

એણે એના મિત્રની દીકરીના મોત પર સહી કરી, કારણ કે એણે અપરાધ કર્યો હતો. એણે એના બાળ મિત્રોની મમતા છોડીને તેમને દેહાંત દંડ દીધો.

પછી લોકપ્રતિનિધિઓના આગેવાન તરીકે ચાલતા એણે હવામાનમાં પોતાની સાથે ગણગણતા અવાજ સાંભળ્યા, તોય એ હદ વટાવતો ચાલતો હતો. એને બીજું કંઈ દેખાતું નહોતું. મેરટ મરી પરવાર્યો હતો. એટલે ૧૭૯૪ના જુલાઈની ૨૭મીએ ઉપલા વર્ગે એને આંટી મારીને પાડો દીધો. અને પ્રતિક્રાન્તિની શરૂઆત થઇ. તોય રોબેસપીર લોકપ્રતિનિધિ સભાનો પ્રમુખ ચૂંટાયો હતો. જેકોબીનોનો આગેવાન બન્યો હતો અને જાહેર સલામતી કમિટીનો પણ નેતા થયો હતો.

બધી સત્તા જેકોબીનોના મંડળમાં આવીને એકઠી થઇ. એ સત્તાથી રોબેસપીર બળવાન દેખાયો. જેકોબીનના મંડળમાંથી જેનો પગ ખસ્યો, તે મોત ભેગું થયું, પણ જેકોબીનની મંડળીમાં પ્રતિ-ક્રાન્તિ પગ ગોઠવી ચૂકી હતી.

એક વખત ડેન્ટનપર પ્રતિક્રાન્તિનું માગણું સવાલો પૂછતું આવી પહોંચ્યું.

" એને—ડેન્ટનને ગીલોટીનપર ચઢાવો " એક અવાજ બૂમ પાડી ઊઠ્યો.

અને રોબેસપીરે ઊભા થઇને પૂછ્યું, " એ અવાજ કરનાર કોણ છે ? એ અવાજ કરનારે જ ગીલોટીન ભેગા થવું પડશે. "

અને ડેન્ટન બચી ગયો.

પણ રોબેસપીર માંદો પડ્યો. આખા દેશને ખૂણેખૂણેથી એની બીમારીના ખબર પૂછતા ચિંતા કરતા કાગળો ઢગલાબંધ આવવા માંડ્યા, અને તેની સાથે જ પ્રતિક્રાન્તિના મિત્ર દેશોના રજવાડી અને ઉપલા વર્ગોના રોબેસપીર તરફના ધિક્કારે માઝા મૂકી. રોબેસપીર પર ધિક્કાર ભરેલા પ્રચારના ઢગલા ઊભરાવા લાગ્યા.

અને સંસ્થાનની પરાધીન પ્રજાઓએ માડાગાસ્કર અને ગીનીમાંથી, પોતાને સફેદ જાલીમોની ચૂડમાંથી છોડાવવાની અરજી રોબેસપીર પર રવાના કરી.

અને ડેન્ટન તથા રોબેસપીર ક્રાન્તિના જુવાળની ડાબી પાંખને દોરી રહ્યા, ત્યારે સુકાન ક્રાન્તિના હાથમાંથી સરી પડતું હતું. અને, વેપારીઓ, બેંકરો અને શ્રીમંતોએ જાહેર કર્યું. " ક્રાન્તિ પૂરી થઈ ગઈ છે. રાજાશાહી પરવારી ગઈ છે. "

અને તોય ક્રાન્તિની ડાબી પાંખ વિપ્લવની જબાન જેવી રણ-ખંજરી વગાડતી કહેતી હતી, " ક્રાન્તિ આગળ ધપે છે, ક્રાન્તિ ખતમ થઇ નથી. "

પણ ઉપલા વર્ગના મૂડીવાદી આગેવાનોએ ઓસ્ટ્રિયા સામેના યુદ્ધને આગળ ધર્યું, અને પછી હજારો જીભનો પ્રચાર ગાજતો કરી દીધો.

રાષ્ટ્રસભામાં લોકોએ ગર્જના કરી કે ક્રાન્તિને બીજા દેશોમાં ફેલાવવા ઓસ્ટ્રિયા સાથે લડાઈ જાહેર કરો.

"યુદ્ધ ઝીન્દાબાદ. હજારો નાગરિકો વીજળીની ચપળતાથી હથિયાર ધરો અને રજવાડાશાહી દુર્ગોને ધરાશાયી કરવા કૂચ કરો.

આપણી વિજયકૂચ ગુલામીનાં એ ધામોને સંહાર્યા વિના અટકશે નહિ. આપણી સંગીનો સાથે રજવાડી મહાલયોને ઘેરી વળો અને એ રીતે દરેક ગરીબ ઝૂંપડીમાં 'મનુષ્યના હકો'ની સ્થાપના કરો." આ જોરદાર અવાજની જીભ પ્રતિક્રાન્તિની હતી.

અને ઑસ્ટ્રિયાની રજવાડાશાહી પર સંગ્રામે ચઢવાના આ મૂડીવાદી ગર્જનમાં ક્રાન્તિકારીઓ એક પછી એક ગરકાવ થવા લાગ્યા. રોબેસપીર અને ડેન્ટન મેરટની યાદ જગવતા આ છેતરપીંડીને ચીરતા અડગ ઊભા. બન્નેએ આ મૂડીવાદી તરકટને ખુલ્લું કરવા બનતું બધું કર્યું. બન્નેએ ક્રાન્તિની રક્ષા સ્વદેશમાં કરવાની ફરજ સમજાવી અને પ્રતિક્રાન્તિની સરદારી નીચે યુરોપભરના રજવાડાપર ચઢાઈ કરવાની ઘેલછામાં ભરાઈ પડવા સામે લાલ બત્તી ધરી.

મૂડીવાદી ક્રાન્તિને રોબેસપીર એક કદમ આગળ ખેંચતો હતો. એ ખેંચતાણમાં ક્રાન્તિની ઝમક એક ડગ આગેના ક્રાન્ત ઘટના તરફ ઇશારો કરતી હતી. રોબેસપીરીનો આગેકદમ ફ્રેંચ ક્રાન્તિના આવતા કાલની વારસદાર મજૂર ક્રાન્તિનો પયગામ પહોંચાડતો હતો, ફ્રેંચ સમાજવાદની બારાખડી એના કદમ જોશમાં ચીતરાતી હતી, ડેન્ટન કટોકટીમાં થાકી જતો ખેંચાતો હતો. પણ રોબેસપીર ક્રાન્તિના પગથાળપર ઊભીને મેરટની બાનીને યાદ કરતો ૧૮૩૦, ૧૮૪૮ અને ૧૮૭૦ માટે પાયો ખોદતો હતો, તથા જેકોબીનો સામાજિક ક્રાન્તિનાં તથા નવી દુનિયાનાં મૂળ તત્ત્વો વેરાતાં કરતા હતા.

રોબેસપીર અને શહીદ મેરટની આગેવાનીવાળી લોકસભા સર-મુખત્યાર બનીને આગળ ધપતી હતી, ત્યારે ડેન્ટન સમાધાની શોધતો હતો અને તમામ થાકી ગયેલાં તત્ત્વોનો નેતા બનતો હતો અને ક્રાન્તિનાં જુવાળને અટકી જવાનો શોર મચાવતો હતો. અટકી ગયેલો ડેન્ટન બીજા થાકેલાઓ સાથે પ્રતિક્રાન્તિ તરફ ધસડાતો હતો, અને છતાં એનો અવાજ જાણીતો હતો અને આવકારલાયક ગણાતો હતો.

અને લોકસભાની જાહેર સલામતીની કમિટી રોબેસપીર પાસે એના એક વખતના મિત્ર ડેન્ટનનું માથું માગતી હતી.

છેવટે રોબેસપીરે મિત્રનું બલિદાન મંજૂર કર્યું, અને પોતે કામનો બોજ વધારી મૂક્યો. એણે અઢાર કલાક કામ કરવા માંડ્યું. એની આસપાસ દુશ્મનો પણ ઘેરાવા માંડ્યા. દુશ્મનો અને મિત્રોએ જોયું કે, એ જ સાચો સરદાર છે.

દુશ્મનોએ એની સામે પ્રચાર આરંભ્યો કે એ તો સરમુખત્યાર થવા માગે છે.

એણે લોક સભામાં જ એ પ્રચાર સામે સવાલ પૂછ્યા "સરમુખત્યાર પાસે ખાનગી લશ્કર હોય છે, તેવું મારી પાસે લશ્કર ક્યાં છે? સરમુખત્યાર પાસે મૂડીના ખજાના હોય છે, તેવો ખજાનો મારી પાસે ક્યાં છે? લોકશાસન એ જ મારો વેગ ને તાકાત છે, મને બીજી કોઈ તમન્ના નથી, મારો બીજો એક આવેગ નથી."

પણ એની સામે થાકેલાનો થાક અને ત્રાસેલાની બીક એકઠી થઈ. એની સામે વેપારી જમાતનો લોભ અને કાયરતાએ હાથ મિલાવ્યા. એની સામે મુડીવાદે મોરચા માંડ્યા હતા.

અને ૮ મીએ રોબેસપીરીએ લોકસભા સામે પ્રમુખપદેથી વિવેચન કર્યું, "આપણો ઉદ્દેશ છેવટે કોઈપણ કમિટીની આપખુદ સત્તાનો નાશ કરી ઇન્સાફ અને આઝાદીને લોકનિયુક્ત બનાવવાનો છે."

લોકહિતચાલમાંથી પોલાદી બનેલા પવિત્ર રોબેસપીરી સામે ધૂંધવાટ ગણગણી ઊઠ્યો ખાસ અધિકારોની જમાવટ બળવો જગવવાનો પહેલો અવાજ કાઢવા કેમોનને નક્કી કર્યો હતો.

"જેને કોઈને જે કંઈ કહેવું હોય, તે......" અને એક અંતર જેવું મૌન આવક બનીને ઊભું.

એ મૌનની કરાડમાંથી કેંબોનનો અવાજ ઊછળી પડ્યો. એ કેંબોન ક્રાન્તિમાં ખુવાર થયેલો બેંકર હતો.

"હું અપમાનિત થતા પહેલાં ફ્રાન્સના માનને અપીલ કરવા માગુ છું. એક એકલો માણસ આપણી લોકસભાના અવાજને ગૂંગળાવી રહ્યો છે એ માણસ રોબેસપીરી છે." રોબેસપીરી જરા પણ ફેરફાર વિના શાંત ને અડગ ઊભો હતો.

કેંબોને આગળ ચલાવ્યું, "જો દેશપર કોઈ એક જાલીમની મરજી કાયદો બને, તો એ જાલીમની રાજગાદી બનીને હું મારી કાયાને કચડાવી દેવા પસંદ કરું છું, પણ મૌન રહીને........."

અને યોજના પ્રમાણે ચારેકોરથી ફરિયાદો ગાજી ઊઠી.

તોય રોબેસપીરીને ભયનું ભાન થયું નહિ. એ જેવોને તેવો અચલ ઊભો હતો. એ જેકોબીન કલબને યાદ કરતો હતો. એ કલબ પ્રતિક્રાન્તિને હટાવી શકશે, એવું એ મન મનાવતો હતો.

અને સભા બરખાસ્ત થઈ. રોબેસપીરીની પાછળ નક્કી થયા પ્રમાણે "એ–લા–ગીલોટીન"ના અવાજો શોર કરતા હતા.

બીજા દિવસની સવારે પાછી સભા મળી. રોબેસપીરી આવી પહોંચ્યો. એણે પહેલાંના જેવો આસમાની કોટ પહેર્યો હતો. એની આંખોમાં હતી તેવી શાંતિ હતી. એના ચહેરાપર હંમેશની જેમ કોઈ લાગણીની રેખા નહોતી.

પાછું ધાંધલ શરૂ થયું. રોબેસપીરીના મિત્રોએ બોલવાનો પ્રયત્ન કર્યો, પણ કોલાહલ વધતો જ ગયો.

છેવટે રોબેસપીરી બોલવા આગળ આવ્યો, પણ ભયાનક કોલાહલે એને પાછો ઠેલ્યો.

ટેલિયને બરાડો પાડ્યો, "રોબેસપીરીને ખતમ કરો. લોકસભાની

હિંમત ન ચાલતી હોય, તો મારું ખંજર......" લોશેટ નામના એક અણજાણ પ્રતિનિધિએ ચીસ પાડી, "એને ગિરફતાર કરો."

"મને છેલ્લીવાર બોલવા દો" રોબેસપીરો આગળ આવ્યો.

"એની ગિરફતારી કરવાના મત લો" એક મોટા વેપારીએ બૂમ પાડી.

"મને એક વાર બોલાવાની તક આપો." એણે ફરીવાર લોક સભાના મધ્યભાગપર અરજ ફેંકી.

એક મોટો કોલાહલ એની અરજને ગળી ગયો.

"રોબેસપીરો! લોકોમાં તમારું માન છે—પેરીસની જનતા, પેરીસનાં ગરીબો તમારા ફરમાનપર મરી ફીટશે—ફરમાનપર સહી કરો—ફરમાનપર સહી કરો——" દશ વાગતાં એના મિત્રો આગ્રહ કરતા હતા.

"કોના, નામમાં——? હું આજનો પ્રમુખ ક્યાં છું?" રોબેસપીરો એક ભયાનક પળપરથી સરી પડતો જોઈ રહ્યો. ચરાપી સભ્યતાનો બધારણ વાદ એનો ફાંસો બન્યો.

પણ ત્યાં તો નક્કી થયા પ્રમાણે પ્રતિક્રાન્તિનું લશ્કર હોટેલનાં પગથિયાં ચડતું હતું. બારાસ એ લશ્કરનો સરદાર હતો.

"લાવો, લાવો, સહી કરું——" રોબેસપીરીએ એક કલાક પછી મિત્રોએ તૈયાર કરેલા ફરમાન પર "રો" લખ્યું અને આખું નામ પૂરું લખાય તે પહેલાં કાગળપર લોહીના છાંટા ઊડ્યા. પ્રતિક્રાન્તિના સૈનિકોએ સભાનો કબજો લીધો હતો, કમાડો ખૂલી ગયાં હતાં, ચિત્કાર ઊડતો થયો હતો, રોબેસપીરો ઘવાઈને પટકાઈ પડ્યો હતો અને ગિરફતાર થયો હતો. ઓગસ્ટીન ગિરફતાર થતો હતો, કુથોન સીડીપરથી ધકેલાઈ દેવાયો હતો.

અચાનક બનેલો સદ્ગુણ પડ્યો સદ્ગુણની માનવસમાનતાના સમાન હક્કનું ખતપત્ર ટુકડા થતું દેખાયું.

પેરીસની ગરીબ જનતાની ચાલીઓ સળવળી ઊઠી. મરી-પરવારેલો મેરટ જાણે મજૂરિયાની ખોલી ખોલીપર કમાડ ઠોકતો ગુમગાણ કરી રહ્યો "આપણો મહાન પવિત્ર પટકાઈ પડ્યો છે." લોકમિત્ર જાણે જીવતો થયો.

પેરીસની ચાલીઓ ફરીવાર જાગી ઊઠી પેરીસનાં દેવાયલાં કમાડ ફરીવાર ખૂલતાં હતાં. પેરીસની જનતાનો જુવાળ ગરીબ લતાઓમાંથી ગરજતો થતો હતો.

"મેરટે નવાજેલો એ તો આપણો સાધુ છે. એની પવિત્રતા પડશે, એનું કલેવર કથળશે તો માનવીના સમાન અધિકારનું તકનામું ચૂંથાઈ જશે" બોલતા પેરીસના ગરીબ લતાઓના પ્રાણનાદ ઘૂરકતા ઊઠતા હતા.

ફરશીઓ ફરીવાર ફરકતી હતી, કુહાડીઓના હાથા બાહુબળમાં ભીંસાતા હતા, લાલ સમશેર ચમકતી થતી હતી, લાલ ઝંડાની સળગતી પાંખો ક્રાન્તિના અંતિમ ઉલ્કાપાતની ફૂંકમાં ફફડી ઊડતી હતી.

હોટેલ–ડી–વીલાપર પાછું કટક ચડ્યું. પ્રતિક્રાન્તિએ પાછલે બારણેથી ભાગવા માંડયું રોબેસપીરીને લોહીમાં ખરડાયલો ઉપાડીને લોકસરઘસ નગર ખંડમાં લાવતું હતું.

પ્રતિક્રાન્તિના પડછાયાઓ ચોંકી ઊઠ્યા. રોબેસપીરી જીવતો જશે તો આપણે સૌ મરવાના છીએ એવી એમને ખાતરી થઈ ચૂકી હતી.

પ્રતિક્રાન્તિનો પડો વાગી ઊઠ્યો. પ્રતિક્રાન્તિનો સરદાર નાસતું લશ્કર એકઠું કરીને ચઢ્યો નગરખંડ ઘેરાઈ ગયો. નગરખંડના

લોકરક્ષકો રહેંસાઈ ગયા. ઘણા બારીઓમાંથી કૂદી પડીને મરી પરવાર્યા.

ઘવાયલો રોબેસપીરી એક ગાડામાં નંખાઈને ગીલોટીન પાસે રજૂ થયો. એનું માથું એક દારૂગોળાની લાકડાની પેટીપર ગોઠવાયું હતું. એનું નીચલું જડબું એક ગોળીબારથી કોચાઈ ગયું હતું. એની અરધી સહી થયેલું ફરમાન એની પાસે મૂકવામાં આવ્યું હતું. એ અંદરના શબ્દો યાદ કરી રહ્યો, "દોસ્તો, દેશભક્તો, આઝાદી—સમાનતા—બાંધવતા માટે કટિબદ્ધ હો, હુકમની રાહ જુઓ."

"કોનો હુકમ ?" એની આંખે અંધારાં આવ્યાં. ઇતિહાસ ફ્રેંચ ક્રાન્તિમાં આટલે અટકીને ઓસરી જતો દેખાયો.

ફરીવાર એની આંખ સામે અંધારાં ઊમટ્યાં એના માથામાં પ્રતિક્રાન્તિના ઓળા ઊભરાતા દેખાયા. દરેક પડછાયો ભયાનક હસતો લોહીની છોળો ઉછાળતો પૂછતો હતો. એના મરતા કાનમાં કોલાહલ કારમો બન્યો.

"એ જ કે એ......રોબેસપીરી......એને મારી નાખો." પોતે જીવતો છે કે નહિ તેનું એને ભાન રહ્યું નહિ. વિચિત્ર અવાજો એના માથાની દીવાલોને હચમચાવતા હતા.

થોડીવારે કોઈ એને ઉપાડીને એક પાટિયાપર ગોઠવતા હોય, એમ લાગ્યું. પોતાના શરીરથી બહાર નીકળી જતો હોય, એમ એ શરીરપર ફરતો જલ્લાદનો હાથ ઓળખી ગયો. એ હાથ એના જખમી જડબાપર પડ અનેચો એનો બંધાયલો ઘા એક ઝાટકે ખેંચાઈ ગયો.

પછી ?

ઈતિહાસની ચિત્કારકરતી પળ થંભી ગઈ. એણે લોહીની ઊલટીમાં દાંત થૂંકી નાખ્યા, એણે એની આંખમાંથી નીકળી પડતાં ડોળા જેવા અંગારા દેખ્યા અને એનું માથું કપાઈને નીચે પડી ગયું.

એ એક માથું નહોતું. એક પર બીજું, એમ કેટલાંય માથાં કપાતાં રહ્યાં. રોબેસપીરી પછી ઓગણીસમું માથું કપાયું, એટલે બીજાંઓની જગા કરવા મૂડીવાદે નીમેલા નામચીન જલ્લાદ સેનસૅને હુકમ કર્યો. " એ બધાં માથાંઓ ઉઠાવી જાઓ. "

અને પછી રોબેસપીરીના બીજા પચાસ સાથીઓ ગીલોટીનપર પહોંચવા આવી ગયા.

પચાસ પછી બીજી ત્રીસની ટુકડીને ખડી કરવામાં આવી.

પછી ?

પછી ગીલોટીનને ઘણા દિવસ સુધી નવરાશ મળી નહિ એટલી કાયાઓ વધેરાવા માટે આવતી રહી.

અને પછી ફ્રાન્સ આખાનાં ઉમરાવજાદા અને ઉમરાવજાદીઓએ, શ્રીમંતોએ અને શ્રીમંતણોએ પોતાનાં પ્યારાં બાળકોનો અંગત વારસો યાદ કરતાં આસ્તેથી કહ્યું, " બેટાંઓ ! હસો. હવે પેલા સમાન અધિકારી રાક્ષસો ગીલોટીન પર દેવાય છે. "

પછી ફરીવાર પાછાં ઊંચાં જન્મેલાં અને ખાસ અધિકારાયલાં આનંદથી ફરવા લાગ્યાં. ફરીવાર તેમનાં યુવાનયુવતીઓ " લા... લા...લા " બોલતાં પ્રેમ કરતાં સ્મિત હુલાવતાં નાચી રહ્યાં.

ફરી પાછો ઝાંખી પડી ગયેલી વાડીઓ પર લીલાશ ફરી વળી અને ખાનગી ઉદ્યાનો પર પાટિયાં છતાં કરાયાં " અંદર આવવાની મનાઈ છે. "

ફરી વાર મિજબાનીઓ મંડાઈ, ટેબલો પથરાયાં, ગુલાબજળ છંટાયાં, રકાબીઓ પીરસાઈ અને પારદર્શક શેંપેનનાં પીણાં ગોઠવાયાં.

પણ ભૂતકાળની યાદ કોઈ વાર પીણાંનાં પારદર્શકમાં મેરટ કે

શેખેસપીરીની છબી બનીને વિકરાળ હસી ઊડતી મહેફિલની સહેજતમાં હાડપિંજર હલાવતી હતી.

એ બધા પર મૂડીવાદનાં અનેક રૂપો અનેક અવાજો કરીને સમાનતાનો નવો અર્થ પૂકારતા આઝાદી, સમાનતા અને બાંધવતાને પોતાના સોનેરી ચોકઠામાં કેદ કરતા હતા.

દેશપરદેશનાં બીધેલાં રજવાડાં ક્રાન્તિના દાનવનો સંહાર કરવા પોતાનાં લશ્કરો ફ્રાન્સના સીમાડા પર દોડતાં કરતાં હતાં.

ફ્રેંચ ક્રાન્તિએ ફ્રાન્સનો બચાવ કરવા મોકલેલા રણજોધ દીકરાઓ હજુ બહારના દુશ્મનો સામે લડતા હતા. હવે એમનો આગેવાન સમાનતા, આઝાદી, અને બાંધવતાની કૂચકદમ અધવચમાં અટકાવી શાસન ઝડપી લેનાર મૂડીવાદ હતો, તે વાતની તેમને સમજ નહોતી.

એ યોદ્ધાઓને લડતા જોવા આવેલો એક ગથે નામનો મહાન જર્મન લેખક કાદવમાં ગોઠણભેર ઊભો રહીને જગત જોગ આથમતી લોકદિલચાલનું કવન લખતો હતો.

# ૩ : બીજી ક્રાન્તિનો પ્રથમ " ડેમોક્રેટ "

ફ્રેંચ ક્રાન્તિ પછીની ૧૭૯૪ની સાલ પૂરી થવા આવી હતી.

" ફ્રેંચ પ્રજાસત્તાક તો મરણ પામ્યું છે." બોલતો એક ટોમ પેઈન નામનો મહારથી આ આફતને આંખ સામે દેખતો ફ્રેંચ પ્રજાસત્તાકના શબ પર નજર ઠારી રાખતો આંખ મીચતો નહોતો. ઉજાગરાથી બચવા અને આંખ મીચવા એ બ્રાન્ડીની શીશી એક પછી એક ગટગટાવતો બબડતો હતો.:

"અને એ લોક...જેમણે ફ્રેંચ પ્રજાસત્તાકનું ખૂન કર્યું છે તે, અને ગિરફતાર કરવા આવશે ત્યારે...ત્યારે હું તેમના કપાળમાં મારી સળગતી નજરનો વીંધ પાડીને કહીશ...કહીશ કે...."

અને એવા ત્રીસ દિવસ વહી ગયા તોય એ સવાલ જાણે હમણાં જ જાગી ઊઠ્યો હોય, તેમ એ જવાબ દેતો મધરાતની પથારીમાં બેઠો થઈ જતો બોલતો હતો, " એ તો હજુ આરંભ જ હતો...ક્રાન્તિનો આરંભ થયા પછી એની અગ્નિઝાળને કોણ બૂઝવી શકે છે ! " એ અગ્નિઝાળને દિલમાં સાચવી રાખીને એણે થોડાંક વરસો વિતાવ્યાં.

હવે એ ઘરડો થયો હતો. એની ઝાંખી પડતી નજર સામે નવો યુગ દેખાતો હતો. " બુદ્ધિયુગ...વિજ્ઞાન યુગ...કારણ યુગ ! "

એણે એક પુસ્તક લખી નાખ્યું. અને પછી ફ્રેંચ ક્રાન્તિમાં હજારો માઈલનો દરિયો ઓળંગીને અમેરિકાથી આવેલો એ અમેરિકાની લીલી ટેકરીઓ અને હરિયાળી ખીણોને યાદ કરી રહ્યો. એ અમેરિકા પહોંચ્યો અને પેલું પુસ્તક છપાવ્યું.–"ધી એજ ઓફ રીઝન."

"તમે આવું પુસ્તક અહીં અમેરિકામાં છપાવ્યું, તેમાં ડહાપણ નથી વાપર્યું." એને મનરોએ કહ્યું.

"મેં ડહાપણ વાપર્યું છે જ ક્યારે?" એનો અવાજ વીંધતો બોલ્યો. "અમેરિકામાં ત્યારે જે ખેડુતો કચકાઈ જ જવાના છે તે વાત નક્કી હતી તોય તેમના પક્ષમાં હું ઊભો ત્યારે...જ્યારે આપણાં મહાન માથાંઓમાં આઝાદીનો અવાજ ઊગ્યો નહોતો ત્યારે મેં એ અવાજ ગજવવાની ઉતાવળ કરી ત્યારે...અને જ્યારે ઈંગ્લેંડમાં ક્રાન્તિની હાકલ કરીને મારે જીવ બચાવવા ભાગવું પડયું ત્યારે...અને ફ્રેંચ ક્રાન્તિમાં દશ દશ મહિના સુધી ગીલોટીનની છાયામાં મેં જીવવાનું પસંદ કર્યું ત્યારે...મેં ક્યારેય ડહાપણ વાપર્યું નથી નામદાર!"

અને પછી લંડન, નોટીંગહામ, લીવરપુલ અને શેફીલ્ડમાં ઊંચા વર્ગના ડાહ્યાઓએ એનાં પુસ્તકો જાહેરમાં સળગાવ્યાં.

કારણ કે એ પુસ્તકમાં એ બોલ્યો હતો કે, "જેને માનવી હક્કનું જાહેરનામું અર્પણ થયું તે વોશિંગ્ટને તો જનતા અને લોકશાહી તરફ પીઠ ફેરવી હતી."

અને હવે ફ્રાન્સની ક્રાન્તિને લોહીમાં બોળતી પ્રતિક્રાન્તિ શરૂ થઈ હતી અને આજસુધી સંતાકૂકડી રમનારા સોનેરી સદ્‌ગૃહસ્થો હવે બહાર આવતા હતા. આજે એ ત્રણસો જેટલી સંખ્યામાં લોકસભામાં બહુમતિ બન્યા હતા, અને મિલકતના પાયા પર મતાધિકાર રચતા ૧૭૯૪ ના બંધારણને ફગાવી દેતા ક્રાન્તિને પોતાના નફા માટે વાપરીને હવે તેની કતલ આરંભતા હતા.

ટપોટપ પાઘડીઓ બદલાતી હતી, બેઠકો બદલાતી હતી, આજ સુધી સંતાયલા સદ્દગૃહસ્થો દરમાંથી ઊંદરો ઊમટે તેમ ટપકી પડતા હતા. પેરીસમાંથી બહાર ભાગેલા પાછા ફરતા હતા. એકલા પાટનગરમાં કુલ સત્તાવન હજાર અંગત મિલકત અને નફાની પવિત્રતા ઉપર રચાતા રાજબંધારણને મુજરો કરવા આવી પહોંચતા હતા.

લોકરિપબ્લીક ડાકુઓ ગણેલા પ્રમાણિક બનતા હતા, અપરાધીમાથાંઓ વૈર માગતાં ઊગી નીકળતાં હતાં, સેન્ટીનલનો તંત્રી ફરીવાર પહેલો તંત્રીલેખ લખવા બેઠો હતો, નરકાગારમાંથી જાગી પડેલા ભૂતિયા જેવો એક લોવેટ એના દોસ્તો સાથે મચી પડતો હતો. પ્રતિક્રાન્તિની અદાલત ક્રાન્તિને અપરાધ લેખતી દંડતી હતી.

લી–બોન અને કોલોટ, બીલોડ અને બેરીઅર સેન્ટ–જસ્ટ અને કાફિધન રોમેસપીરી સાથે મળતિયા હતા એટલે વધેરાઈ જતા હતા.

મૂડીવાદના જુવાન મારા ભરબજારમાં ફરતા થતા હતા. લોક–ક્રાન્તિની જ્યાં ગંધ આવે, ત્યાં લોહી વહેતાં હતાં. લાલ ટોપીવાળું માથું વધેરાઈ જતું હતું. લાલ રંગ પર ધિક્કાર ઊડતા હતા. શેરીઓના માલિકો મૂડીવાદે મોકળા કરેલા મારાઓ હતા.

બારાસ ટુલોંમાં લશ્કર સાથે પહોંચતો હતો. લોહી અને આગ સંહાર મચાવતાં હતાં. આખાં શહેર ખંડેર બનતાં હતાં. દરરોજનાં બારસો લેખે ટુલોંમાં માનવીવધનો અંદાજ મંડાયો હતો.

પેરીસમાં એ જ સંહાર વધારે ઉગ્ર બનતો હતો. "તમારી કબરો તમારે માટે બગાસાં ખાય છે " બોલતા જલ્લાદો કબરોના વાસ ઊભરાવતા હતા.

એ બધા ઊંચા કુળના હતા. બારાસ પણ ભારે ઉમદા જન્મ્યો

હતો. એક વખત એ રાજાનો દરબારી હતો. બીજી વખતમાં એણે હિંદ પર ડાકાઇ સાહસ ખેડયાં હતાં.

"હું ક્રાન્તિમાં જોડાયો કારણ કે, મારું દેવું વધી ગયું હતું." બોલતો દેવું પતાવીને એ નવો ધંધો માંડતો હતો, એ ધંધામાં એ જોતજોતામાં કરોડપતિ બનતો હતો.

એ રોબેસપીરીની સેવા માટે જેકોબીન બનીને આવી ચઢયો હતો અને રોબેસપીરીની ચારે ફેર જાળ રચતો હતો. રોબેસપીરીને ગિરફતાર કરનાર એ જ બહાદુર હતો. એ ગિરફતારી કરવા જતાં એણે એક લાંબી તરવાર મ્યાનમાંથી ખેંચી કાઢી હતી. આજે એ લોહી ટપકતી નગ્નનાચ માંડતી, જનરલ બારાસની તરવારનું બિરુદ ધારણ કરતી હતી.

"રોબેસપીરીના નહિ, પણ આવા આપણા નવા રિપબ્લીક-માંજ મને રસ છે, કારણ કે, એ રિપબ્લીકમાં જ હું આટલા બધા ઘોડાઓ, કૂતરાઓ, મિજબાનીઓ, પીણાંઓ, સુંદર સ્રીઓ અને દાસો ખરીદી શકયો છું" એમ એ છડેચોક કહેતો. સ્વચ્છંદ વિહરતો હતો.

એ એક નહોતો. પ્રતિક્રાન્તિએ એવી પેદાશને મુક્ત હાથે વેરવા માંડી હતી.

ટેલિયન અને ફ્રેરોન મહાસંહારમાં એના જેટલા જ જાણીતા બન્યા હતા.

ટેલિયનની ઘરવાળી થેરેસિયા મુરલીધરોની નવી દુનિયાના રાજકારણ, કળા પર, આનંદ પર અને ફેશન પર મોહક વીણા વગાડી રહી. એ ટેલિયનની રખાત હતી, પછી પરણેતર બનતી હતી. સ્પેઇનમાં એના બેંકર બાપથી અનેકગણી લક્ષ્મીની છોળોમાં એ

વિહરતી ત્યારે કોઈ પણ સદ્‌ગુણ કે નીતિના પ્રત્યાઘાત જેવી વીફરતી હતી કારણ કે, લોકરિપબ્લીકના કારાગારમાંથી છૂટીને એ સીધી સફેદ ડાકુઓની સત્તાના મિનારા પર પગ મૂકતી હતી.

એણે ટેલિયન પાસે જેકોબીનોની હરોળોના વધ કરાવ્યા. એ "દયાની હીરોડિયા ડાકણ" તરીકે જાણીતી થઈ. મૂડીવાદના મારા ટેલિયન પાસે એણે વરદાન માગ્યું હતું. ટેલિયન પોતાની રૂપ રાણીને સંતોષવા વધસ્થંભ પર લોહી વહેરાવતો હતો.

મૂડીવાદની એ મહારાણી મનાતી હતી. એક પત્રકારે થોડીક મજાકમાં એને માટે બિરુદ લખ્યું હતું, "નામદાર મહારાણી કેબેરુસ."

લોકસભાના લોકરિપબ્લીકને સ્વપ્ન હતું: "સદ્‌ગુણનું રાજ પેરીસ પર ઊતરશે."

પણ પેરીસ પરથી આખા ફ્રાન્સ પર ટેલિયનની રખાત અને મૂડીવાદની મહારાણીનું રાજ દોડતું થયું.

એ રાજમાં જીવતા રહ્યા તે જેકોબીનો ભોંયભીતર ગયા. જેકોબીનોની ક્લબોનાં ખંડેર ધૂળ ભેગાં થયાં.

એ ક્લબોમાંથી ફ્રાન્સના જુવાનો રાજકારણના પાઠ શીખ્યા હતા. એ ક્લબોએ ક્રાન્તિની પહેલી ચિનગારી ચેતતી કરી હતી, એ ક્લબો ક્રાન્તિની આગેવાન બની હતી.

આજે એ ક્લબોમાં લોહીનાં ખાબડાં થીજી ગયાં હતાં. આજે એ ક્લબોમાં શ્રીમંતોના કૂતરા મધરાતની પોક પાડતા હતા અને એ ક્લબોના નામ પર શ્રીમંત નામદારોનાં ઠઠ્ઠા મશ્કરી ઊડતાં હતાં.

એ ક્લબે જ કેરોનને મૂડીવાદના કાવતાખોર તરીકે જાહેર કરી કાઢી મૂક્યો હતો. આજે એ કાઢી મૂકાયલો, જેકોબીનની એક એક

શાહનો અડંગ, જલ્લાદ બનીને તૂટી પડયો હતો. એના સૈનિકો, "કાળા કોલરો" તરીકે ઓળખાતા થયા હતા.

"અને હું પણ આવી પહોંચ્યું છું" બોલતો ભૂતકાળના ભૂતિયા જેવો એક બિહામણો અવાજ આ અંધારાનો ઓળો બનીને પથરાતો હતો.

"આપ કોણ?"

"હું સિયસ."

"સિયસ......સિયસ, આપ જીવતા છો?"

"હું જીવતો રહ્યો છું. તોફાનનાં સાત વરસથી હું રાજબંધારણ લખતો હતો, તે લખી રહ્યો છું."

"પણ રાજાશાહી ફરી વાર ગાદીનશીન થાય, તેવું તમે પણ માનો છો?"

"ના રે ના, રાજાશાહી મરી પરવારી છે......હું સમયને અનુરૂપ નવું બંધારણ ઘડી લાગ્યો છું."

એ બંધારણ પ્રમાણે જનરલ બારાસ રહ્યાં સહ્યાં રજવાડી તત્ત્વોને નાબૂદ કરતો હતો. ક્રાન્તિકારી લાલ ટોપી નીચેનાં માથાં તો હજુ ઉતારાઈ લેવાતાં હતાં.

નવા સમયનું નવું બંધારણ નવા શાસકોને સત્તા આપતું હતું અને મિલકતના પવિત્ર અધિકારો પર રચાયું હતું.

સિયસ એ નવું બંધારણ વાંચવા વ્યાસપીઠ પર ચડતો હતો. એની ચોસઠ વરસની ઉંમરે હજુ એના વાળ કાળા હતા, હોઠ બિડાયલા હતા અને આંખો ફિક્કી, ઠંડી તથા સ્થિર હતી.

એનું નામ ઇમેન્યુઅલ સિયસ હતું. એ સાત વરસનાં તોફાનોમાં જીવતો રહેવા અલોપ થઇ ગયો હતો અને આજે નવું બંધારણ લખીને આવી પહોંચ્યો હતો.

જાણે આજ સુધી મૌનનું રૂસણું લઈને બેઠેલી શ્રીમંત લક્ષ્મી બોલી હતી. એનો અવાજ સુક્કો હતો.

એ મૂડીવાદનો ચિંતક હતો. મૂડીના રક્ષણ માટે કોઈ સીઝરની જરૂર હોય છે, એમ એ કહેતો હતો. એ સીઝર કે સીઝરો ચિંતકો પણ હોય છે, અને ચિંતકો સીઝરો હોય છે. શાસક સમાજના રિપબ્લીકમાં એ ચૂંટાઈને આવતા હોય છે. એ પણ ચૂંટાઈને જ આવી પહોંચ્યો.

એણે સાત સાત વરસની તપશ્ચર્યા પછી આ ગહન ચિંતન શોધ્યું હતું.

એટલા માટે તો એ જીવતો રહ્યો હતો અને સંકટનાં વાદળો ઓસરી ગયા પછી બહાર આવ્યો હતો.

બહાર આવ્યો હતો અને બંધારણ લાવ્યો હતો.

એ બંધારણના ચોકડામાં ક્રાન્તિની તમામ મૂડીવાદી પ્રાપ્તિઓ એણે ભરી હતી અને એ પ્રાપ્તિઓનું રક્ષણ કરવા સીઝર કે સીઝરોની જરૂર છે એમ એની માગ હતી.

એના પોતામાં સીઝર થવાનું બળ નહોતું; એ તો મૂડીવાદનો તપસ્વી ચિંતક હતો.

એટલે બારાસ બોલ્યો. અનેક પક્ષોને, વ્યક્તિઓને, સિદ્ધાંતોને, વચનોને છેહ દેતો એ જનરલ બારાસ બોલી ઊઠયો, " આપણાં લશ્કરોનો મહાસેનાની બનવાને એ એક જ લાયક છે. "

" એ કોણ ? "

" નેપોલિયન બોનાપાર્ટ ! " સિયસ યાદ કરી રહ્યો.

" પેલા કાર્લોનો દીકરો, કોર્સીકન ! એનો બાપ તો વકીલ, પછી જમીનદાર અને પછી દેશભક્ત હતો ને ! "

"જી, જી. એની પવિત્ર માતા પોતાના હૃદય નીચે એનું રખવાળું કરતી એના બાપ સાથે રણમેદાન ખેડતી હતી—ત્યાં એ જન્મ્યો હતો."

"ફિક્કો, ઠીંગણો, કદરૂપો—પણ એની આંખો સળગતી છે અને ટુલોનનો બચાવ એણે જ........."

"જી" બારાસ બોલ્યો.

"પણ એ જેકોબીન હતો...એ રોબેસપીરીના ભાઈને મળ્યો હતો અને ત્યારનો એ કેપ્ટન બન્યો છે......"

"પણ આપણે બધા ત્યારના જ છીએ ના! એને ક્રાન્તિ પસંદ નથી, કાયદો અને વ્યવસ્થા પસંદ છે; આપનું નવું બંધારણ પસંદ છે. એ કહે છે કે, હું આપણી નવી શહેનશાહતનો ડંકો દુનિયામાં વગાડીશ." બારાસે કહ્યું.

અને નવા બંધારણમાં નવો સીઝર ગોઠવાયો. એણે નવા સ્વરાજની તરવારને સ્વીકારતાં કહ્યું, "લોકો સરઘસો કાઢે છે, અવાજો કરે છે, દેખાવો કરે છે, આપણે એને દબાવી દેવા પડશે."

અને ૧૭૯૫ ના ઓક્ટોબરની પાંચમી તારીખે નવા બંધારણે તમામ દેખાવો, સરઘસો, સભાઓ પર પ્રતિબંધ મૂકયા છતાં, સભાગૃહ તરફ લોકોનાં ટોળાં માગણીઓ બોલતાં નીકળ્યાં.

સેઇન્ટ રોશના પવિત્ર દેવળ પર થોડીક નાની તોપો ગોઠવેલી ટોળાંઓએ જોઇ, એ તોપોનો નવો સરદાર પેલો પીળા ચહેરાવાળો કોરસીકન બટકો અક્કડ થઈને ઊભો હતો. એણે લોકોને વીખરાઈ જવાનો હુકમ કર્યો.

પણ કોઈ વીખરાયું નહિ અને સૌ આ પીળા ચહેરા તરફ મજાકમાં હસતાં જોઇ રહ્યાં.

પણ પેલી રમકડાં જેવી તોપો ફૂટવા માંડી અને ઘણાં મરેલાં પડ્યાં તથા સેંકડો ઘવાયાં. ટોળાંને ભુમરાણ કરતાં નાસતાં દેખતો એ બારાસને કહેતો હતો, "હવે ફ્રેંચ ક્રાંતિનો ઉપસંહાર થાય છે!"

એણે ૧૭૯૯ સુધીમાં પોતાની જાતને સર્વોપરી પુરવાર કરી. એણે ફ્રેંચ મૂડીવાદને યાદ આપીને કહ્યું કે, કનફ્યુશિયસથી માંડીને પ્લેટો સુધીના બધા ચિંતકો એક સર્વોપરી વ્યક્તિના હાથમાં સરકારની તમામ સત્તા સોંપવાનું કહી ગયા છે. હું આપ સૌ વતી આપ સર્વોપરી વ્યક્તિઓને......"

ત્યારે ઈંગ્લેંડથી જીવ બચાવવા અમેરિકા નાઠેલો, અમેરિકામાંથી ફ્રેંચ ક્રાન્તિમાં તરબોળ બનવા આવેલો પેલો ટોમ-પેઈન પાછો ફ્રાન્સ આવવા નીકળતો હતો. એને ઉમરાવજાદા વોશિંગ્ટનના વતનમાં ગોઠ્યું નહિ અને પાછો એ ફ્રાન્સની ભૂમિ પર આવી પહોંચ્યો અને કેલેમાંથી એ પ્રતિનિધિ ચૂંટાયો અને ઈંગ્લેંડ, અમેરિકાએ કાઢી મૂકેલો એ લોકશાહીની નેમ વાળો ઘરડો પાછો ફ્રાન્સની પ્રતિનિધિ સભામાં બેઠો અને બોલ્યો, "તમે બધા ફ્રાન્સના પ્રજાસત્તાકને મારી નાખો છો."

પ્રજાસત્તાકની નવી સરકાર મિલકતના ધોરણે મતાધિકાર આપવાનો કાયદો ઘડી ચૂકી હતી. એ કાયદાનો વિરોધ કરનો ખખડી ગયેલો ટોમ-પેઈનનો જર્જર દેહ ઊભો થયો હતો.

એની સામે અનેક ઉગ્ર ચહેરાઓ ચડભડી ઊઠ્યા, "દશ દશ મહિનાની યાતનાઓ પછી પણ એને ડહાપણ નથી આવ્યું."

"એને પાછો કારાવાસે ધકેલવો જોઈએ."

'પણ એ માગે છે શું?"

"મુક્ત અને પુખ્ત મતાધિકાર."

"એટલે દરેક ભિખારી, રખડુ અને લોકવરણ પણ મત આપે !"

અને એની આસપાસ ફિટકાર હસી પડ્યા.

અને તો પણ એ તો એકધારું બોલતો હતો, "એકે એક પુખ્ત સ્ત્રીપુરુષને મત આપવાનો સમાન અધિકાર છે."

પણ ફ્રાન્સ પર તો મૂડીવાદની શહેનશાહત ઊગી ચૂકી હતી. ત્યાં રાજસભા હતી પણ એ શાહીવાદનાં શાસન કરવા માટે જ. ચૂંટણીઓ થતી, પણ એ શાસનનાં રખોપાંમાં મિલકતના ધણીઓને ચૂંટવાને માટે જ.

"નવો યુગ ઊગ્યો ખરો...! હું કેવો મોટો મૂરખ......!" એક વાર એ એની ઓરડીમાં મોટેથી હસી પડ્યો "એક વખતનો દુનિયાનો મહાપુરુષ...!"

"તે તો તમે આજેય છો, મહાનુભાવ !" એને આસ્તેથી સાંભળી જતો એનો મિત્ર સરખો એકનો એક નોકર નીકોલસ એની મદદે આવી પહોંચ્યો.

"કદાચ સાચું પણ હોય..." એ દુનિયામાંથી રાજીનામું માગતો હોય તેવું ફિક્કું હસ્યો.

પછી દુનિયાનો એ મહાપુરુષ ટોમ પેઈન એક ગરીબોની હોટેલમાં એક ઓરડીમાં રહેતો હતો. અઠવાડિયે એક વાર દાઢી મૂંડતો હતો. એના મહાન દેહ પર ગંદાં અને ફાટેલાં વસ્ત્રો શોભતાં હતાં. એના બૂટમાંથી અંગૂઠો બહાર આવ્યો હતો. એ એના ઓરડાની બહાર કોઈ કોઈ વાર ઝરૂખામાં આંટા મારતો

દેખાતો. કોઇ વાર ક્યાંય સુધી એ કઠેડા પર માથું ટેકવી એણે દેખેલી અનેક હિલચાલોની વીતી ગયેલી યાદ એકઠી કરતો અને પછી અંદર લખવા જતો.

“ હું કંઇ ભૂલી ગયો......હમણાં જ આવ્યું હતું ને ગયું. ” એ એક વાર મુંઝાતો હતો.

“ આપ......આપને......” નિકોલસ ગમે ત્યારે ને ગમે ત્યાં એની મદદે દોડી આવતો.

“ હું મને......! શી વાત કરે છે ? ” બોલતો એ ભૂતકાળની ભૂલી જવાયલી સૌરભ જેવો સાચે જ પોતાને ભૂલી ગયો હોય તેવો દેખી રહેતો બોલી ઊઠતો.

“ એ તો પેલા લેક્સીંગ્ટનમાં ત્યારે વાગી ઊઠેલા ઘંટાનાદ...” બોલતો એ ઉતાવળો અંદર જઈને લખવા બેસી જતો.

પછી એ જ ભૂતકાળની ભવ્ય તવારીખના રહ્યા સહ્યા કોઇ જૂના મિત્રો અને કોઈ સળગતાં જુવાનો એને મળવા આવતાં એ બધાંની નજરમાં નજર પરોવી એ વૃદ્ધ વાત કરતો:

“ ફ્રેંચ લોક......સીધા સાદા, ભલા ભોળા લોક...સુધરેલા જનલોક...સહન કરનારો ને દુનિયાની સંસ્કૃતિઓ રચનારો એ અવાજ......ત્યારે બેસ્ટાઇલ તોડનારો એ જ હતો ને ? ઇતિહાસનાં આયુધ ધરનારો કોઈ અન્ય પાક્યો નથી. પાકવાનો નથી...મેં એને કતલ થતો નજરો નજર દીઠો છે અને આજે એનો ખૂની......”

“ કાળનાં એ પરિબળ પાછાં ઊઠવાનાં જ છે ને ? ” એને સાંભળનાર આશ્વાસન બોલતું.

"પણ ૧૭૯૯ ની સાલ તો પૂરી થઇ ગઈ." એ ફરિયાદ કરતો હોય તેમ દેખી રહેતો, સમયનાં વહેણુ પર મીટ માંડતો દિવસો પસાર કરતો હતો.

ત્યારે એકવાર એનાં કમાડ કોઈએ જોરથી ખખડાવ્યાં. કોઈ વાર નહિ અને આજે મેડમ બોનીવીલ—એની હોટેલની માલિકણ ઉતાવળી હાંફતી શ્વાસભેર બોલતી હતી.

"આપ મારા ખંડમાં—મારા દીવાનખાનામાં ઉતાવળા આવી પહોંચો, એકદમ."

"પણ છે શું?" એ જોવીને તેવી નિસ્તેજ નજર નાખતો બોલ્યો.

"છે શું? નામદાર મોન્સ્યોર નેપોલિયન બોનાપાર્ટ જાતે પધાર્યા છે–મેં તેમને મારા દીવાનખાનામાં બિરાજાવ્યા છે. આપને–તમને મળવા જ પધાર્યા છે...સાક્ષાત પોતે પધાર્યા છે...મને શી ખબર કે તમે આવડા મહાન હશો?"

"શું?–કોણ?"

"સાંભળ્યું નહિ? આટલું કહ્યું તોય! નામદાર નેપોલિયન બોનાપાર્ટ, શ્રીમાન મોન્સ્યોર ટોમ પેઈનની મુલાકાતે...આપની મુલાકાતે..."

"નીચે જઇને એને કહો કે...ટોમ પેઈન ડાકુઓ અને ધાડ-પાડુઓને મુલાકાત આપતો નથી."

અને પગથી માથાસુધી કંપો ઊઠેલી મેડમ દાંત કકડાવતી કંપના તાલમાં હોય તેમ ફફડી ઊઠી, "ના, ના, ના...ના...એ તે શી વાત કરો છો? મારી હોટેલ પર કદી કોઇ દી આખા ફ્રાન્સનો મહાસેનાની મુલાકાતે નથી આવ્યો ને તમે મારી હોટેલમાંથી જ..."

"હું મારી ઓરડીનું ભાડું આપું છું." ટોમ બોલી રહ્યો.

"ના, મોન્સ્યોર...ના, ના, ના, એ કંઈ ભાડાનો સવાલ ઓછો છે...એ તો, એ તો..." બોલતી મેડમ ગદગદ થઈ. એનો છેલ્લો અવાજ કરગરી ઊઠયો.

"ઠીક, એને અહીં બોલાવી લાવો."

"અહીં? ના ના, ના ના, ના, અહીં આ ઓરડીમાં?"

"હું અહીં જ રહું છું."

"ના, આપ નીચે પધારો, મહાનુભાવ!" મેડમે વૃદ્ધનો હાથ પકડયો.

અને બંને દીવાનખાનામાં પહોંચ્યાં. ત્યાં બેઠેલા એક બટકા, દૂબળા, અને ફિક્કા ચહેરામાંથી ખંધી આંખો ચમકાવતા આદમીએ આ ગઇકાલના મહાન ક્રાન્તિકારનું માન કર્યું.

પણ ટોમ પેઇન કંઇ બોલી શકયો નહિ. એ મનમાં બબડયો, પ્રજાસત્તાક ફ્રાન્સનો આ મહાસેનાની કેવો કંગાલ છે!"

"આપની જરૂર આપણા પ્રજાસત્તાકને પડી છે." બોનાપાર્ટ બોલ્યો.

"ફ્રાન્સના પ્રજાસત્તાકમાં હવે શું બાકી રહ્યું છે? લશ્કરવાદની સંગ્રામસમિતિ જ ને?"

"સીટીઝન પેઇન..." બોલતા નેપોલિયને અવાજ ધીમો કરી નાખ્યો...આપણી ક્રાન્તિ હજુ ચાલુ છે...આપણે એ હિલચાલને ઇંગ્લેંડ પર લઇ જવી છે."

"કેવી રીતે?"

"આપણાં લશ્કરો યરોપભરમાં અજોડ છે...અંગ્રેજી ખાડી ઓળંગીને તે..."

"તે અજોડ નહિ રહે." ટામ વચમાં બોલ્યો.

"કેમ ?" બોનાપાર્ટ બરાડયો.

"ફ્રેંચ શાહીવાદી ડાકુઓનાં લશ્કરો બનીને તે અંગ્રેજ જનતાને ગુલામ બનાવવા જે પળે ખાડી કૂદી જશે તે જ પળે...એ આક્રમણખોરો, ડાકુ અને ધાડપાડુઓનાં લશ્કરો બન્યાં હશે અને ત્યારે એ પિશાચોના ટુકડા કરી નાખવા લડવા નીકળનાર અંગ્રેજી જનતાના યોદ્ધાઓ મહાન બન્યા હશે." ટામ પેઈનનો અવાજ આખા ખંડમાં ભરાયો. જગત જીતવાના કોડવાળો બોનાપાર્ટ એક પળવાર ક્ચડાયો. બીજી પળે એણે બૂમ પાડી, "તમારું, 'એજ ઓફ રીઝન' મેં આજ સુધી મારા ઓશિકા નીચે રાખ્યું હતું."

"પણ વાંચ્યું નહિ હોય..." ટામનો અવાજ મક્કમ બોલ્યો.

"હવે હું તેને સળગાવી મૂકીશ." બોનાપાર્ટ સળગી ઊઠયો.

"અંગ્રેજી અને અમરિકી શાહીવાદી સરકારોએ તો તેને ક્યારનું સળગાવવા માંડયું છે." ટામપેઈન બોલ્યો. અને પછી બોનાપાર્ટ ધરતીને ક્ચડતો હોય તેમ ઉગ્ર પગલાં મૂકતો પસાર થઇ ગયો હતો.

## ૪ : ફ્રેંચ ક્રાન્તિએ લખેલો લેખ ફરીવાર લખાતો હતો

"અહીં કોલંબસે નવી દુનિયા શોધવાનો પહેલો ઉમળકો અનુભવ્યો હતો. અહીં જ આ આપણા હામટીની ધરતીપર કદમ મૂકીને એણે પોતાનાં સ્પેનીશ રાજારાણીના નામમાં સોનું ઉલેચવાનો વાવટો રોપીને કહ્યું હતું, "આજથી આ ધરતી અમારી છે."

"ત્યારે કોઈએ......ત્યારે આ પર્વતભોમ (હામટી) પરથી કોઈએ પડકાર ફેંક્યો નહિ કે ના...એ ભોમ અમારી છે."

અને એ શ્વાસ ખાવા થંભ્યો. એના પડછંદ દેહ પર એક જાતની ઉગ્રતા ઓપી ઊઠી. એની સળગતી જબાને અંધારા ઘેરમાં લપાયલા પડછાયા જેવાં માણસોમાં એક સંચાર રેલવી દીધો. પાછો એ અવાજ બોલ્યો.

"ત્યારે ૧૪૯૨ ની સાલ હતી. આપણા હામટીને આરે આરે પેલો કોલંબસ આગળ વધ્યો અને આપણા પર પગરોપીને એણે એનું નામ 'હીસ્પાની ઓલા' પાડ્યું તોય કોઈએ વાંધો ઉઠાવ્યો નહિ. પછી અહીં ફ્રેંચો આવ્યા અને તેમણે આપણી ધરતીને સેન્ટડોમીંગ કહી, અને તોય કોઈએ વાંધો ઉઠાવ્યો નહિ. પછી અહીં

અંગ્રેજ ને અમેરિકનો આવ્યા, તેમણે આપણી ધરતીનો કટકો પડાવ્યો અને તેને સાનડોમીંગો કર્યો અને તોય કોઈએ......"

અને એક આકાર એ બોલનારની સામે ત્રાડ દેતો ઊભો થઈ ગયો, "અમને હુકમ આપો...અમારા જાન......"

"માત્ર ફના કરી દેવાનો શો અર્થ છે? આપણે આપણાં ફરમાન ઘડીએ તે પહેલાં એ ફરમાનનાં લડાયક ઘટકો પણ ઘડવાં જોઈએ ને......!"

થોડીવાર ભયાનક શાંતિ પથરાઈ ગઈ. પાછો પેલો અવાજ એકધારો ચાલ્યો,

"મને તો આજની પળે આપણો ભૂતકાળ સાંભરે છે. અને તે હું તમને ન કહું તો કોને કહું? હું તેર જ વરસનો હતો ત્યારે આપણા નીગ્રો લોકના આગેવાન મેકન્ડલને જીવતો સળગાવી દેવામાં આવ્યો હતો. મારી નજરમાં અંદરબહાર એ ચિતા સળગે છે. એનો ગુનો એ હતો કે એ આપણને-ગુલામોને ભણવાનો હક્ક છે એમ કહેતો હતો અને મારા શરીર પર આ ડગલો છે તે......"

અને એણે ખભા પરથી ડગલો ધર્યો, "એમાં મારું લોહી છે. હું ચોરીથી વાંચતાં પકડાઈ ગયો અને માલિકે મારા માથા પર વાંચવાના અપરાધ માટે ઘા કર્યો હતો. એ ડગલો તમારી સૌની યાદ છે." અને એણે આગળ ચલાવ્યું, "એ યાદ સાથે સંકળાયલી હામટીની ધરતી પર ગુજરેલી આપણી માનવતાની યાદ જો એક ચીસ પાડીને ધરતી ધા નાખતી બોલી ઊઠે તો...? આજે આપણી ધરતી પરથી અનેક યાતનાઓમાં પરવારી ગયેલાં લાખો નરનારીઓ અને બાળકબાળકીઓ અને ઉતરડાઈ ગયેલાં યુવાનયુવતીઓને આપણી આ માટીની સાખ લઈને આપણે શપથ લઈએ છીએ કે

એ સૌ પર ગુજરેલી યાતનાઓના બદલામાં આપણે જે ફ્રેંચ લોકોએ પોતાના માલિકો સામે કર્યું તે, અને ફ્રેંચ જનતાએ માનવ માત્ર સમાનનું જે તહનામું ઘડયું તે અહીં આપણે પુરવાર કરીશું અને તેમ કરતાં આપણે......"

જાણે જવાબમાં હોય તેમ અંધારાની મેદનીમાંથી એક ભયાનક અવાજ ગુંજી ઊઠયો. અને પેલો અવાજ શાંત બનીને બોલ્યો,

"આપણે કશું ઉતાવળે નથી કરી બેસવું. ફ્રાન્સના લોકોએ માનવ માત્રના હક્કોનું જે નવું ખત ઘડયું છે તે પ્રમાણે આપણે અને માલિકો સમાન છીએ. કદાચ ફ્રેંચ લોકની જનતાની સરકારના આગેવાનો એ ખત લઇને આપણી આઝાદી જાહેર કરવા અહીં આવી પહોંચે પણ ખરા."

"આપણે તેમના આવવાની રાહ જોવી જોઈએ?" કોઈએ પૂછ્યું.

"હારતો, તેમાં શું ખોટું છે?" એક જણે ઉતાવળો જવાબ દીધો. અને એક ગણગણાટ સંભળાયો, પણ પેલો અવાજ પાછો પઃછંદ બોલ્યો.

"તમને મુલાટોનો હમણાં જ વીતી ગયેલો મુકદ્દમો યાદ આવે છે? હુંય તે ભૂલ્યો નથી. ટીંગાઈ ગયેલા એકવીસ આગેવાનો અને પૈડાં પર બંધાઇને સાંધે સાંધે તૂટી ગયેલાં ઓગ અને શેવેનનાં બળવાખોર કલેવરો...પણ મુલાટોની એ હિલચાલ આપણને સાથે લીધા વિનાની હતી કારણ કે મુલાટો માલિકોનાં લોહીવાળા કાળામાં શ્વેત રંગના મિશ્રણવાળા આપણને સાવ કાળાંઓને સાથે લીધા વિના એકલા આઝાદ થવા માગતા હતા. ઓગ અને શેવેને મરણ પામીને આપણને લડાયક એકતાનો પાઠ આપ્યો છે. એ ફાંસીના માંચડા પર ટિંગાયલાઓએ મરણ પામીને આપણા ઉડાવની જેવી

મહોબ્બત કરી છે તેવી એ જીવતા રહીને નહિ કરી શક્યા હોત. વીનસેન્ટ એમને હરાવી ગયો અને સંહારી ગયો કારણ કે એ એકલા હતા. આજે ઉત્તર પરથી......આપણા ઉત્તરના પ્રાંત પરથી જે અગ્નિઝાળ એક બનીને ઊઠવાની છે તે આખા ટાપુ પર પથરાશે જ."

"પણ આપણે આ બોઈ–સીમાનના ધાડા જંગલમાં રાહ..." આગેવાનોમાંનો એક બોલ્યો. "ક્યાં સુધી એમને!" અને પેલો બોલનાર ખડખડાટ હસી પડ્યો, "હું અને અમારી ખેડા વસાહતના એક હજાર ગુલામોમાંથી અહીં આવી પહોંચનાર રાહ દેખવા નથી આવ્યા...તમે સૌ આગેવાનો પણ......પણ આપણી ગોઠવણી પૂરી થાય કે તરત જ......દુશ્મને, માલિકે......જાલીમે કદી પોતાના ગુલામોને આઝાદીની ભેટ ધરી છે? ફ્રેંચ લોકોએ જે મેળવ્યું તે તેમને ભેટમાં મળ્યું છે? ફ્રેંચ જનતાએ માનવતાની—સમાનતાની જે નવી વાત ઇતિહાસના પાન પર પેશ કરી છે, તે તો લોહીનાં બુન્દમાં લખી છે...અને લખીને આખી દુનિયામાં જે કોઇ મરી ફીટવા તૈયાર હોય તેમને સળગતી મશાલ જેવી સોંપી છે. આરડા જાતના મારા નીગ્રો બાપને ત્યાં જન્મ પામ્યા પછી ૧૭૪૪ થી આજસુધીમાં લી–કેપમાં ખેડા કાર્બોટમાં દિવસરાતભર આજના ૧૭૯૧ ના ઓગસ્ટના સાતમા દિવસ સુધીમાં એક જ વાત હું શીખ્યો છું કે આઝાદી લઇને કોઈ દયાની દેવી છાબડીમાં ભેટ ધરવા નથી આવતી પણ આઝાદી તો આપભોગના ગંજ ખડકીને જ હાંસલ કરી શકાય છે."

"તો રાહ જોવાની ક્યાં રહી, તૂસાં!"

"કોની રાહ? અને આફ્રિકામાં જન્મીને હામટીમાં વેચાયલા એકસો ને ૭ વરસની ઉંમરે મરી છૂટેલા પીરી બેપટીસ્ટ સાયમન

નામ પામેલા નીગ્રોનો પહેલા ખોળાનો દીકરો તૂસાં ભયાનક અરણ્યમાં મળેલી આ સભામાં ગાઢા જંગલની છાયાને ડારતો હોય તેવો બોલ્યો, "કોની રાહ! જે કાળની છબીમાં આપણે મચ્યા છીએ...જે કાળની તસ્વીરમાં સામેલ થવા તમે જીવના જોખમે તમારા સંગઠનની તજવીજો કરીને અહીં આવ્યા છો...જે કાળનું ખપ્પર આપણાં લાલ બુન્દ પીને હામટી પર માનવ માત્રની સમાનતાની છબી કોતરવા ફરતું થવાનું છે તેની તારીખ નક્કી કરીને એ તવારીખની રાહ... ત્યારથી આપણી જ મા–ભોમ આપણા રાહને દાખવતી ગરવી દેખાશે."

"તારીખ...તારીખ!" આગેવાનોની આખી સભા પર એક વિકરાળ નાદ ગુંજી ઊઠ્યો.

અને ૭ મીની મધરાતે તારીખ નક્કી થઈ. ૧૭૯૧ના ઓગસ્ટની બાવીસમી મધરાતે બોઈ સીમાનના જંગલની ખીણમાં આસપાસની એકસો વસાહતોમાંથી દરેકમાંથી બે ચૂંટાઈને આવવાના હતા. ૨૨ મીના રવિવારે અહીં સંગ્રામસમિતિનો આદેશ ઉઠાવતા બસો લડવૈયા મધરાતે સળગતી મશાલો સાથે બળવાની બાની પૂકારવાના હતા. નક્કી કર્યા પ્રમાણે બધી વસાહતોના ગુલામો એ જ વખતે પોતપોતાને ત્યાં ઊઠવાના હતા. ફ્રાન્સની ક્રાન્તિ સાથે જાણે એણે હોડ બકી હતી. એવી હામટીની ધરતી પર ઉત્તરના આ અરણ્યમાંથી આઝાદીનો પહેલો આતશ બસો મશાલોના બસો દીવા પેટાવતો ફ્રેંચ જનતાએ લોહીના અક્ષરે લખેલા ઇતિહાસના તહનામાને ઊજવવાનો હતો.

અને એ દિવસ આવી પહોંચ્યો.

એ દિવસનો આગેવાન બુકમાન નામનો ઊંચો અને પડછંદ નીગ્રો હતો. આકુલના ઇસાઇ મઠની જમીનદારીનો એ ગુલામ ઇસાઈ

હતો. આજના પહેલા ઉઠાવની સૂચના આપતો બુકમાન બોઈ-શીમાન અરણ્યમાં માનવતાનો નાદ લહરાવતો ખીણને ભરાવતો, માલિકોની હેવાનિયત પર નિશાન તાકતી નજર બંકાવતો કહેતો હતો, "આપણી મધ્યસ્થ સંગ્રામસમિતિ અને આપણો મહાસેનાની તૂસાં દોરવણી કરવા ભોમ-ભીતર રહેવાના છે. આપણો આગેવાન મેકેન્ડલ ઘણાં વરસો પહેલાં આ ખીણ પાસેની માલિકની કોઠીમાં ગુલામ હતો. એ ગુલામ આ ખીણ પાસે જ જીવતો સળગ્યો હતો. આપણાં દિલમાં હજુ એ સળગે છે. એની ચિતામાં આપણી આજની બસો મશાલો ચેતાવીને આપણી ધરતી પર માનવી પ્રકાશ પેટાવવાનું પહેલું માન આપણને આપવામાં આવ્યું છે. આપણે આ બસો મશાલ જેવા બનીને ભલે સળગી જઈએ પણ......"

અને એક ભયાનક કોલાહલમાં એના છેલ્લા શબ્દો શમી ગયા.

અને યુગયુગનાં અંધારાંથી ભરેલી ખીણ બસો બહાદુરોએ પેટાવેલી મશાલોમાં નૂતન પ્રકાશથી ઊભરાઈ ઊઠી.

પછી હામટીના બસો દીકરાઓ સળગતી મશાલો લઈને બળવા-ખોર કલેવરો પર આયુધો ખખડાવતા ખીણની બહાર નીકળ્યા અને બીજી એક સાંકડે રસ્તેથી એક મોટી બીજી ખીણમાં ઊતર્યા. એ ખીણમાં સેંકડો ઓઓ અને બાળકો કયારનાંય આવી ગયાં હતાં. એ બધાં ગુલામો ઊંચકાય એટલી ઘરવખરી સાથે લાવ્યાં હતાં. એ બધાં પોતાના બહાદુર બેટાઓ અને માટીડાઓનું માન કરવા અધીરાં બન્યાં હતાં.

એ બધાં એક મોટા ઊંચા ચોતરાની આસપાસ ગોઠવાયાં હતાં. ચોતરાની બરાબર સામેની ખુલ્લી જગા આ બસો આઝાદ વીરો માટે ખાલી રાખવામાં આવી હતી.

પછી પગરવ સંભળાયો અને પેલાઓની રોશનીની પહેલી ઝલક ઝીલતી જનતાએ ખુશાલીનો અવાજ કર્યો. પછી એ ખીણ પર ફરકતી અગ્નિશિખાઓના તેજના અંધારમાં બસો પડછાયાઓ ભયાનક અને જાજરમાન જણાયા. પછી પગથી માથા સુધી સફેદ વસ્ત્રોમાં સજ્જ થયેલી એક ઊંચા વાંસ પર બાંધેલો ચળકતો, લાંબી અને પહોળી છરી વાળો દંડી હાથમાં ઝાલેલી એક ગુલામ જુવાન નારી પેલા ચોતરા પર આવી ઊભી.

ધરતીની વિકરાળ બનતી આ જનતાના બહુમાનમાં હોય તેમ આકાશમાં એક કડાકો થયો અને વીજળી ઝબૂકી ઊઠી. બસો મશાલો પેલી ખાલી જગામાં ચૂપચાપ ગોઠવાઇ ગઇ. એક ભયાનક શાંતિના મૌન કોલાહલ પર ચોતરા પર ઊભેલી સફેદ છબી બોલી:

" જે ભગવાને આપણને પ્રકાશ દેવા સૂર્યચંદ્ર બનાવ્યા છે...જે આપણા મહાસાગરનાં મોજાં પર હીંચે છે...જે કુદરતના ઝંઝાવાત પર અમલ કરે છે, તે આજે આપણાં માથાં પર ઘેરાયલાં વાદળોમાંથી આપણું માન કરતી નજર નાખે છે" અને આકાશમાં થતા એક કડાકાએ એનો અવાજ એક પળવાર શમાવી દીધો. પાછા એ શબ્દ સંભળાયા:

" અને એણે ગોરાઓનાં નીચકર્મો પણ દેખ્યાં છે. આજે યુગયુગની યાતનાઓ નીચે લોહી ઝરતા આપણા હાથમાં આયુધ આપીને એ કહે છે આઝાદ થવા એ આયુધોનો અમલ કરો...... આપણા સમરપર ઊઠવાના કદમોની દિશા એ નક્કી કરવાનો છે."

એક યુદ્ધ ગર્જનામાં પાછો એનો અવાજ ડુબી ગયો.

પણ આ અવાજ સાંભળતા અને કંઇ તોફાનની ગંધ આવતાં ટરપીન અને ફ્લેવીલના માલિકો પોતાના લઠિયાઓ સાથે આ ખીણની

દીવાલ પર આવી પહોંચ્યા હતા. આ દેખાવ દેખતું ડરી ગયેલું જાલિમોનું જૂથ પગથી માથા સુધી કંપી ઊઠતું દૂર થોજી જઇને જીવ લઇને ભાગી ગયું હતું.

પેલો અવાજ પાછો જેવો ને તેવો સંભળાયો, "શી આઝાદીની પુણ્ય જ્યોત છે! શો મુક્ત સહચારનો પાવક પગલો છે! તમારી છબી તો જુઓ......બહાદુરો! આજ સુધી આપણો ગોઠણભર રહીને નીચી નમેલી કેડ પર જાલિમની ઝડીઓ ઝીલતાં હતાં એટલે ગુલામ હતાં, આજે આપણા પગ આપણી મા-ભોમમાં રોપાને ટટાર થઇને આયુધ ધરીને ઊભેલી આપણી તસ્વીર ભવ્ય છે, ધન્ય થઇ છે......પ્રચંડ બની છે."

અને પછી આઝાદીના ઉઠાવનો પહેલો પસારો નોર્થ વસાહતને રસ્તે પ્રાણનાં પ્રચંડ ધોધ જેવો ઘૂઘવતો શરૂ થયો.

હામટીના ઉત્તર પ્રાંત પર પહેલો દાવાનળ દોડયો. જંગલો ઝબકી ઊઠીને સળગ્યાં. પર્વતોની તળેટીઓની ગોરી વસાહતો પર ઊછળતી લોહીની છોળો ભડભડતી આગને ઠારી શકી નહિ. પ્લીન-ડુ-નોડપર આગની ભરતી જાણે કદી ઓસરશે નહિ તેવી વિકરાળ બની. ઉત્તર પ્રાંત પરની અગ્નિઝાળે દિવસભર સૂરજને અને રાતભર ચંદ્ર ને ઝાંખા પાડી દીધા. ધૂમ ને ધુવાંની છાયાએ વાદળોને ઢાંકી દીધાં.

ઉત્તર પ્રાંત પર મહાસંહારે માઝા મૂકી.

આઠ સાઠ દિવસ-રાતભર સંહાર ઘૂઘવ્યો. જાલિમ માલિકો અને માલિકણો હજારો હણાઇ ગયાં. શેરડીની બસો, કોફીની છસો અને કપાસની તથા શણની બસો વસાહતો આઠ દિવસમાં ધૂમાતો ઢગલો બની ગઇ.

લી–ક્રાપનું બંદરબાહ સળગતાં વહાણના પ્રકાશમાં ત્યારે વિહ્વળ બનીને ગુલામોના ધસારા સામે માલિકોવતી લડતું હતું. સપ્ટેંબરની ૨૬ મી સુધીમાં બંદરનું નગર પણ સળગી રહ્યું હતું. નગર પછીના મેદાન પરની મહોલાતો ખંડિયેરો બની હતી. નગરની ચારેકોરની ટેકરીઓ પરનાં વિલાસભવનો સળગી ગયેલા જ્વાળામુખી પર બંધાયાં હોય તેવાં હજુ ધૂમાતાં હતાં.

સાઠ દિવસમાં જ ગોરાં માલિકો બે હજાર જેટલાં મરી પડ્યાં હતાં. દશ હજાર નીગ્રો રણમાં પડ્યાં હતાં. બન્ને સંસ્કૃતિઓ જીવનમરણના જંગમાં સામસામે આવી ગઈ હતી. એક સુધરેલી માલિક સંસ્કૃતિ ઇસુને માંચડે ચઢાવીને, એ માંચડાને સોનાનો બનાવીને માનવજાતને ગુલામ રાખવાનો હક્ક ગજવતી હતી. બીજી સંસ્કૃતિ વુડુ નામના ભગવાનની રણહાક ગજવતી જંગલમાંથી મશાલો સળગાવીને માનવી માત્ર સમાનની નીતિમત્તા પર નોબત વગાડતી રણે ચઢી હતી.

ત્યારે એ જ માનવસમાનતાના હક્કનામાને પોતાના દેશમાં જનતાનાં લોહીમાં ડુબાડી દઈને એક મોટા જંગી લશ્કરને ફ્રેંચ જહાજોમાં ભરીને અહીંના માલિક સમાજનો ત્યાંનો પ્રતિનિધિ બોનાપાર્ટ યુરોપના દેશોને જીતીને આ નાનકડા ટાપુને એક જ ધક્કો મારીને ધરાશાયી કરી દેવા મહાસાગરનાં મોજાં પર ધસ્યો આવતો હતો.

ત્યારે ગુલામ બનેલી હામટીની માનવતા એક લાખની કતાર જમાવીને એ જાલિમને પડકાર ફેંકતી ખડી હતી.

" ત્યારે સાઠ સાઠ દિવસના ઉલ્કાપાત પછી જેવો ને તેવો શાંત અને સ્થિર પણ અગ્નિકણિકાઓનો ઘડ્યો હોય તેવો બળવાનો મહાસેનાની તૂસાં સમજાવતો હતો:

"સેન્ટ ડોમીંગો ટાપુ પર એક પ્લેન્ટેશનમાં મારો બાપ વેચાઇને આવ્યો હતો. ત્યાંનાં એક હજાર ગુલામોમાંથી એક ગુલામ બાઈ સાથે એ માલિકના ફરમાન પ્રમાણે પરણ્યો. એ બાઈનું નામ પાઉલીન હતું. એણે આઠ બાળકો જનમાવ્યાં તેમાંનો હું પહેલો હતો. એ આઠની જનેતા અમારાં......એની જ માટીમાંથી સાંપડેલાં અંગપરથી વછોડાઇને વેચાઈ ત્યારે...........મેં દાંત કચકચાવીને લીધેલા શપથનો અમલ.........એવો જ કોઇ નિરધાર મારા બાપે પણ કર્યો હશે, પણ એ તો એકસો છ વરસ જીવીને ગુજરી ગયો.........આજે એ બન્ને હોત તો ! કદાચ મારી મા......... પાઉલીન.........એ જીવતી કે મરેલી જ્યાં એની માટી હશે ત્યાં આપણા પશ્ચિમ કિનારાપરનાં ફ્રેંચ ક્રાન્તિનો નાદ બોલતાં મોજાં અડયાં જ હશે ને !" બોલતો તૂસાં એની સ્ત્રી તરફ જોઈ રહ્યો.

"ફ્રાન્સપરથી ધવાયલી, લોહીલુહાણ બનેલી આઝાદી, સમાનતા અને બાંધવતાની છબી આપણી અદની માનવતાનો સાથ માગતી કેવી આપણા રાહમાં આપણી ધરતીપર વિજયી બની છે! હું તો એ ખુશાલીમાં મારા જીવનનો પાછલો બધો પહોર ભૂલી ગઈ છું......અને તૂસાં ! આજે તો તું આપણી એક લાખની આઝાદ સેનાનો સરદાર બન્યો છે."

"તોય મારી નજરમાંથી પાઉલીનની છબી જતી જ નથી... આપણાં દરેક સંચલનમાં એ જ તસ્વીરે મને દોર્યો છે"

"એક પછી બીજા વિજયપર"

"પણ હવે તે એટલું સહેલું નથી બનવાનું—આપણી મા. ભોમપર ત્રણ સરકારો પડી છે. અંગ્રેજ, સ્પેનીશ અને ફ્રેંચ. ત્રણેની ચઢાઇઓ આપણે ખાળવાની છે. ત્રણેના શસ્ત્ર સરંજામ અને માલિક ઘટના આપણી સામે છે"

"એટલે?" તુસાંની ઓ ચિંતાથી જોઈ રહ્યો.

"એટલે?" આઝાદ સેનાનો એ મહારથી ત્રણ તણખલાં તરફ ફેંકતો હોય તેમ ભયાનક હસ્યો, "એટલે આપણો વ્યૂહ ત્રણેને જુદા રાખી પહેલાં અંગ્રેજી ડાકુઓને દરિયામાં ધકેલવાનો, પછી સ્પેનીશ માલિક સરકારને મહાત કરવાનો અને એટલે ફ્રાંસપર તૂટી પડવાનો ધડો જોઈશે."

"એ વ્યુહમાં તું ક્યાં ક્રમ જાય તેમ છે?"

"તારું જ કહેવું છે ને?"

"મારું નહિ સૌનું."

અને પછી એક વરસ પસાર થઈ ગયું ૧૭૯૨નો સપ્ટેંબર મહિનો આવી પહોચ્યો. ગોરાં લશ્કરો અને ગોરી હકૂમત ઉત્તર પ્રાંતનાં લી-કાપ અને બીજાં નગરોપર કબજો કરીને બેઠી હતી. બળવાનાં લશ્કરોએ પોતાનો મુકામ ગામડાંઓ અને અંદરનો પ્રદેશ કબજે કરીને માંડ્યો હતો.

એમ એક વરસ સુધી લી-કાપમાંની માલિક સરકારે બળવાખોરોને શરણે આવવાનાં કહેણ મોકલ્યા કર્યાં. બંને પક્ષે પોતપોતાની તૈયારીઓ કર્યા કરી.

પણ સપ્ટેંબરમાં હામટીના માલિકોની સંસ્થાનિક રાજસભાની મદદે છ હજારનું ફ્રેંચ લશ્કર લઈને ચાર કમિશનરો આવી પહોચ્યા. એ કમિશનરો ગુલામ નીગ્રોની વચમાં અર્ધગુલામ અને મિશ્ર લોહીવાળા મુલાટોને નાગરિક હક અને મતાધિકાર આપીને તેમને પોતા તરફ જીતી લઈને બળવાની એકતાની વચ્ચે ફાચર મારવાનો વ્યૂહ લાવ્યા હતા.

પણ સ્થાનિક માલિકોએ એ વાતની ના પાડી દીધી અને મુલેટો તથા નિગ્રોને કચડી નાખવાની યોજના જ રજૂ કરી.

અને ૧૭૯૩ માં ફ્રેંચ ક્રાન્તિએ સોળમા લુઇનું અપરાધીમાથું ગીલોટીન નીચે ઉતારી લીધું. આ બનાવની અસર આખા હામટીપર વીજળીના ઝબકારાની જેમ પથરાઇ ગઈ. ત્યાંનાં ફ્રેંચ લશ્કરોમાં રિપબ્લીકનો અને રાજાના પક્ષના એમ બે વિભાગ દેખાયા. ફ્રાન્સથી આવેલા કમિશ્નરોનો ફ્રાન્સમાં બેઠેલો રાજા તો વધેરાઇ ગયો હતો. કમિશ્નરોએ બળવાખોરો સાથે સલાહ કરવાની કારવાહી શરૂ કરી દીધી હતી.

કમિશ્નરોને તૂસાંએ જવાબ વાળ્યો, "આપ નામદારો અમારી આઝાદી જાહેર કરવાની વાત કરો છો, તે ઠીક છે પણ તેનો અમલ કોણ કરશે ? અમલ કરવાની તાકાતવાળી તો અહીંના માલિકોની જ રાજસભા છે...સરકાર છે. જાહેરાત તો એણે કરવી જોઇએ, નહીં તો અમારી લડાઈ ચાલુ ગણવી જોઇએ."

અને હામટીપરની માલિક સરકારે જાહેરાત કરી કે, "અમે ફ્રાન્સનો શહેનશાહ ગુમાવ્યો છે પણ સ્પેઇનના રાજાએ અમને કુમક મોકલી છે. અહીંની સ્પેઇનની હકૂમત અમારે પડખે છે. અમારે ત્રણ રાજાઓ કબૂલ છે. એક કાંગોનો રાજા, જે બધા કાળીપરજનો ખાવિંદ છે. બીજો મરણ પામેલા ફ્રાન્સના શહેનશાહનો દીકરો જે રાજ્યનો અધિકારી છે અને ત્રીજો સ્પેઇનનો રાજા."

તૂસાંની સામે આ જાહેરાતે સાચું રૂપ દેખાડી દીધું. આઝાદીની જાહેરાત કરવાની વાતો કરનાર માલિકોની સરકારના નવા બંધાતા લી-કાપ નગરમાં જ બેઠેલા કમિશનરો માલિકોની સરકારની જ વકીલાત કરવાની બીજી બાજુ ખોલતા બળવાની તાકાત પર ઠંડુ પાણી રેડવાનું રાજકારણ રમતા હતા. સ્પેઇન અને અંગ્રેજ અમરિકી અખાડાઓ પોતપોતાનો દાવ ખેલવાની શેતરંજ રમતા ચંપી રહ્યા હતા. લી-કાપ નગરની આસપાસ એવા પાસા ફેંકાતા હતા.

સ્થાનિક માલિકોની સરકારે તુસાંપરના છૂટાછવાયા હલ્લા શરૂ કર્યા હતા. કમિશનરોનાં લશ્કરો આગળ વધતાં પહેલાં ગુલામોને મુક્ત કરવાની જાહેરાત કરતાં જતા હતાં.

ત્યારે તુસાં માલિકોની આ બહુરૂપી ચાલ સામે તૂટી પડ્યો. ઉત્તર પ્રાંત પર એની આઝાદ ટુકડીઓ પાછી તૂટી પડી. એના ધસારા નીચે ફ્રેંચોનાં વિશાળ લશ્કરો થંભી ગયાં. આઝાદોની આણ નીચે એક પછી બીજાં નગરો પડ્યાં.

પ્રાસ-મોરને, મરમીલેડ, પ્લીસાં, અકુલ, લીંબે, મેગોટ તથા સેઇન્ટ લુઇ અને નોર્વે નગરો પર બળવાના ઝંડા ફરકી ઊઠ્યા. અનેક લડાઈઓ લડતો તુસાં સત્તર વાર ઘવાઈને એકેએક સૈનિકની બાંધવતા પર અજય બનતો હતો.

અને ઉત્તરની માલિકશાહી સાથે દક્ષિણની માલિક સત્તા ભળતી હતી. દક્ષિણના માલિકો બળવાખોરોના જુલ્મો સામે પોતાનું રક્ષણ માગતા નામદાર અંગ્રેજી શહેનશાહતની કુમક માગતા ગુલામોની પ્રથાના રક્ષણ માટે તેમની દરમ્યાનગીરી માગતા હતા.

અને અંગ્રેજી લશ્કરો ગુલામીની પ્રથાનું રક્ષણ કરવા જેરેમીમાં ઊતર્યાં. દક્ષિણના કિનારા પર એ અંગ્રેજી હેવાનોનાં માલિકોએ બહુમાન કર્યાં. કિનારા પરનાં એક પછી બીજાં બંદરો અને શહેરો માલિકોએ અંગ્રેજોને સુપરત કર્યાં.

એમ અંગ્રેજી અને સ્પેનીશ હકૂમતો માલિકોનાં રક્ષણ કરવા ફ્રેંચ હકૂમતના પ્રદેશો પર પથરાઈ ગઈ. લી-કાળમાં બેઠેલી ફ્રેંચ સરકાર બળાખોરો અને અંગ્રેજી તથા સ્પેનીશ મદદનીશો સામે ચડભડતી દેખી રહી.

બળવાનાં આઝાદ લશ્કરોનો મહાસેનાની તુસાં ગંભીર કટોકટીમાં સુકાઈ ગયો. એની ચારે બાજુએ અંગ્રેજી, સ્પેનીશ અને ફ્રેંચ માલિકોનું દબાણ વધતું ગયું. મરમીલેડની તુસાંની છાવણી પર

ભયના ઓળા વધારે બિહામણા બનવા લાગ્યા. અંગ્રેજી, સ્પેનીશ, અને ફ્રેંચ કારવાહીનાં કાવતરાં મરમીલેકની છાવણીની આસપાસ ભમવા લાગ્યાં.

અને કેરોકટીની કિનારી પર બેઠેલો તૂસાં મોઇસ, ગાબાર્ટ અને પેપેરેલ નામના પોતાના ત્રણ મહાન સરદારો સાથે સંચલનના વ્યૂહ રચી રહ્યો. મોઇસની સરદારીએ અંગ્રેજી ધસારાને ગમે તે ભોગે ખાળવાનો હતો. મરમીલેકની છાવણીના મથકને ગાબાર્ટે સાચવી રાખવાનું હતું અને પેપેરેલ પ્લીસાંના વ્યૂહ મથકને ટકાવી રાખવા સ્પેનીઆર્ડો સામે પાછલી હરોળમાં લડવા રોપાઇને ઊભો હતો.

ત્યારે વધારે ભયજનક સ્પેનીશ મથક પર એ ચુનંદાઓને લઇને રાત ભર આગળ વધવા પરવરતો હતો. ત્યાંના સ્પેનીશ લશ્કરના સરદાર બીસોના મુખ્ય મથક એનેરીપર વીજળપાત બનીને તૂટી પડવાની એની નેમ હતી. સ્પેનીશ છાવણીઓની મધ્યમાં એનેરી પર ચોટ લગાવી, બીસોને વિહ્‌વલ બનાવી એ ઝડપી સંચલનથી ચારે બાજુએ કતરાવાનો હતો.

અને એનેરીપરનું આક્રમણ ઓચિંતા આઘાત જેવું તૂટી પડ્યું. સેનાધિપતિ બીસો પથારીમાંથી છલંગ દઇને જીવ બચાવવા નાઠો. એનેરી પડ્યું. પડેલા એનેરી પરથી સ્પેનીશ છાવણીના મધ્યમાંથી એનો ઝડપી વ્યૂહ ચારે કોર કતરાયો. સ્પેનીશ લશ્કરો પરાજય પામ્યાં ને નાઠાં. નાસતા સ્પેનીઆર્ડો પાછળ તૂસાંનાં થોડાક ઘોડેસવારો શ્વાસભેર દોડતા બીસોને મળવાની રજા માગતા હતા. એ કાસદો બીસોને મુજરો કરતા કહેતા હતા, "આપ નામદારને એનેરીથી ઉતાવળમાં નીકળવું પડ્યું ત્યારે આપનું સોનાનું ઘડિયાળ તથા છીંકણીની રત્નજડિત ડબી ત્યાં રહી ગયાં હતાં."

અને વિનયનો અભિનય દેખાડતો તૂસાં પછી સ્પેનીઆર્ડોને વેરવિખેર કરતો અંગ્રેજી બખ્તરોને પોતાના ઝડપી સંચલનમાં ઘેરી

વળતો હતો. દરેક લડાઇમાં એ નવું લશ્કર જમાવતો હતો. અને અંગ્રેજી–સ્પેનીશ લશ્કરોની શિસ્ત પર નવું સંચલન વિજયી બનાવતો હતો.

"ઝડપી આક્રમણ......અંદરથી આક્રમણ, નામદારો! સંગ્રામની આવતી કાલનો નવો તરીકો બનનાર છે" એમ એ કહેતો લોકઝંઝાવાત જેવો તૂટી પડતો, પર્વતોમાંથી સરતાં ઝરણાં જેવી ઝડપી કૂચ કરતો, એક દિવસના પચાસ માઇલ જંગલો અને ડુંગરાઓમાં દોડી જતો દુશ્મનોને માત કરતો હતો.

અંગ્રેજી રાજા ત્રીજા જ્યોર્જ સામે પોતાના પરાજયોનો સંદેશો લઇને આવેલો એક બ્રિટીશ એડમીરલ તૂસાંના ઝડપી સંચલનનો ખ્યાલ આપવા એક કાગળના કટકાને મસળીને ટેબલ પર નાખતો કહેતો હતો, "એના ભયાનક સંચલને આખા હામટીને આરો કરી નાખ્યો છે, મહારાજા!"

અને અહોભાવથી આંખો ફાડતો ફ્રેંચ માલિકોનો એક સરદાર મિત્રલ તૂસાંના ગેરીલા વ્યૂહ અને સંચલનનું વર્ણન કરતો હેવાલ આપતો હતો કે,

"એ એક ઘડીમાં અલોપ થાય છે–બીજી ઘડીએ પડતું નાખતો તૂટી પડે છે...જ્યાં જરા પણ સંભવ ન હોય, ત્યાં કાળ જેવો કરાળ બનીને દેખાઈ જાય છે. એનું લશ્કર કયાં હોય છે, તેની કોઈને ખબર નથી હોતી. એનાં આક્રમણોમાંથી એ આયુધો મેળવે છે, ધરતીમાંથી એ યોદ્ધાઓ એકઠા કરે છે. પર્વતોની ગોદ અને ગામેગામ એનાં રખોપાં કરે છે અને પર્વતની ટોચ પરથી એની ઝડપ ધૂધવતી ઊતરી પડે છે."

અને એણે અંગ્રેજી લશ્કરોને મારી હટાવીને કિનારાનાં શહેરોમાં પાછાં ધકેલી દીધાં અને સ્પેનીશ લશ્કરોને વેર વિખેર કરીને ભગાડયાં. એણે હરાવેલી સ્પેનીશ હકૂમતે નવા બનેલા ફ્રેંચ રિપબ્લીકની સરકાર

સાથે ૧૭૯૫ના જુલાઈમાં સલાહ કરી કે, "અમારા સ્પેઈનના મહારાજા હામટીમાંનો સ્પેનીશ હકૂમત નીચેનો પ્રદેશ ફ્રાન્સને સોંપી દે છે, તથા ફ્રેંચ લશ્કર જ્યાં સુધી એ પ્રદેશનો કબજો ન લે, ત્યાં સુધી સ્પેનીશ લશ્કર એ પ્રદેશને સાચવી રાખવા ત્યાં રહેશે."

હવે બળવાનો મહાસેનાની તૂસાં પરાજય પામેલા અંગ્રેજો અને સ્પેનીશ શાહીવાદીઓની આ સંધિઓ સાંભળતો ઉત્તર પ્રાંતના બંદરગાહ લી-કાપપર નિશાન તાકતો હતો. લી-કાપનો ગવર્નર ફ્રેંચ રિપબ્લીકનું માનવસમાનતાનું તહનામું યાદ કરીને તૂસાંનું સામૈયું કરવાની તૈયારી બતાવતો કહાવતો હતો, "આપ ભલે પધારો."

આજે આટલાં વરસે નાસી ગયેલો ઘોડાનો ગુલામ લી-કાપના પાટનગરમાં પાછો આવતો હતો. એ જ નગરના બજારમાં એના માલિકની ગાડી હાંકતો એ અનેક વાર આવ્યો હતો.

પણ આજે એ જ ગાડી હાંકનારો તૂસાં એક મહાસેનાનીના પોશાકમાં લી-કાપના રાજમાર્ગ પર પથરાતો હતો. એની આગળ પાછળ પગપાળાં લશ્કરોની હરોળો કૂચ કરતી હતી. ઘોડેસવાર ટુકડીઓ દોડતી હતી, તોપખાનું ખેંચાતું હતું.

માનવીસમાનતાનું હકનામું ઘડવા ઊઠેલી માનવતાનો એ માનીતો મહાસેનાની હતો. એના રસ્તા પર કચડાયલી માનવતા હિલોળે ચઢતી આલ્હાદ ગજવતી હતી. રિપબ્લીકની ફ્રેંચ સરકાર એનું બહુમાન કરનારા વાવટા ફરકાવતી હતી. એના માનમાં ેંચ બેન્ડ આઝાદીનું ગીત ગાતી હતી. એનું બહુમાન કરતા ફ્રેંચ ગવર્નર ધીર ગંભીર બનીને ઇતિહાસમાં અમર બનેલી ગહન વાણી ઉચ્ચારતો, તૂસાં તરફ હાથ લંબાવતો લી-કાપની વિરાટ સભામાં કહેતો હતો:

"આ તૂસાં કચડાયલી માનવજાતનો સ્પારટેકસ છે. એ નિગ્રો છે અને એની જાત સામે આજ સુધી ગુજરેલા ગજબનાક વર્તાવનો

બદલો લેવાની અને માનવ જાત પર પડેલા ઋણ ફેડવવાની મહાન ફરજ ઇતિહાસે એ મહાન નિગ્રોને એનાયત કરી છે."

તૂસાંએ પોતાની તરવાર ઊંચી કરીને ફ્રેંચ ગવર્નરનું માન કર્યું. વિરાટ ગગન ભેદી અવાજોથી હવામાનને ઊભરાવી દીધું.

પછી ફ્રેંચ ગવર્નરે જાહેરાત કરી, "જીવદનું અંધારણ ઘડાય ત્યાં સુધી તૂસાં હામટીની ફ્રેંચ સરકાર વતી લેફ્ટેનન્ટ ગવર્નરનો હોદ્દો સંભાળશે."

પણ માલિકોની સંસ્થાનિક સરકાર લી-કાપમાં બેઠેલા તૂસાંનો સ્વીકાર કરી શકે તેમ નહોતું. હામટી પર બાકી રહેલા નવા સંગ્રામના રણનાદ પાછા ધમધમી ઊઠયા. બળવાનો—નવરચનાનો, લોકશાહીનો મહાસેનાની તૂસાં હતો, પ્રતિક્રાન્તનો—માલિકશાહીનો મુખ્ય સરદાર રીગો હતો.

બન્ને બાજુઓ આખરી સંગ્રામના મોરચા સંભાળી રહી. બન્ને બાજુએ રાજકારણી દાવ ખેલાવા માંડયા. બન્ને તરફથી પોતપોતાના એલચીઓ ફ્રેંચ રિપબ્લીકની સરકાર સાથે મંત્રણા કરવા પેરીસ તરફ રવાના થયા.

તૂસાં તરફથી પેરીસની સરકાર સાથે મસલત કરવા ઊપડેલા વિનસેન્ટ પેરીસ પહોંચ્યો ત્યારે પેરીસમાં બેઠેલા ફ્રેંચ રિપબ્લીક પર બોનાપાર્ટની સરમુખત્યારી બેસી ચૂકી હતી. ફ્રેંચ મુડીવાદે એ કોર્સિકનની જગત જીતવા તલસતી તલવારને પોતાની તમામ તાકાત અને સાધનો અર્પણ કર્યાં હતાં.

અને એક વખતનો જેકોબીન જહાલ આજે ફ્રેંચ શાહીવાદીઓને વિશ્વાસ આપતો કહેતો હતો, "ક્રાન્તિ પહેલાં આપણાં સંસ્થાનો પર જેવી આપણી હકુમત હતી, તેવી જ હકુમત આપણે ચાલુ રાખવી જોઈશે."

અને ફ્રેંચ રિપબ્લીકનો એ કોર્સિકન કોનસલ સાફ કહેતો હતો કે ફ્રેંચ ક્રાન્તિએ ઘડેલું બંધારણ ફ્રાન્સ માટે જ છે. સંસ્થાનોને ફ્રાન્સના કાયદા લાગુ પડતા નથી. ”

અને વિનસેન્ટ પર અભિનય કરતો બોનાપાર્ટ તૂસાંને કહાવતો હતો કે, “ પણ આપને માટે મને એટલું બધું માન છે કે આપને હું દુભવવા નથી માગતો...આપણે બન્ને કોઈ વ્યવહારુ યોજનામાં સહમત થઈ શકીશું જ એવો મને પૂરો વિશ્વાસ છે. ”

અને બોનાપાર્ટને તૂસાં જવાબ પાઠવતો હતો,

“ આપણે સહમત થવાની વાત જ ક્યાં છે ? આપ પાસે અમે કોઈ આઝાદીની ભીખ નથી માગી. અમારી લાગણી આપ સમજી જાઓ તો એટલી જ છે કે લાલ, કાળી કે ગોરી ચામડીવાળું કોઈ પણ મનુષ્ય કોઈ બીજાની મિલકત હોઈ શકે જ નહિ. અમે આજે ગુલામીની નાબૂદી જાહેર કરી દીધી છે તે એટલા જ કારણથી કે અમે એવી જાહેરાત કરવાની તાકાત પુરવાર કરી છે. ફ્રેંચ રિપબ્લીકના પહેલા કોનસલ અમારી એ જાહેરાતને અપનાવે એવી અમારી ઇચ્છા છે. છતાં જો રિપબ્લીક પર કાબૂ ધરાવતી હકૂમત પણ પોતાની તાકાતથી ગુલામીની પ્રથા ચાલુ રાખવાનું પગલું ભરશે, તો અમે અમારી તાકાતથી તેનો છેવટ સુધી સામનો કરીશું. ”

કેવો એ કરાલ નાદ હતો ! જગત જીતવાનાં સ્વપ્નાં સેવતા ફ્રાન્સના શાહીવાદી ડાકુઓને ડારનાર, યરોપના દેશોને ચપટીમાં ચોળી નાખનાર બોનાપાર્ટની તરવારને પડકાર નાખનાર પાસીફિકના હામટી નામના ટાપુમાંથી એ ક્રાન્ત નાદ ગજવનાર પણ કેવો અદનો માનવ હતો ! હામટીનો ગઈ કાલનો ગુલામ સમાનતા, બાંધવતા અને આઝાદીનું રણશિંગડું ફૂંકતો કેવો આવાહન બોલતો હતો, “ અમે પણ ફ્રેંચ જનતાએ લખ્યું તેવું માનવી હકનામું લોક તાકાતથી લખ્યું છે. ”

અને ૧૮૦૧ ની સાલ ઉતાવળી આવી પહોંચી હતી. ફ્રેંચ રિપબ્લીકનો કબજો લઇને ફ્રેંચ શાહીવાદ વતી પહેલા કોનસલની પદવી પર બેઠેલો બોનાપાર્ટ તૂસાંને ઉતાવળો સંદેશો લખી મોકલતો હતો:

" હું ડોમીંગો ટાપુના ફ્રેંચ વિભાગના કેપ્ટન જનરલ તરીકે આપની નિમણુંક કરું છું. તમારી અંદરના અમારી સરકારના વિશ્વાસની બીજી મોટી સાબિતી કઈ હોઈ શકે ? તમે શાંતિ અને વ્યવસ્થા શરૂ કરો. મને વિશ્વાસ છે કે તમારા જેવા મહાન સેનાપતિના હાથ નીચે તૈયાર થયેલું લશ્કર દુનિયાના તમારી તરફના વિભાગમાં ફ્રેંચ હકુમત અને ગૌરવને વિસ્તારવામાં મોટો ફાળો આપશે. "

" હું તમને બંધુભાવથી અભિનંદન મોકલું છું—

તમારો
બોનાપાર્ટ. "

પણ પછી તરત જ દુનિયા જીતવાની રચના કરતો બોનાપાર્ટ વલોવાઈ જતા દિલથી માથું ધુણાવતો કહેતો હતો " આપણે એ તૂસાંને ગમે તે રીતે નાબૂદ કરવો જ જોઇશે...જો એમ ન બને, તો આવતી કાલની નવી દુનિયાનો રાજદંડ એ કાળીપરજના હાથમાં જ આવી જાય. "

" મને પણ એ જ બીક છે, કોનસલ !......એક વખત મારા બાપની પણ ત્યાં વિશાળ જાગીર હતી અને હજારો ગુલામો...... પણ શી ખબર હવે તો..." બોલતી નેપોલિયનની નવી નારી જોસેફીન ચિંતાથી દેખી રહી, અને બબડી, " પણ એ વિના બીજો રસ્તો જ નથી ત્યાં ! "

" શાના વિના ?" બોનાપાર્ટે નજર ફેરવી.

" તૂસાંના હાથમાં આખા હામટીની હકૂમત મૂક્યા વિના... લાખોની નિગ્રો જનતાએ એના જ હાથમાં પોતાના પ્રાણુ મૂક્યા છે. એના અવાજ પર એકેએક કાળાં નરનારી......"

અને જાણે એ સાંભળવા માગતો ન હોય તેવો બોનાપાર્ટ બોલી ઊઠયો, " એ વિના પણ બીજો માર્ગ છે. એ બીજા માર્ગ પર ટેકવાનો આ તો ઉંબરો જ છે. એ બીજો માર્ગ તૂસાં–લોવરચરને જાળમાં સપડાવી, કેદ કરીને ફ્રાન્સમાં લાવીને કોઈ કિલ્લામાં જકડી રાખવાનો છે. ફ્રાન્સની વિજયયાત્રામાં ઊગેલા એ કાંટાને ઉખેડી નાખવા વિના બીજો કોઈ માર્ગ જ નથી. "

" એ વિના બીજો કોઈ માર્ગ છે જ નહિ." તૂસાં પણ પોતાના સરદારોના કાનમાં એક જ વાત કરતો હતો. તૂસાંની હકૂમતે આઝાદ બનીને ખેતરો ખેડતી આખી ગુલામ જનતામાં લડાયક ઘટના શરૂ કરી દીધી હતી. એક લાખ મસાદ્દેરો આઝાદ બનીને ધરતી ખેડતાં કિસાનોનાં ઘરમાં વહેંચાઇ ગઈ હતી. ખેતરો પર એ મહાન લોકસેનાની ગમે ત્યારે ઘોડો દોડાવતો પહોંચતો હતો. ગામનાં પાદર આ મહાન નિગ્રોપર બાંધવતાના ઉમળકા વરસાવતાં ટોળે થતાં હતાં. ક્યારેક કોઈ ટોળામાં ઘૂસી ગયેલો તૂસાં કોઈ જુવાન કિસાનના હાથમાંની બંદૂક પોતાના હાથમાં ખેંચી લેતો પૂછતો હતો, " બોલ જોઉં, તારી આઝાદી શું છે ?"

અને અવાક્ બનેલી જનતા પર આલ્હાદ વરસાવતો લોકનાયક ખેંચી લીધેલી બંદૂકને હવામાં ઊંચી કરીને સમજાવતો હતો,

" આપણી આઝાદી આ આયુધ...છે...આઝાદી હાકલ કરે ત્યારે આ આયુધ ધરીને પ્રાણ પાથરવા તૈયાર રહેજો."

અને આયુધ ધરવાની તૂસાંની રણહાક ઉતાવળી આવી પહોંચી. બોનાપાર્ટ સામે સમશેર ધરવી પડે તે પહેલાં એણે સ્પેનીશ હકૂમત પર હલ્લો કરવાની નોબત બજાવી. સી-કાપનું બંદરગાહ લોકઆઝાદીના ઉઠાવથી ઊભરાઈ ગયું.

સી-કાપમાંથી તૂસાંની સરકારે સ્પેનીશ ગવર્નરને આવાહન જેવી ચેતવણી મોકલી કે,

"આપ નામદારને સરકારની જવાબદારીમાંથી મુકત કરવા તથા જેવું ઉત્તર પ્રાંતનું છે તેવું જ લોકસ્વરાજ આપના પ્રદેશમાં સ્થાપવા હું મારા સરદાર જનરલ મોઈસને સાન-ડોમીંગો મોકલું છું. કોઈ ન ઇચ્છવા જેવો બનાવ બનવા ન પામે તેની તકેદારી માટે જનરલ મોઇસ સાથે અમારું લશ્કર પણ રવાના થાય છે."

અને ગુસ્સાથી કંપી ઊઠતા સ્પેનીશ ગવર્નરે બરાડો નાખ્યો, "તમારી ફ્રાન્સની સરકારની રજા વિના તમારા આવા પગલા સામે હું એક હજાર ને એકવાર વાંધો નોંધાવું છું."

અને તૂસાંનો વળતો જવાબ ઉતાવળો બોલ્યો "હામટીના પ્રદેશમાં ફ્રેંચ રિપબ્લીક વતી શાંતિ અને વ્યવસ્થા જાળવવાની જવાબદારી મારી હોવાથી મારી સરકારે આ નિર્ણય લીધો છે, છતાં આપનો વિરોધ એક હજાર ને એક વાર આગળ રવાના કરવામાં આવશે."

પછી જનરલ મોઇસ આઝાદીની રણહાક ગજવતો દસ હજાર યોદ્ધાઓ લઇને સ્પેનીશ ટુકડીઓને વિખેરી નાખતો સરહદ ઓળંગી ગયો અને એલપોરટેગુલો આગળ એણે સ્પેનીશ લશ્કરોને સખત હાર આપી. ત્યારે તૂસાં દક્ષિણના કિનારા તરફથી સાન્ટો-ડોમીંગો તરફ ધસી ગયો. સ્પેઇનના માલિકોનું પાટનગર પડતું હતું, ત્યારે પાટનગરમાં પોતાની દીકરીના લગ્નોત્સવનો નાચ ઊજવતો સ્પેનીશ સેનાધિપતિ હીરેરા લડાઇ માટે ધસતો હતો, હારતો હતો અને ભાગતો હતો.

આઝાદીનો વિજયી સેનાની ૧૮૦૧ ના જાન્યુઆરીના ૨૬મા દિવસે સાન્ટો ડોમીંગો નગરમાં માનવ માત્રના સમાન હકનામા સાથે વિજય પ્રવેશ કરતો હતો, અને ગુલામીની નાબૂદીની જાહેરાત કરતો, સ્પેનીશ વહાણોમાં સ્પેઈન રવાના કરી દેવા માટે ભરેલાં ગુલામોને મુક્ત કરતો હતો.

પછી ૧૮૦૧ના જુલાઈના ૭મા દિવસે આઝાદીના મહાનગર લી-કાપ પર ગુલામીની નાબૂદીનું, ખેડે તેની જમીનનું, ન્યાય સમતાનું, લોકબંધારણ ફ્રેંચ ક્રાન્તિએ લખેલા લોકહકનામા પર હામટીની જનતા જોગ પેશ થતું હતું. એ બંધારણ સૌને મતાધિકાર એનાયત કરતું હતું. એ બંધારણ સાફ શબ્દોમાં સ્પષ્ટ કરતું હતું કે એ બંધારણ કોઈ માલિકે દીધેલી ભેટ નથી પણ હામટીની જનતાની તાકાતે સ્થાપિત કરેલું છે.

લી-કાપપર ઊગતા સૂરજ સાથે લી-કાપ નગરપર હજાર નોબતો ગગડતી હતી. ઘરઘર પરથી આઝાદીના લાખ ઝંડાઓ ફરકતા હતા. નગર ચોકપર લોકસૈનિકો છવાયા હતા. રસ્તાઓ પર ફૂલોનાં તોરણો બંધાઈ ગયાં હતાં. પિતૃદેશની વેદી નામનો ભવ્ય રંગમંડપ આઝાદીના આગેવાનોને ગોઠવી રહ્યો હતો. વિરાટ શામિયાનો લાખો લોકોને અંદર ગોઠવી રહ્યો હતો.

અને પછી એક મોટા સરઘસમાં હામટીની જનસરકારનો મહાસેનાની તૂસાં નવું બંધારણ લોક જોગ કરવા ધીર ગંભીર દેખાતો આવ્યો. ગગનભેદી જયકારે હવામાનને હચમચાવી નાખ્યું.

એ બંધારણ એણે ફ્રેંચ સરકારની અનુમતિ માટે મોકલ્યું નહોતું. એણે કહ્યું, "હામટીની જનતાની અનુમતિએ બંધારણને છે તેટલું પૂરતું છે."

અને પછી નવું બંધારણ વિરાટના જયકારે વધાવી લીધું.

પણ એ બધા જયકારો પાછળ સૌને મહાભયાનક સંગ્રામના સાદ સંભળાતા હતા. આ બધો વિજયસમારંભ બોનાપાર્ટના લશ્કરવાદ સામે રણુલલકાર જેવો દેખાઇ ગયો હતો. જાણે એણે ફ્રેંચ લોકહકનામાનું ખૂન કરનાર બોનાપાર્ટની શાહીવાદી પૈશાચિકતા સામે સંગ્રામનાં ચોઘડિયાં ક્વી–કાપના મશહૂર બંદરગાહેથી વાગતાં કર્યાં હતાં.

અને "એ કેવળ અસહ્ય છે" એમ બોલતો ફ્રેંચ લશ્કરવાદની સમિતિમાં પેલો બટકો કોર્સિકન કહેતો હતો:

"આપ નામદારોએ......આપ નામદારોની સરકારે યુરોપ-ભરના રાજા મહારાજાઓને હરાવીને તેમને તમારો કાયદો એનાયત કર્યા પછી, આપણા એક સંસ્થાનનો એક નિગ્રો ગુલામ બળવાખોર બનીને આપણી સલ્તનતને હચમચાવી નાખે તેની સામે તાકીદનાં પગલાં લેવાનો નિર્ણય લેવાનો છે."

અને સંગ્રામનો નિર્ણય લઇને એ સંગ્રામના વ્યૂહની આખી યોજના કરવાએ નામદારોની અનુમતિ માટે તૈયાર રાખી હતી તે રજૂ કરી.

અને યોજના સ્વીકાર પામી પછી જનરલ લેકલીર્ક પર ખાનગી સૂચનાઓ રવાના થઇ ગઇ.

ફ્રાન્સના અને દુનિયાના ઇતિહાસમાં ત્યારે કોઇ દેશે તૈયાર નહોતો કર્યો તેવો મોટો અને જંગી દરિયાઇ કાફલો હામટીની દિશા તરફ સુકાન ફેરવતો સંચા ખખડાવી રહ્યો. એ પહેલા કાફલા પાછળ બીજો કાફલો વીસ હજાર લડનારા અને સામગ્રીના ઢગલા ભરીને એ જ દિશામાં રવાના થયો. એ બન્ને કાફલાની પાછળ દર મહિને એક કાફલો રવાના થવાની જોગવાઇ મુકરર થઇ ગઇ.

સ્પેઇન અને હોલેન્ડની સરકારોએ હામટીની બળવાખોર સરકારને ધરાશાયી કરી નાખવાના એ મહાસંગ્રામ માટે પોતપોતાને ત્યાંથી તમામ સહકાર અને કુમકની કારવાહી શરૂ કરી. અંગ્રેજી શાહીવાદી બળંરો બોનાપાર્ટ સાથે લડાઇ કરતા છતાં આ પ્રસંગે ફ્રાન્સના પહેલા કોનસલે માંડેલા ધર્મયુદ્ધમાં જેમેઈકાથી મદદ રવાના કરી રહ્યા. કયુબાથી સ્પેઈનના રજવાડાએ મદદ રવાના કરી.

હામટીપર ચઢેલાં શાહીવાદી લશ્કરો બ્રેસ્ટ, ઓરીએન્ટ, રોશેફોર્ટ, ટુલોન, હાવરે, કેડીઝ અને ફ્લશીંગનાં બંદરગાહોમાં ભરાયાં. આખા સંગ્રામનો જહાજી સેનાધિપતિ એડમીરલ વીલારેટ નિમાયો. એના હાથ નીચે પાંચ ફ્રેંચ, એક અંગ્રેજ, એક સ્પેનીશ તથા એક ડચ વાઈસ–એડમીરલો સંગ્રામની રચના કરી રહ્યા. જમીન પરના આખા લશ્કરનો અને આખા સંગ્રામનો સેનાધીપતિ બોનાપાર્ટનો મશહૂર બનેવી જનરલ લેકલર્ક નિમાયો. બોનાપાર્ટની બહેન પોલાઇન સાથે પરણેલો ઓગણત્રીસ વરસનો એ જુવાન સેનાધિપતિ ઇટાલી અને પોર્ટુગાલનાં રણમેદાનમાં નામીચો બની ચૂક્યો હતો. એના હાથ નીચે હામટીની માટી રણદોળવા તેર સેનાપતિઓ અને સત્તાવીસ બ્રીગેડિયર જનરલો સંગ્રામની કામયાબી માટે તનતોડ મથતા હતા. એ સરદારોમાં ટીરોલનો વિજયી રોશાંબો હતો, પિરામીડોનો વીર બનેલો ડુગો હતો અને આયરલેન્ડ પર ઉતરાણ કરનારો હમબર્ટ હતો. તથા એવા જ નામચીન બનેલા બુડે, લેક્રોઈ, હારડી, ડીબેલ અને કલેપરેડ નામના સરદારો હતા. નેપોલિયનનો ભાઇ જેરોમ પણ આ ચઢાઇમાં ચઢ્યો હતો. નેપોલિયનની બહેન પોલાઈન પોતાના સેનાધિપતિ ધણીના સંગમાં નાચતાન અને પીણાના ભરચક રસાલા લઇને હામટીના સંહાર પછી આનંદના, વિલાસી અખાડાઓમાં લેટવા સામેલ હતી.

અને નેપોલિયને સેનાધિપતિ લેકલર્કને માનવી હકનું હકનામું

ઘડનારા અમેરિકાના શાહીવાદી પ્રમુખ જેફરસન સાથે થયેલો ખાનગી કરાર સુપરત કર્યો હતો. એ કરાર કહેતો હતો કેઃ

" જે પળે હામટીના કિનારાપર ફ્રેંચ લશ્કરો પહોંચશે તે જ પળથી અમારા તરફથી તૂસાંનાં લશ્કરોને ભૂખે મારવા માટે તથા તમારાં લશ્કરોની કુમક માટે બધી જોગવાઈ શરૂ થઈ જશે. "

હામટીની આઝાદ જનતા પર ફ્રેંચ ક્રાન્તિના માનવસમાનતાના ઉલ્લેખપર યરોપના શાહીવાદોનો એવો ખૂની સંગ્રામ મંડાઈ ચૂક્યો.

૧૮૦૨ના જાન્યુઆરીના ૨૯મા દિવસે લી-કાપના અખાતના ઊંચાણપર ઊભેલો એક ઘોડેસવાર દૂરદૂર ક્ષિતિજમાં ડોકાતા જંગી કાફલાઓને દેખી રહ્યો

એણે આખા દરિયાપર ગમગીન વેરી નજર નાખી. " માલિકાનો મહાસમાજ નાગીભૂખી ગરીબ માનવતાપર ગુલામી લાદવા આવે છે!" એ વિકરાળ હસ્યો, "મહાસંહાર મહાસાગરની ભરતી બનીને આવે છે તો ભલે આવે-એવી ભરતીઓને ખાળનાર પરિબળ છેવટે તો માનવતાનું જ બનવાનું છે " બોલતો એ ઘોડાને નગર તરફ હાંકતો ઊપડી ગયો.

અને લી-કાપમાં રણ દુદુંભીઓ ગગડી ઊઠ્યાં. લી-કાપ પર લોકસંત્રીઓના પહેરા બેસી ગયા. લી-કાપ પર મહાસંગ્રામને ખાળવા જનમાનવોનાં આડ રચવાની કારવાહી શરૂ થઈ ગઈ.

હામટીનો એકથી બીજો ખૂણો ધમધમી ઊઠ્યો. હામટી પરના જૂના માલિકો નવજીવન પામતા રાચી ઊઠયા. હામટીપરના દગાખોરો સળવળવા લાગ્યા.

" લી-કાપને ખાલી કરીએ—લી-કાપને આખું સળગાવી મૂકીએ

અને પછી હામટીનાં અરણ્યો, પર્વતો અને ગામોના ઊંડાણમાં સંગ્રામ ગોઠવવા પાછા હટીએ...એજ એક માર્ગ છે... જનતાની લડાઈનો બીજો વધારે સારો વ્યૂહ સંભવતો જ નથી" તૂસાં જનસંગ્રામની રચના પોતાના સરદારોને સમજાવી રહ્યો.

નિરાશ થયેલી સંગ્રામસમિતિએ હારી ચૂકેલાં માથાં હલાવ્યાં. એ દિવસે સેનાપતિ લેકરોઈ પોતાની નોંધપોથીમાં ગમગીન બનીને લખતો બેઠો, "સામસામી લડાઈ લડવાને બદલે ઊંડાણમાં સંગ્રામ ખેડવા પાછા હટી જવાના પીઢ તૂસાંનો વ્યૂહ મારા વિના કોઈએ ન સ્વીકાર્યો......એટલે આજે અમે આપઘાતને સ્વીકાર્યો છે."

અને હામટીના કિનારાઓ પર એક સામટો બોનાપાર્ટનો સંગ્રામ દોડતો થયો. હામટીપર જનસંહાર ખુલ્લો થયો. આક્રમણનો જંગી ધસારો લી–કાપપર ઠલવાઈ ચૂક્યો.

૧૮૦૩ના ફેબ્રુઆરીના ૪થા દિવસે લી–કાપનગરમાં તૂસાંએ નગર ખાલી કરવાનો ઢંઢેરો પિટાવ્યો. હાઉટ ડુ–કાપના પર્વત તરફ લી–કાપમાંથી નગરજનોના સમુદાય વહેતા થયા. લી–કાપમાં એકલાં લડાયકો રહ્યાં. છાવણી બનેલા લી–કાપમાં તૂસાંની સંગ્રામસમિતિ સંગ્રામનો ભયાનક ભાર ઝીલવાનાં ફરમાનો ઘડવા બેઠી.

અને બીજા દિવસની મધરાતે લી–કાપ પર ફ્રેંચ તોપખાનાં એક સામટાં બરાડી ઊઠયાં. તોપના ધડાકા પાછળ ઊભેલા પર્વતમાં પડઘા પાડીને સળગતા અને ખંડેર બનતા નગરમાં ઘોર પ્રતિઘોષ પાડી રહ્યા. સળગતા નગરની અગ્નિઝાળ પર્વતની તળેટીમાં ભરાયલાં લાખો લોક દેખી રહ્યાં.

કોઈએ ચિત્કાર કર્યા, કોઈ રડી પડયાં, કોઈના અભિશાપ

આક્રાક્રંદ ઊઠયાં, કોઈ સળગતા નગરપર મરી ફીટવા દોડયાં, કોઈ મૂઢ બનીને અનિમેષ નજરમાં તાકી રહ્યાં.

અને લી–કાપને સ્વાહા કરતી, લી–કાપના મિનારા ચાટતી જ્વાળાઓ આકાશમાં ચઢી. લી–કાપપર ધુમાડાનાં કફન ઢંકાયાં. લી–કાપ નીચેની ધરતી તોપમારા નીચે તૂટી. લી–કાપનું એકેએક ઘરબાર સળગતો ધૂમાતો ઢગલો બન્યું, લી–કાપનાં લોકઘરો...... લી–કાપના આરામગાહો, રસ્તાઓ, શેરીઓ બધું જ અલોપ થઈને લી–કાપનું હાડપિંજર બનીને અગ્નિદાહમાં ખાખ થયું.

તૂસાંનો વ્યૂહ પીછેહઠ કરતો પાછો પડયો. તૂસાંની જાહેરાત હામટીના આમ પ્રદેશો પર ફેલાઈ ગઈ.

" આપણી કુમકે વર્ષાઋતુ આવી પહોંચે ત્યાં સુધી ટકી રહો. સીધી લડાઈ લડવાને બદલે દુશ્મનોની પીઠને કોચી નાખો. દુશ્મનોને જેર કરવા જીતેલા પ્રદેશોમાં આગ લગાવો, રસ્તાઓ તોડી નાખો. આપણા પરસેવા અને લોહીની મજૂરીથી પકવેલાં ધાન દુશ્મનના હાથમાં ન જવા દો. દુશ્મને જીતેલા પ્રદેશના કૂવાઓમાં મડદાં નાખો. બધું બાળો અને બધું સળગાવીને દુશ્મન પ્રદેશોને ઉજ્જડ કરો. "

અને હામટીની ધરતી પર મરણિયો લોક સંગ્રામે ચઢયો. પણ તૂસાંના સરદારોનાં દિલ પરાજય પામ્યાં. સરદારોનાં જૂનાં માથામાં નવો વ્યૂહ હારી ગયો.

તોય હામટીની ધીખતી ધરાપર બોનાપાર્ટનો જંગી સંગ્રામ થંભીને ઊભો. ફ્રેંચ શાહીવાદના વીરનાં બીરુદ પામેલા સરદારો અહીં હાથ ઘસતા ખોટકાઈને ઊભા. આઝાદીની રણહાકે ફ્રેંચ ડાકુઓના વેંતિયાઓને રોકી દીધા.

અને પછી ફ્રેંચ સરદારીએ તૂસાં સાથે સલાહની વાતચીતનાં કહેણ શરૂ કર્યાં. હામટીની લોહી અને આગમાં તરબોળ બનતી

ધરાપરથી આઝાદીના મહાસેનાનીએ સલાહની વાતચીતનો સ્વીકાર કર્યો. ફ્રેંચ કાફલાના એક જહાજપર તૂસાંની મુલાકાત નક્કી થઈ. તૂસાંએ પોતાના થોડાક અંગરક્ષકો સાથે સંગ્રામની શિસ્તના ખ્યાલ પ્રમાણે ફ્રેંચ જહાજપર જવાનું કબૂલ કર્યું.

મસલત માટે આવતા મહાન નિગ્રોનું બહુમાન કરવા કિનારા પરના કિલ્લામાંથી અને ફ્રેંચ યુદ્ધ જહાજોમાંથી લશ્કરી સલામીના ધડાકા થયા.

મસલત માટે આવતા કાળા મહાસેનાનીને આવકાર આપવા જનરલ હારડી અને જનરલ ડીબેલ પૂરેપૂરા લશ્કરી માનના ઠાઠથી સામા ગયા.

લી-કાપના' સળગી ગયેલા કિનારાપર પહેલી મુલાકાત ગોઠવાઈ. તૂસાંના ખુલ્લી તરવારવાળા અને ભરેલી બંદૂકોવાળા અંગ રક્ષકોની હરોળ વચ્ચેથી તૂસાં અંદરના ખંડમાં પેઠો. ઉંબરાપર જ ફ્રેંચ સેનાધિપતિ લેકલર્ક દોડતા આવીને એનો હાથ અનુરાગનો ઊભરો બતાવતાં હલાવ્યો,

" આપની હાજરી આપના ઉમદા સ્વભાવ અને વિશ્વાસની સાબિતી આપે છે."

તૂસાં માત્ર મીઠું હસ્યો.

પછી જહાજપર ભવ્ય ખાણું ગોઠવાયું. પનીરનો એક કટકો ખૂલેલા જડબામાં ગોઠવતો ફ્રેંચ સેનાપતિ નજર ગોઠવતો બોલ્યો, "જનરલ તૂસાં ! જો આ યુદ્ધ લંબાય તો બધી બાજુથી ઘેરાયલા તમે હથિયારો અને બીજી સામગ્રી ક્યાંથી મેળવો ?"

અને સમશેરનો ઘા ઝીલતો આયુધ ઊંચકતો હોય તેવો હામટીનો મહાન લોકસેનાની શાંત બોલ્યો, "તમારી પાસેથી, લડાઈના મેદાન પર."

પછી વધારાની વાતચીત જ્યોર્જ કાઊંટના એક કિનારાપરના આરામગાહમાં ગોઠવાઈ. પછી એ આરામગાહના જે ખંડમાં તૂસાં હતો તે ખંડપર એના અંગ રક્ષકો આવી શક્યા નહિ અને આરામગાહની આસપાસ એક ફ્રેંચ ટુકડી ચૂપચાપ ગોઠવાઈ ગઈ. પોતાના રક્ષકોની રાહ દેખતો મહાસેનાની બારીમાંથી આથમતા સૂરજ તરફ દેખી રહ્યો હતો ત્યારે એના ખંડનાં કમાડ એકદમ ખૂલી ગયાં. ખૂલેલાં કમાડ વચ્ચે ફ્રેંચ સૈનિકોના સાથમાં ફેરારી એક હાથમાં પીસ્તોલ અને બીજામાં નાગી તરવાર ધરીને ઊભો.

અને ઝબકીને જાગતો હોય તેમ તૂસાં તરવાર કાઢીને કૂદ્યો પણ ખુલ્લી તરવારોની આડની વચ્ચે થંભી ગયો.

"તમે ગિરફ્તાર થયા છો." ફેરારી બોલ્યો.

"મેં ફ્રેંચ ગૌરવના લશ્કરી શિસ્તમાં વિશ્વાસ........"

અને એક ભયાનક અટ્ટહાસ્ય એને જવાબમાં વીંધી રહ્યું.

અને ફેરારીએ ઈશારો કર્યો. એક સાથે બધા સૈનિકો તૂસાંપર તૂટી પડ્યા. તૂસાં બંધાઈ ગયો. હામટીનો મહાન નર ફ્રેંચ બર્બરનો કેદી બનીને હોરેસ નામના જહાજમાં પુરાયો.

અને તરત જ બ્રેસ્ટ નામનું લડાયક જહાજ બ્રેસ્ટ તરફ હંકારાયું ત્યારે ૧૮૦૩ના જૂનનો ૧૫મો દિવસ હતો.

પછી એને બ્રેસ્ટના કિલ્લામાંથી સ્વીસ સરહદ પરના જ્યુરા પ્રદેશમાંના ડી-જોક્સ કિલ્લામાં જીવનભર ગોંધી રાખવાનું નક્કી થયું. એને લઈ જનાર બંધ ગાડીપર લશ્કરી પહેરો ગોઠવાયો. એને લઈને રવાના થતી ગાડી જે રસ્તે જાય તે રસ્તાના પ્રદેશની લશ્કરી ચોકીઓ આખા રસ્તા પર ગોઠવાઈ ગઈ. એને એ કિલ્લાના કારાગારમાં પહોંચાડવાના તમામ રસ્તાઓ પર સખત લશ્કરી પહેરાઓ ગોઠવી દેવા યુદ્ધ ખાતાના પ્રધાને નૌકાખાતાના પ્રધાનપર

તાકીદના સંદેશાઓ ચલાવ્યા, અને જનરલ પોલીસ ખાતાના પ્રધાન સાથે વાટાઘાટ શરૂ કરી, અને ત્યાંથી એની બંધ ગાડીપરના તમામ રસ્તાઓ પર ફ્રેંચ સંત્રીઓના અખંડ પહેરા પથરાઇ ગયા.

અને તૂસાં ઓગસ્ટના ૨૪ મા દિવસે જે સીધા શિલાપર્વતપર એ ગોઝારો ગઢ બંધાયો હતો. તે પર્વત પર આવી પહોંચ્યો. ડોબ્સની ખીણ સાથે સીધી શિલા દીવાલોથી શરૂ થતો પર્વત પોતાના શિખર-પર આ કિલ્લાને ગોઠવીને બેઠો હતો. એ પર્વતની આસપાસનાં બીજાં શિખરો વરસમાં આઠ મહિના બરફથી ઢંકાયલાં રહેતાં હતાં. મધ્યયુગમાં અસાધ્ય ગણાયલો એ ગોઝારો ગઢ આઠમા સૈકામાં બંધાયો હતો અને પછી ભયાનક કારાગારના રૂપમાં સમરાયો હતો. કારાગાર-ના જ રૂપમાં વિકટ કલ્પનામાં જન્મેલો એ ગઢ મધ્યમાં ઊંચાઇને અંદર પાંચસો ફીટ ઊતર્યો હતો. અંદરના અંધાર ખંડની બારીમાંથી પડતી વસ્તુ કરાડમાં કેટલા ઊંડાણે ઊતરતી તેનો અવાજ સરખો પણ આવતો નહોતો. એ ઊંડાણખંડ કોતરનારા ગુલામોને બહાર આવવાની મના થઈ હતી અને ત્યાં જ એ ગોઝારી ઘટનામાં તેમના અંતસમયના ચિત્કારો ઘૂમરાયા કરે છે એમ લોકવાયકા કહેતી હતી. અહીં જ એક એમોરી નામના ઠાકોરે પોતાની બર્થ-ડી-જોકસ નામની ઓગણીસ વરસની સુંદરીને બીજા સાથે પ્રેમ કરવાની શિક્ષા ખમવા ઉતારી હતી તથા પર્વતની દીવાલ પરથી એના પ્રેમીના શબને અંદરની બારી સામે લટકાવ્યું હતું. એવા ભયાનક કિલ્લાએ ત્યારથી ડી-જોકસનું નામ ધારણ કર્યું હતું. અહીં શિયાળામાં ઠંડીનું પ્રમાણ શૂન્યની નીચે પહોંચતું હતું. અહીંના ઊંડાણખંડમાં પર્વતપરનાં પાણી ટપકતાં હતાં. ત્યાં ગરમ હવામાનમાં જીવવાને ટેવાયલો તૂસાંને માનવ સમાન-તાના હક્કનામાને ગુલામોના ટાપુમાં ઉચ્ચારવા અને આચરવા માટે જીવનભર જકડી રાખવા લાવવામાં આવ્યો હતો.

"તું ગુલામ!" બોલતી બોનાપાર્ટની કારવાહીએ તૂસાંને આ

અચાનક કારાગારના ખંડમાં ધકેલીને એનાં લશ્કરી કપડાં ઉતારીને ગુલામનો પોશાક આપ્યો અને એના નોકરને રવાના કર્યો. પછી એનું ઘડિયાળ, સોનાના સિક્કા તથા કાગળો અને લખવા વાંચવાનો સામાન પડાવી લેવામાં આવ્યો.

અને ભયાનક કબરસ્તાનમાં ઇતિહાસનાં પરિબળોનો સૈકાઓના ગૌરવ જેવો મહાનનર જીવતો પુરાયો. એ કારાગારની કબરમાં એ અંધારામાં દેખતાં શીખ્યો. ભીતરના શબ્દભ્રમોના અર્થ ગણતાં અને જીવનની છેલ્લી પળોને એક એક ગણીને એ કબરના ખંડોમાં દફનાવતાં શીખ્યો. કોઇવાર એનું વિકરાળ હાસ્ય આ ગોઝારી ગહનતાને ગભરાવતું ખખડી ઊઠતું અને એ સંભળાતો, "શાહીવાદી ડાકુઓની ઓલાદ—ઘાતકી નૃશંસ પૈશાચિક હેવાનિયતની માલિક સંસ્કૃતિ."

પણ પછી એનો અવાજ અંદરની નીરવતામાં શમવા માંડ્યો. એનું કલેવર તાપથી તપવા માંડ્યું. એની ઉધરસ શ્વાસને રૂંધી રહી. એની ક્ષણક્ષણ યાતનાઓનો અતિરેક બની.

અને તોય એ પથારીમાંથી ઊઠતો, અગ્નિ સળગાવતો, ભાજી રાંધતો, ઘુંટડો પીતો ને પાછો છેલ્લી પળપર પોઢવા પોઢી જતો.

પણ કારાગારનું સેકન્ડ ગણતું ઘડિયાળ દરેક કલાકે ટકોરા મારીને એને જગાડતું. એ અમાનુષ છબી જેવો આ કાળમીંઢ રચનામાં જીવતી તસ્વીરનો તરંગ બનીને બેસતો. હજુ આ નરકાગારમાં કેટલા ડંકા સુણવા બાકી છે તેમ પૂછતો પણ સમયની ઘડીએ એની સાથે મૌન લીધું હતું, નહિ તો તો એ કહી દેત કે તને આ કબરમાં જકડનાર ફ્રેંચ શાહીવાદી બરોનો બોનાપાર્ટ બરાબર બારમા વરસના ટકોરાપરથી વોટરલુની કિનારીપરથી નરકાગારમાં ધકેલાઇ જવાનો છે.

અને ૧૮૦૩ ના એપ્રિલનો ત્રીજો દિવસ ગમગીન આવ્યો. આ ભયાનક ભીંતડાની બખોલમાં જીવતો ચણાયો હોય તેવો તૂસાં હવે ઊઠી શકયો નહિ. એ જ દિવસે આ કારમા કારાગારનો ચોકીદાર કમાડોને લોખંડની સીલ મારીને તૂસાંને અંદર પૂરીને સહેલગાહે ઊપડી ગયો હતો. તૂસાં આ આખરી દિવસોપર આવી પહોંચવાના મરણને નિરખવા આંખો ફાડીને ઉતાવળા શ્વાસ લઇ રહ્યો હતો. એવા બે દિવસ અને બે રાત પસાર થઈ ગયાં. એક મધરાતે એણે આગલા ખંડમાંથી ચીસ પાડી. બહારનો એક સંત્રી આવીને લોહના બંધ સળિયા પાછળથી ડોકાયો.

" એ તો હું !" ખંડના ઊંડાણમાંથી અમાનુષ અવાજ આવ્યો, "મારો શ્વાસ......રુંધાય છે, મારી છેલ્લી ઇચ્છા...મારું વીલ..."

અને સંત્રી શ્વાસ અટકાવી સાંભળી રહ્યો. "ફ્રેંચ ડાકુઓની આ પૈશાચિક ભૂમિપરથી મારી માટી હામટીનાં ગરીબોને સુપરત કરજો ને કહેજો કે માનવીસમાનહકનામાના સંગઠનમાં ઊભી થયેલી કચડાતી માનવતાના અંકુરો ધરતીના કણકણમાં જામી ગયેલા હોવાથી...... મારા જેવી એ જ બોમભીતર મૂળિયાંમાંથી ઊગેલા વિશાળ ઝાડની એકાદી ડાળી કાપી લેવાય તોય થડમાંથી નવો ફાલ ફૂટતો જ રહેવાનો છે."

અને પછી ૭ મી એપ્રિલે આ કારાગારનો વડો એમિયત પાછો આવ્યો ત્યારે અંદરનો શબ્દ શમી ગયો હતો.

અને બહારના ચોગાનમાં એક પાદરીની હાજરીમાં ઊંડો ખાડો ખોદાયો. એમાં પેલા મહાન નિગ્રોના કલેવરને ઉતારવામાં આવ્યું.

" એ કબરપર કોઇપણ લેખ લખવાની આપણી સરકારની મના છે" એમિયતે સરકારની ઇચ્છા કહી સંભળાવી.

## ૫ : જીવનશોધન

૧૮૦૯ના ફેબ્રુઆરીના બારમા દિવસે બે બાળકો જન્માવ્યાં. એક અબ્રાહામ લીંકન અને બીજો ચાર્લ્સ ડારવીન.

ચાર્લ્સ ડારવીન ડૉ. ડારવીનનો દીકરો હતો. ડારવીને એને ઇંગ્લેંડમાં સુબરીની બટલરની સરસ ને જાણીતી નિશાળમાં ભણવા મૂક્યો. પણ ચાર્લ્સને પ્રમાણપત્ર મળતાં વાર ન લાગી કે, “ તદ્દન ઠોઠ છે, ભણવામાં ચિત્ત જ ચોંટતું નથી, જરા જેટલી બુદ્ધિ હોત તો ય ઠીક હતું.”

ભાઈસાહેબ ઘેર આવ્યા ત્યારે બાપાનાં ભવાં સંકોચાયાં અને એમણે દીકરાને દુઃખથી કહ્યું:

“કોણ જાણે કેવો પાક્યો છે! તારે તો કૂતરાંને નસાડવાં છે, ગોળીબાર કરવા છે, ઉંદરો પકડવા છે, સાળા મૂરખ! ઇકોતેર પેઢીમાં તારા જેવો નથી પાક્યો, શરમ છે!”

ચાર્લ્સને લાગ્યું કે બાપા કોઈ દહાડો નહિ ને આજે ખિજાઈ ગયા એટલે કંઈ શરમ જેવું છે જ. પણ આ બાપ–દીકરાની ઠેકડી કરતો હોય તેવો એક ઉંદર ખુરસી નીચે દાંત કચકચાવી રહ્યો હતો. શરમની શોધને પડતી મૂકી પેલા ઉંદરને પૂંછડીથી પકડી લેવા ચાર્લ્સ દોડ્યો.

પણ હવે તો ચાર્લ્સ મોટો થયો હતો અને ડૉ. બટલરની નિશાળમાં જ એના ભાઈ સાથે ભણવા જતો હતો. એના ભાઈને રસાયણમાં રસ હતો. ચાર્લ્સને પણ ચેપ લાગ્યો. એક દિવસ બન્ને ભાઈએ નક્કી કર્યું, "આપણે બાપા ન જાણે તેમ એક ખાનગી પ્રયોગશાળા ઘરમાં કરીએ."

પછી મોટાભાઈની સરદારી નીચે ચાર્લ્સે થોડીક રકાબીઓ, થોડાક પ્યાલા, થોડીક શીશીઓ અને એવો બીજો સામાન એક ઓરડામાં એકઠો કર્યો. પ્રયોગશાળામાં બન્ને બેસતા હતા.

"સાલું, કંઈ જ સમજાતું નથી" એના મોટા માથાપર હાથ ફેરવતો એક દિવસ ચાર્લ્સ કંટાળીને બોલતો હતો, "પણ આ ગેસ સિવાય..." એને એકલા ગેસમાં જ રસ પડતો હતો.

એણે નિશાળમાં ને બહાર ભાઈબંધો અને દોસ્તોને ગેસની ઘણી વાતો કરી. એને ગેસમાં રસ પડતો હતો.

"એલા એ ગેસ" એક દિવસે નિશાળ છૂટી અને એ બહાર નીકળ્યો ત્યારે એક ભાઈબંધે પાછળથી એની ટોપી ઉછાળીને બૂમ મારી.

"ગેસ, ગેસ...એ ગેસ..." નીચે પડતી ટોપી પાછળ અનેક બૂમો બરાડો ઊઠી. એને લાગ્યું ટોપીમાંથી જરૂર ગેસ નીકળ્યો ને એ બીધેલો નાઠો. એની પાછળ ઘુમરાણ દોડી "ગેસ, એ ગેસ... ઊભો રહેજે..."

થોડી વાર પછી એ ઊભો રહ્યો ત્યારે છોકરાંનું ટોળું ઘણું પાછળ હતું અને એના માથાપર કંઈ ગેસ બેસ હતો નહિ. પોતાની આવી મજાક કરવા માટે આગળ તરી આવતાં બે ચાર નામોને મનમાં ને મનમાં ગાળો દેતો અને કોઈ વાર લાગ આવે તો પેલા હારડીના ગજવામાં તો જીવતો ઉંદર ઘાલી દેવાનો વિચાર કરતો

ચાર્લ્સ ઉઘાડે માથે ઘેર આવ્યો અને પોતાનું ખુલ્લું માથું બાપા જોઈ ગયા નથી એમ ખાતરી થયા પછી જાણે બધો દોષ બટલરની નિશાળ પર ઢોળવતો હોય તેમ એણે બાપાને સંભળાવી દીધું, "મારા મગજના વિકાસ માટે ડૉ. બટલરની નિશાળ જેવી બીજી કોઈ પણ વધારે ખરાબ વસ્તુ નથી."

"એમ!" ડૉ. ડારવીને ચિંતાથી પૂછ્યું.

"હા." એણે ભાર દીધો.

"કેમ?"

"એમ." એ હિંમતથી બોલ્યો.

"તો?" બાપા જોઈ રહ્યા.

"તો, શું? મને એડીનબર્ગ મોકલો. ત્યાં જઈને વૈદું ભણીશ."

"પણ હજુ તો તને સોળમું બેઠું છે." બાપા આ કોયડા સામે કોઈ ગૂંચ ઉકેલતા હોય તેમ દેખાઈ રહ્યા.

"તેથી શું? સોળમે વરસે વૈદું ન ભણાય?" ચાર્લ્સે આંખો ચમકાવી ને માથું ખંજવાળ્યું.

"ભણાય, ભણાય." બાપા કોઈ કડવો ઘૂંટડો ગળે ઉતારી જતા હોય તેમ જોરથી ગળું ખોંખારી બોલ્યા.

પછી ડૉ. ડારવીનનો દીકરો ચાર્લ્સ ડારવીન એડીનબર્ગમાં ભણવા ગયો અને ત્યાંથી ત્રણ વરસ કેંબ્રિજમાં ગુમાવી નાખ્યાં ત્યારે એની ઉમર એકત્રીસ વરસની થઈ હતી. એકત્રીસ વરસમાં એ જીવ જંતુઓ સાથે પ્રેમ કરતાં શીખ્યો હતો, પથરા માં રખડતાં અને વનસ્પતિમાં રસ લેતાં શીખ્યો હતો.

"બાપા પૂછશે કે શું શીખ્યો?" એક વાર એ ચિંતા કરતો પોતાની જાતને પૂછી રહ્યો, "હું શું શીખ્યો?"

એના માથામાંથી એક જવાબ સંભળાયો નહિ. એને એ અવાજ મુંઝવ્યા જ કરતો હતો પણ જવાબ જડતો જ નહોતો.

એ વૈદું શીખ્યો નહિ. એ ખેતરોમાં રખડતાં શીખ્યો. બાગ-બગીચામાં ભટકતાં શીખ્યો અને રખડતાં ને ભટકતાં જીવડાંને ભેગાં કરતાં ને ભેગાં કરીને ટીકીટીકીને જોતાં શીખ્યો.

"પણ એ તે કંઇ શીખ્યો કહેવાય ?" જાણે એની સામે બાપાની આંખો તતડતી દેખાઇ રહી. એના મૂંઝાયલાના કાનમાં તમરાંનો અવાજ સંભળાયો.

"તમરું! તમરું!"

એ બાગમાં બેઠો હતો. બેઠો હતો ત્યાંથી ઊભો થઈ જઈને બોલ્યો, "તમરું, તમરું." અને એની આંખો તમરાને શોધવા ચારે કોર ફરી રહી.

"હે દુષ્ટ તમારાંઓ...તમે હાથ લાગ્યાં ખરાં!" એના બન્ને હાથમાં એકએક તમરું હતું અને આનંદથી તમરાંને ઠપકો આપતો ખુશ થતો બોલતો હતો.

પણ એણે ત્રીજું જોયું. એની આંખ સામે એક ત્રીજું તમરું દેખાયું. એણે સમયસૂચકતા વાપરી એક હાથના તમરાને ઉતાવળા, મોઢાની દાબડીમાં પૂરી દીધું ને ખાલી પડેલા હાથમાં ત્રીજાને પકડી લેવા દોડ્યો.

બિચારો ડારવીન! ત્રીજું તમરું વાડમાં પેસી ગયું હતું અને મોંઢાના તમરાએ એની જીભપર કોઈ એવા રસની પિચકારી કરી દીધી કે એણે જોરથી અંદરના તમરાને થૂંકી નાખ્યું.

હવે એની પાસે ત્રણને બદલે એક જ તમરું રહ્યું અને એ ઢગલો થઇને બેસી પડ્યો.

એને દુઃખમાં દુઃખ સાંભર્યું: "હું શું શીખ્યો ?......બાપા પૂછશે તો...?"

પછી એ ઘેર આવ્યો ત્યારે ૧૮૩૧ની સાલ ચાલતી હતી.

એ સાલમાં એને કેપ્ટન ફીઝરોયનું આમંત્રણ આવ્યું, "હું બીગલ જહાજ લઈને દુનિયાની સફરે ઊપડું છું. મારે કોઈ જુવાનની જરૂર છે જે મારી સાથે દક્ષિણ અમેરિકા અને પાસિફીકના અમુક ટાપુઓના ખડકોમાં મરેલાં પ્રાણીઓની કુદરતની ભાળ મેળવે."

"મારું નામ નોંધી લો." એ તૈયાર થઈ ગયો. એણે પાદરી થવાનું ભણવાનું પડતું મૂક્યું અને બાપાને કહ્યું: "મારું નવું જીવન આ સફરમાં જ સાંપડશે. મને જવા દો..."

બાપાએ રજા આપી અને એણે તૈયારીઓ કરી નાખી. એ ઊભો એડીએ ઊપડવાના દિવસની રાહ જોઈ રહ્યો.

છેવટે એ દિવસ આવ્યો. ડિસેમ્બરના છેલ્લા દિવસે બીગલ જહાજના સઢ ફફડી ઊઠયા. બિસ્કેના અખાતમાં બીગલ દરિયાના પેટપર ઠેકડા દેતું હતું—જાણે કિનારા પરનાં ઝાડપાન વિદાય લેતાં દોડતાં હતાં! ડાર્વીનનની અંદર એનું મન સૌથી આગળ જણાવાનું અમાઉથી જોતું આનંદથી ઠેકતું દોડતું હતું.

શો દિવસ! એના આનંદનો પાર રહ્યો નહોતો.

એણે ટાહીટીના, ન્યુઝીલેંડના, ઓસ્ટ્રેલિયાના મોરીશિયસના, બ્રાઝીલ અને એઝોર્સના કિનારા જોયા. એના નમૂનાના ઢગલા જહાજ પર ખડકવા માંડયા. એણે જીવતાં ને મરેલાં પ્રાણીઓનો અભ્યાસ આરંભ્યો. એણે ખડકોનાં પડમાં પુસ્તકોનાં પ્રકરણો વાંચ્યાં ને ઉકેલ્યાં. એણે લાંબી લાંબી નોંધો કરી.

એણે ઝીણામાં ઝીણાં જંતુથી માંડીને તે મોટાં પશુઓનાં હાડપિંજરોનો સળંગ અભ્યાસ કર્યો. એને એ બધાં શરીરોમાં એક સમાનતા દેખાઈ. એણે એક જાતના શરીરને જીવનમાંથી જંપી જતું

અને બીજી જાતનાને જીવનમાં ઊગી નીકળતું દેખ્યું. એ ઊંડા વિચારમાં પડી ગયો. એની સામે લાખો વરસની પ્રાણીસૃષ્ટિ જીવતી થઈ ગઈ.

એની આંખ સામે પ્રાણીજીવનનાં સ્વરૂપો રચતો નિયમ નાચી ઊઠ્યો. એના હોઠ અંદર દેખાતા નિયમને ઓળખાવતા ફફડી ઊઠ્યા, "જીવનકલહ." એણે જીવનના જન્મથી મંડાયલો ને નાનાં મોટાં, રંગબેરંગી, ચિત્રવિચિત્ર સ્વરૂપો રચતો જીવનકલહ ઉકેલ્યો.

"જીવનની પરિસ્થિતિમાં જે પ્રાણી સૌથી વધારે બંધબેસતું આવી સ્વરૂપણ કરી શકે છે તે જ જીવી શકે છે" એણે શોધ કરી—( Survial of the gittest ).

અને એ શોધ પરથી આગળ વધતાં એ જોઈ રહ્યો કે જીવવાની હરીફાઈમાં જીવનમાં જે સ્વરૂપો ફતેહ પામે છે, તે જીવનની બદલાતી પરિસ્થિતિમાં બંધ બેસતાં બની બદલાતાં જાય છે અને એ રીતે પૃથ્વી પર નવાં નવાં પ્રાણીઓ ઊગતાં દેખાય છે.×

એવા ઊગમને એ આંખ સામે જોઈ રહ્યો ને હસી ઊઠ્યોઃ "માછલું, મગર, સાપ, પક્ષી, કૂતરું, બિલાડું, હાથી, વાંદર...અને માણસ...જીવનની કેવી સાંકળ...! એ સાંકળમાં સૃષ્ટિનું શિરતાજ... અને પોતાની જાતને ભગવાનનું સીધું ફરજંદ માનનારું માનવી પણ...! એ જાણે તો કેવું ચડભડી ઊઠે!" એ ખડખડાટ હસી પડ્યો.

પણ આજે એ ચિંતામાં ગરકાવ થઈને ડાઉની ગામમાં આવેલા એક ઘરમાં બેઠો હતો. ગામ આખામાં ઉટાંટિયું ચાલતું હતું. બાળકો ઝડપાઈ ઝડપાઈને પડતાં હતાં અને મરતાં હતાં.

એણે થોડા જ દિવસ પર એની વહાલી દીકરી એનીને વળાવી

× Natural selection

હતી. જાણે આજેય એ એનીની ભૂરી આંખોનો ચળકાટ ભાળતો હતો અને એની આંખો ઝાંખી થતી હતી. અને એટલું પૂરતું ન હોય તેમ જોડેના ઓરડામાં એનો અઢાર મહિનાનો એક સૌથી નાનો દીકરો મરણપથારીમાં તરફડતો પડ્યો હતો.

"જીવનકલહ...!" એ બારીની બહાર જોતો બબડતો હતો. બારીની બહારની દુનિયામાં પક્ષીઓ ગાતાં હતાં. પવન સુસવતો હતો. ઝાડની ડાળીઓ ઝૂકતી હતી. વાંદરાં કૂદતાં હતાં. આજે ત્રીસ ત્રીસ વરસથી એણે કુદરતને નિહાળી હતી. કોઈ વાર નરમ, તો કોઈ વાર સખત, કોઈ વાર નાજુક, તો ક્યારેક નિષ્ઠુર, કોઈ વાર ઉદાર, તો કોઈ વાર સ્વાર્થી, ક્યારેક ભયંકર, તો ક્યારેક સુંદર—કુદરતની એકેએક હિલચાલ એણે ઉકેલી હતી. એણે કુદરતને સવાલો પૂછ્યા હતા, કુદરતના કોયડાઓના જવાબ દીધા હતા, અને તેથી તો એણે પૃથ્વીની પ્રદક્ષિણા કરી હતી.

એક વાર ટીરાના પ્રદેશ પર એ ઠરી ગયો હતો, બ્રાઝીલની ધીખતી ધરતી પર શેકાઈ ગયો હતો, એન્ડીઝના ઉચ્ચ પ્રદેશને ધારીધારીને જોયો હતો, ગાલાપેગોસના ટાપુઓમાં ઝીણી આંખો કરી કરીને જોયું હતું, જોઈ જોઈને, રખડી રવડી, થાક્યો પાક્યો કેટલી યે વાર માંદગીના બિછાને ઝૂરતો હતો, એકલતામાં અટવાયો હતો... એની અંદર એક સવાલ જાગ્યો હતો. જવાબ જોઈતો હોય, તો ગમે તેવી હાડમારીઓ એને મન નાની ને નજીવી હતી.

એની મરેલી દીકરી ને એના મરતા દીકરાને દેખતો એ વિચારમાં ગરકાવ થઈ ગયો હતો. એક પળવાર એનાં વહાલાં બાળકોને ઝડપતા મરણની બીકથી એના આખા શરીરે કંપ થયો. એક પળવાર એનું કુદરતનું ચિંતન પણ ઠરી જતું લાગ્યું.

એ ઊઠ્યો અને એના મરવા પડેલા બાળકના ઓરડામાં ગયો

મરણપથારીએ માવજત કરતી એની સ્ત્રી ઇમા બેઠી હતી. એણે છીંકણીની ચપટી ભરીને સૂંઘી અને ઇમા તરફ પૂછતો હોય તેમ જોતો પથારી પાસે બેસી પડ્યો.

"ભગવાન કરે તે ખરું." ઇમાએ લાંબો નિસાસો નાંખ્યો.

"ભગવાન કંઇ જ નથી કરતો..." એ મરણની પથારી પરથી બબડ્યો. "મને ઓગણપચાસ વરસ પસાર થઇ ગયાં છે. ચોખ્ખાં ત્રીસ તો કાણુ શું કરે છે તે જોવામાં મેં ખરચ્યાં છે... ભગવાન કંઇ નથી કરતો." એણે ટાલ પડી ગયેલું મોટું માથું જોરથી હલાવ્યું. આ વિપરીત પળે પણ એણે દેખેલું જીવનનું સત એના માથાને હલાવી રહ્યું. એણે બોલવા માંડ્યું:

"મેં દુનિયા ઉપરતળે દેખી છે, મને આખી ય દુનિયામાં ભગવાનનું શાસન ક્યાં ય જણાયું નથી. એકેએક ડાળીએ અને ફળેફળે, એકએક ખડકે અને હાડપિંજરે, એકેએક જીવજંતુએ અને પ્રાણીએ, ધર્મોમાં ચિતરાયેલી દેવદેવીઓ અને ભગવાનનાં પૂતળાંઓ ખોટાં છે–ગપ છે, એમ મને બૂમ પાડીને કહ્યું છે."

"તો કંઇ સાચું તો હશે ને?" ઇમાએ કંટાળાથી કહ્યું.

"હા." એણે બૂમ પાડી, "જીવજંતુઓ સાચાં છે, જીવન સાચું છે, જીવનકલહ સાચો છે, જીવનના સંજોગો સાચા છે; સંજોગોમાં બંધબેસતી થતી જતી જીવનની ગતિ અને પ્રગતિ સાચી છે..."

"પણ એ બધું રસ્તે ચાલતા માણસને કેમ સમજાય...?" ઇમાએ બગાસું ખાધું.

"તો રસ્તે ચાલતુ માણસ ભલે એને સાંપડેલા ભગવાનને ભજે... [illegible] સાથે રહીને દશ બાળકોને જણ્યાં છે...તું માતા છે... [illegible] અંગૂઠો ધાવતાં બાળકોના હાથમાં મોર, પોપટ કે

ઢીંગલી ધરે, તો કંઈ ના પડાય છે ? માતાઓને બાળકોને રીઝવવાનો હક છે." ડારવીનના ચહેરા પર ચિંતન હસી ઊઠ્યું.

એમ કેટલાક દિવસો પસાર થઈ ગયા. એક દિવસે ઇમા હરખાતી ડારવીનના અભ્યાસગૃહમાં આવી. ડારવીન લખતો હતો, "બાઈબલના ભગવાનને સમજદાર માનવીની દુનિયામાં જરા જેટલું પણ સ્થાન નથી...ન હોઈ શકે."

"ભગવાને બચુને બચાવી લીધો. હવે બીક નથી." ઇમાનો અવાજ ડારવીનની પીઠ પાછળ સંભળાયો.

"ભગવાને......બચાવી લીધો......!" ડારવીને ડોક ફેરવી અને લુખ્ખું હસ્યો.

ડારવીન અને ઇમાના જીવનનાં થોડાંક વરસો પસાર થઈ ગયાં.

ઇમા એક દિવસ વિચારતી હતી, "આટઆટલાં વરસોના કુદરતના અભ્યાસ પછી જો ડારવીને ભગવવાનને ભગાડી મૂક્યો છે, તો ભગવાનની જ કોઈ ભૂલ હોવી જોઈએ...અને ડારવીન સાચો હોવો જોઈએ."

"ડારવીન તું સાચો છે,......શાસ્ત્ર જૂઠાં છે, ધરમ જૂઠ છે,......સૌ જૂઠાં છે...તું, તું જ સાચો છે." ઇમા ડારવીનની આંખોમાં વહાલથી જોતી, સત્યને ભેટતી હોય, તેમ ભેટી પડી.

"તો જૂઠું જગત જખ મારે છે." ડારવીને ત્રીસ વરસના અભ્યાસ પછી લખેલા પુસ્તકનાં પ્રુફ ઉતાવળથી જોવા માંડ્યાં, પુસ્તક ઉતાવળથી છપાવા માંડ્યું.×

નવેંબરના ૧૧ મા દિવસે એણે મિત્રોને નકલો મોકલવા માંડી.

× The Origin of species.

એની આંખો સામે હેનસ્લો, લેલ હુકર, હકસ્લી, આસા–ગ્રે વગેરે મિત્રોનાં નામો તરવરી ઊઠયાં.

"આખું જગત મારા આ વિચાર સામે આક્રમણ કરશે પણ છેવટે તો મને દેખાયું છે તે સત સાચું જ ઠરશે." એ ધમા તરફ જોઈને બોલ્યો.

"એક સીજવીકને પણ મોકલીએ...મને ખબર છે કે એ પગથી માથા સુધી સળગી ઊઠશે, પણ..." એ હસતો જોઈ રહ્યો.

"અને એક ફેલકોનેરને...એનું માથું તો ફાટી જાય તેટલું તપી ઊઠશે." એની આંખો તોફાનમાં નાચી ઊઠી. એને ઘરડે ઘડપણ મસ્તીમાં મઝા પડી. એણે પુસ્તકની એક નકલ ગરમ સ્વભાવવાળા વિદ્વાન ફેલકોનેરને રવાના કરી અને સાથે ચિઠ્ઠી લખી, "જનાબ, આપ આ પુસ્તક વાંચ્યા પછી કેવા હેવાન લાગશો અને મને શૂળીએ ચઢાવી દેવા કેવા તલસી ઊઠશો!"

હુકર અને લેલના ઉતાવળા જવાબ આવ્યા, "પુસ્તક વાંચ્યું અને ગમ્યું છે. તમે રજૂ કરેલી વસ્તુ સાચી લાગે છે."

શરીરવૈજ્ઞાનિક કારપેન્ટરે લખી મોકલ્યું, "તમે રજૂ કરેલો સિદ્ધાંત સત્ય છે, હું તેના બચાવ માટે બધું જ કરીશ."

મહાન વનસ્પતિશાસ્ત્રી વોટસને પણ અહોભાવમાં ઉચ્ચાર કર્યો, "તમે રજૂ કરેલો વિચાર વૈજ્ઞાનિક દુનિયામાં વિજય પામશે અને વિજ્ઞાનનું મહાન સત્ય લેખાશે."

પણ એટલેથી કંઈ પતે તેમ નહોતું. ધાર્મિકો ધીખી ઊઠયા હતા, સાહિત્યકારો સળવળી ગયા હતા, ભગતરામોને ભોંય ભારે પડતી હતી, વિદ્વાનો સાચળ થાપડતા હતા, સતના વિરોધીઓ કોઈ પંજો, કોઈ દાંત, કોઈ નખ ઘસતા હતા અને ધર્મનિંદક

ડારવીનપર—નાસ્તિક ડારવીનપર—હડહડભૂસ કરતા તૂટી પડવા એઓઓ ઊંચકી રહ્યા હતા.

ડારવીને એના વિરોધીઓને પરખાવી દીધું, "તમારાથી બને, તો મારે માટે ધર્મની અદાલત નીમો, મને જીવતો સળગાવી દો, પણ મને દેખાયો છે તે નિયમને ઊની આંચ પણ આવવાની નથી."

એમ અઢાર માસ વહી ગયા.

પણ ખગોળશાસ્ત્રના મહાન હરસેલે ડારવીનના સિદ્ધાંત સામે પથરો ફેંક્યો.

"ડારવીનનો સિદ્ધાંત ! છી..." એ બોલ્યો. "એ તે કંઈ નિયમ છે ? એ તો હીગલેડી–પીગલેડી છે."

"તેનો અર્થ શો ? હીગલેડી–પીગલેડી તે શું ?" કોઈએ પૂછ્યું.

"એનો અર્થ વળી શું હોય ? ડારવીને શોધેલો નિયમ પણ અર્થ વિનાનો છે—તિરસ્કારવા યોગ્ય." અને જેના તરફથી ડારવીને ખૂબ જ સહાનુભૂતિની આશા રાખી હતી તે સીજવીકનો કાગળ આવ્યો, "મેં તમારું પુસ્તક ખૂબ જ દુઃખ સાથે વાંચ્યું છે. એમાં કેટલીક બાબતો તો એવી હસવું આવે તેવી છે કે હસીહસીને મારી પાંસળીઓ દુઃખી ગઈ અને એમાંની બીજી બાબતો મેં ભયંકર શોક સાથે વાંચી."

તરત જ રીચર્ડ ઓવેન દાંત કચકચાવતો ડારવીનના લખાણ પર કડવી ટીકા કરવા મંડી પડ્યો. એને એક જ દુઃખ થયું. ડારવીન અને એના સિદ્ધાંતનો તિરસ્કાર કરવા જેવા કડવા શબ્દો ભાષામાં ઓછા હતા એમ એને લાગ્યું. જે પુસ્તક જોયા પહેલાં મિત્ર હતો, તે હળાહળ દુશ્મન બની ગયો.

લેલે પણ કબૂલ કર્યું કે શરૂઆતમાં તો એ પોતે પણ વાંદરામાંથી માણસ ઊગ્યો છે એ વાતથી ધ્રૂજી ઊઠયો હતો. માણસનું સ્વમાન વિજ્ઞાનના એ આકરા સત્યથી કેમ ઊછળી ન ઊઠે ?

જ્યારે એકેએક ધર્મ કહે કે પોતાના દૈવી હાથ વડે ભગવાને મનુષ્યને ઘડ્યું છે અને પછી એ પાપી પ્રાણીને પૃથ્વી પર દુઃખ સહન કરવા અને સુખ ભોગવવા હડસેલી મૂક્યું છે, ત્યારે...ત્યારે ડારવીન કહે તે કેમ સહન થાય?

ધાર્મિકો ભગવાનને હાથે ઘડાયલા મનુષ્યનું ભગવાનના હાથમાં થયેલું ગમે તેવું પતન સ્વીકારવા તૈયાર હોય છે, પણ પહેલાં પાણીમાંથી—કાદવમાંથી માછલાને સાપ જેવું પેટે ચાલતું ને પગ પર ઠેકતું, ઊભું થઇ જતું અને આગલા બે પગને હાથ બનાવી મનુષ્યની ઊંચાઈએ પહોંચતું કે વિકાસ પામતું સ્વીકારવાને તૈયાર નથી હોતા.

ડારવીને પોતાના વંશવેલાને ભૂલીને ઊંચી ડોકે ભગવાનના ચમત્કાર ભાળતા ઊભેલા માનવીને તેની ડોક નમાવી, તેની પોતાની પાણી ને કાદવમાંથી ઊગતી અને પછી પાછલા બે પગ પર બહાદુરીથી ઊભી થઇ જઈ પોતાનાં બચ્ચાંને ધવડાવતી જાત બતાવી અને એ દૈવનું દીધેલું માનવી છેડાઈ પડ્યું.

છેડાઈ કેમ ન પડે?

છેડાયલા માનવીની કડવામાં કડવી ટીકાઓના થોક ઇમાએ દરરોજ આવતાં છાપાંઓમાંથી, પત્રોમાંથી અને પુસ્તકોમાંથી સાચવી રાખ્યા હતા.

"ભલે બોલે, ભલે બોલે......" ડારવીન ફિકકું હસતો હસતો ઊભો થયો, અને ખીંટી પરથી શાલ લઈ બન્ને ખભા પર વીંટી એક પળવાર પોતાની આસપાસ જોતો ઊભો. અને એક જ પળવાર એની જોરદાર જોતી આંખો જાણે કંઇ જ દેખ્યા વિના જોઈ રહી. "વિચારનો વિરોધ પણ કેવો ભયંકર સામનો ધરી શકે છે!" એ બબડ્યો અને બારણા તરફ ચાલ્યો. બારણા આગળ અટકીને એણે ઇમા પર નજર નાખી અને હસવાનો પ્રયત્ન કર્યો. ઇમાએ એની

આંખમાં દુઃખ પારખ્યું. એ દુઃખ પર એનું હાસ્ય પડદો પાડી શક્યું નહિ. એ પાછો બોલ્યો, "જે તીવ્રતાથી ઓવેન મને ધિક્કારે છે તે ધિક્કારને સહન કરવો ખરેખર દુઃખદ છે."

પણ આખા યુરોપ પર એક વીજળીનો આંચકો ફરી વળતો લાગ્યો. અને ઇંગ્લેંડને ખૂણે ખૂણે જાણે એક મોટું દુંદુભિ ગડગડતું ગબડવા લાગ્યું. જ્યાં ને ત્યાં, અને જે અને તે ડારવીન તથા વિકાસક્રમની વાત કરી રહ્યું હતું.

જુવાનોએ તો કાઢવાનાં હતાં એટલાંથી વધારે વરસ કાઢવાં હતાં એટલે તે તો આ નવીનતા તરફ જોરશોરથી દોડતાં હતાં— ડારવીનના સિદ્ધાંતને અપનાવતાં હતાં.

પણ જેમણે કાઢ્યાં હતાં તેટલાં વરસ કાઢવાનાં નહોતાં તે આધેડ વયનાં અને તે ડોસાં ડગરાં! એ બધાં હાથ ઊંચા કરી કરીને સીધાં નરકને રસ્તે દોડી જતાં જુવાનિયાંઓને વારતાં હતાં અને કહેતાં હતાં કે સેતાન એ જ રીતે નવું નવું રૂપ ધરીને જુવાન લોકોને મોહ પમાડી પતનને માર્ગે ખેંચે છે. માટે આત્માનું રક્ષણ કરો અને વિકાસક્રમના ડારવીનના મતને કચડી નાખો."

પછી ૧૮૬૦ના જૂનના ૨૮મા દિવસે ઑક્સફર્ડમાં વૈજ્ઞાનિકોની એક સભા થઈ. જૂનવાણી ઑક્સફર્ડમાં ભેગા થતા વિદ્વાનોએ ડારવીને દોડતા મૂકેલા નવા દાનવનો ઘાત કરવાનો નિશ્ચય કર્યો. વિલ્બરફોર્સ નામના પાદરીએ બીડું ઝડપ્યું અને શપથ લીધા, "હું ડારવીનના ભુક્કા ઉડાવી દઈશ."

ઑક્સફર્ડની સભામાં વિદ્વાનોની સાઠમારી જોવા અને ડારવીનની રેવડી ઊડતી દેખવા હજારોની સંખ્યામાં સ્ત્રી–પુરુષો અને જુવાનો એકઠાં થઈ ગયાં હતાં.

ગુરુવારને દિવસે શરીરશાસ્ત્ર પર પ્રમાણ મનાતા ઓવેને બોલતાં જણાવ્યું કે "ગોરીલાનું મગજ માણસના મગજથી ઘણું જ જુદું છે..."

"એ ઉલ્લેખ તરફ મારો સખ્ત વિરોધ છે." હકસલી કૂદી ઊઠ્યો.

એક મોટું બુદ્ધિનું રમખાણ ગાજી ઊઠ્યું, પણ પાછી શાંતિ થઈ ગઈ અને વિલ્બરફોર્સ આગળ આવ્યો.

વિલ્બરફોર્સ પોતે ધર્મગુરુ હોઈ નાસ્તિકવાદથી ભરેલી ડારવીનની ભ્રષ્ટ ચોપડી એણે વાંચી નહોતી પણ ઓવેને એને જરૂર પૂરતી માહિતી આપી દીધી હતી.

વિલ્બરફોર્સની વાણી વાચાળ બનીને શ્રોતાઓને શાંત કરતી અને સ્ત્રીઓને મુગ્ધ કરતી વિજયી વહેતી હતી. વિજયના નશામાં વિદ્વાનોમાં મહાન એવા વિલ્બરફોર્સે ડારવીનના શિકારી કૂતરા જેવા હકસલે તરફ ફરીને ઘા કરતો હોય તેવો સવાલ ફેંક્યો, "તારા દાદા તરફથી કે દાદી તરફથી વાંદરનો વંશ શરૂ થયો?" બાઈઓ આ સવાલથી ચીસો પાડીને હસી ઊઠી. વિલ્બરફોર્સના કપાળ પર રોશની ચમકી ઊઠી. એણે શ્રોતાઓને સમજાવી દીધું, "ડારવીનનો સિદ્ધાંત ધર્મગ્રંથોમાંની ઈશ્વરી વાણીના કથનથી વિરુદ્ધ છે."

એટલેથી પત્યું હોત, તો ઠીક હતું, પણ બોડમાં બેઠેલા વાઘને સળી કરીને ઉઠાડે તેમ એણે હકસલીને જવાબ આપવાનું આવાહન કર્યું. હકસલીનો જવાબ સાંભળવા જુવાનોએ બુમરાણ મચાવી મૂકી.

છેવટે હકસલી ઊભો થયો અને દાંત કચકચાવતો હસતો બોલ્યો, "મેં કહ્યું છે તે ફરીવાર કહું છું કે મનુષ્યનો મૂળ દાદો એપ હતો તેથી કોઈ મનુષ્યે શરમાવાની જરૂર નથી. જો કોઈ પૂર્વજથી શરમાઈ મરવાનું મન થાય, તો તે તેવા અસહિષ્ણુ

વઢોલથી કે જે પોતાના ક્ષેત્રમાં મળતા વિજયથી સંતોષ નહિ પામી વિજ્ઞાનના ક્ષેત્રમાં 'હમ ભી કોચ' કરતો પડતું નાખે છે......કે જે ક્ષેત્રની એને કશી જ ગતાગમ નથી."

હકસલીના આ શબ્દોથી જુવાનો ખુશાલીના અવાજ કરતા ખડે પગે થઈ ગયા, જુવાન છોકરીઓ કિકિયારી કરી ઊઠી. વિલ્બર-ફોર્સનું મોં લેવાઈ ગયું. લેડી બ્રુસ્ટર તો ધર્મગુરુની સહાનુભૂતિમાં બેભાન થઈને પડી.

એ બધું ગમે તે થયું પણ એ સભામાં ડારવીનના જુક્કા ઊડ્યા નહિ અને મનુષ્યનું પૂર્વજ વાંદર દુનિયામાંથી ભાગી ગયું નહિ.

અને તો ય એથી આઘાત પામેલાંઓનો તિરસ્કાર ઓછો થયો નહિ, અને તોપણ ડારવીનનું પુસ્તક યુરોપની જુદી જુદી ભાષાઓમાં છપાવા માંડ્યું.

બાસઠ વરસની ઉંમરે ડારવીને બીજું પુસ્તક લખ્યું, "મનુષ્યનું અવતરણx." એમ ડારવીન પોતે શોધેલા સિદ્ધાંત પર વધારે ને વધારે પ્રકાશ નાખતો દર વરસે એ પુસ્તક લખતો ગયો. ૧૮૮૧ માં એણે છેલ્લું પુસ્તક લખ્યું ત્યારે એની ઉંમર સિત્તેર વરસની થઈ હતી.

એ સિત્તેર વરસનો ડારવીન ડાઉનીના આલેશા જૂના ઘરમાં ઈમા સાથે રહેતો હતો અને રોજ રોજ આવતા થોકબંધ જવાબ દેતો હતો. એકનો એક સવાલ અનેકવાર એની પાસે જવાબ માગતો હતો. એ સવાલ ભગવાન બ એ મીઠાશથ હસીને એક જ જવાબ અનેકવા લખતો હતો, "મને વિષે કશી જ ખબર નથી."

x Descent of Man

અને તો ય ઈમા તો ધાર્મિક હતી. ઈમા મોર્મ કોઈ વાર વહાલથી કહેતી હતી, "તેં લોકોના ભગવાનને ક્યાં ભગાડી મૂક્યો, ભલા !"

ડારવીન જોઈ રહેતો અને કહેતો, "દુનિયામાં ઈતિહાસમાં પરશિયાના, ઈજિપ્તના, ગ્રીસના અને રોમના ભગવાનો ઘરડા થઈને મરણ પામ્યા છે. એક દિ' આજની દુનિયાનો ભગવાન પણ ઘરડો થઈને મરણ પામશે......"

પછી વરસો વીતી ગયાં. ડાઉનીમાં આવેલા ઘરમાં એ બન્ને એકલાં જ હતાં. બન્નેનાં બાળકો દુનિયામાં વહેંચાઈ ગયાં હતાં. દીકરાઓ નવી પરણેલી વહુઓ સાથે કમાવા ગયા હતા અને દીકરીઓએ જોડીદારો સાથે ઘર માંડ્યાં હતાં.

એક દિવસે–૧૮૮૨ ના માર્ચની ૧૭ મી તારીખે ડારવીન બાગમાં બેઠો હતો અને સુકોમળ લીલા જીવનને ઊગતું દેખતો હરખાતો હતો.

પછી થોડીજ વારમાં એનું હાસ્ય ઊડી ગયું. એનો હરખ સુકાઈ ગયો. એનું જીવન શમતું હતું.

ડારવીન મરણ પામ્યો હતો.

# ૬ : ડૉલરોના દેશમાં જમીનદારો અને મૂડીદારો

ત્રણ હજાર માઈલ લાંબો અને પંદરસો માઈલ પહોળો પડેલો એ પ્રદેશ કોલંબસનો કોલંબિયા દેશ હતો તોય એમેરીગોનો અમેરિકા કહેવાયો.

એમ પહેલો ત્યાં સ્પેઈનની આણ લઈને એક ઈટાલિયન આવેલો. પછી અંગ્રેજી સરકારના શપથ ખાતો બીજો ઈટાલિયન ઊતર્યો. પછી તો એ પ્રદેશના કિનારા પર પોર્ચુગીઝો, અંગ્રેજો, ફ્રેંચો આવ્યા ને ઠલવાયા. એમણે એ વિશાળ પ્રદેશનો એક કે બીજો ટુકડો શોધી કાઢચો અને ટુકડાના એક ખડક પર પોતાના દેશનો વિજયી વાવટો ફરકાવીને ત્યાંના વતનીઓના શિકાર શરૂ કર્યા.

ત્રણસો વરસમાં ત્યાં એવાં દર વરસે દશ લાખને હિસાબે નવાં આદમીઓ ઠલવાયાં. એમ અમેરિકાના પ્રદેશો પર આગંતુકો ઓચરાઈ ગયાં હતાં તોય આવનારાં આવ્યે જ જતાં હતાં.

ઈંગ્લેંડથી યાત્રાળુ બાળાઓ પણ ઉપડતા હતા, “ તો ચલો અમેરિકા !” જે ને તે અમેરિકા ઊપડતું હતું. ઇંગ્લેંડ એમાં આગળ પડતું હતું. અંગ્રેજી વેપારી કંપનીઓએ અમેરિકાના પ્રદેશનાં ખેતરો પાડી નાખ્યાં હતાં. પણ એ બધાને ખેડાવવાં કેમ ?

એટલે એક મોટી બળજબરી સુસવતી ફરતી હતી, " જાઓ અમેરિકા " અંગ્રેજી માલિકોનું અમેરિકા સંસ્થાન બની ચૂક્યું હતું એટલે અંગ્રેજી સરકાર ગુનેગારોને ચળવળિયાઓને, ભિખારીઓને, ગરીબોને અને બળખામણાઓને ધકેલતી હતી. અમેરિકા પર આદમીઓ ઠલવાતા હતા.

લંડન જેવા લંડનના રસ્તાઓ પર અમેરિકા મોકલવાનાં માણસોનાં હરણ કરવા અનેક ઉઠાવગીરો ફરતા હતા. જનલોક ઝડપાતાં હતાં. ઘરો ભાંગતાં હતાં. સ્ત્રીઓના ધણીઓ ઝૂંટવાતા હતા, મા–બાપનાં બાળકો ઝડપાતાં હતાં અને બધાં અમેરિકાની સફરે જહાજોમાં ખડકાતાં હતાં.

પણ એટલેથી પતે તેમ ક્યાં હતું? એટલે અંગ્રેજી વેપારીઓ આફ્રિકાના કિનારા પર ઊતરી પડતા હતા. આફ્રિકાનાં નિગ્રો નરનારીઓ પર ભયાનક ત્રાસ ઊડતા હતા. એકસો વરસ સુધી દર વરસે વીસ હજાર નિગ્રો નરનારીઓ સાંકળથી બંધાઈને અમેરિકાના ગોરા માલિકોનાં ખેતરો ખેડવા અને વાસીદાં વાળવા ત્યાં ઊતરતાં હતાં.

એમ અમેરિકાના માલિકે વસાહત માંડી. એવો ગોરા વસાહતીનો ઘરખટલો ગુલામીની હાથ પર બંધાયો. પછી અમેરિકાની જમીનો ખેડાઈ. ગુલામોનાં આંસુ, લોહી અને મહેનતના પરસેવા પી પીને અમેરિકાની ધરતી પર ધાનમાલના ડુંગરા ખડકાયા.

અને આ હડકાયો વેપાર વધારે ધીખી ઊઠ્યો. પછાત માનવોના શિકાર ભયાનક બન્યા. અમેરિકાના માલિકના ઘડિયાળમાં દર કલાકના ટકોરા સાથે અમેરિકાના કિનારે સેંકડો ગુલામો ઠલવાવા લાગ્યાં.

એમ અમેરિકાની પડતર જમીનો પર મફત માલિક બનેલા મહાશયોએ અમેરિકાની ધરતીને લાખો ગુલામો પર ચાબૂકો વીંઝીને ઉપરતળે કરવા માંડી. એમ અમેરિકાની દોલત વધી. અમેરિકાની વસ્તી વધી. અમેરિકા, અંગ્રેજી જોનબુલનું સંસ્થાન, એક દેશ બની ગયો.

અને પછી અમેરિકાના માલિકોની એડ નીચે ખદબદતાં માનવોનું શું થયું ?

પછી એમ થયું કે ઈંગ્લેંડ દેશમાં જેમ્સ વોટે વરાળયંત્ર શોધી કાઢ્યું હતું અને ત્યારપછી વસ્તુઓ બનાવવાની રીત પલટાઈ ચૂકી હતી અને અમેરિકાનો ઉત્તર વિભાગ પોતે એક કારખાનું બનવાની તાલાવલી કરતો હતો.

અને ઉત્તરદક્ષિણ અમેરિકાના વિભાગો ભેગા થતા હતા. વચલાં રાજ્યો આટલાંટિક અને પાસીફિકને જોડતાં હતાં જાણે ઉત્તર-દક્ષિણની સરહદો ભેગી ભળતી હતી. દક્ષિણના જમીનદારોના દક્ષિણના પ્રદેશમાં ઉત્તરના મૂડીદારોએ નાનાં નાનાં કારખાનામાં વસ્તુ નીપજાવીને મોકલવા માંડી હતી.

પણ ઈંગ્લેંડ તો દક્ષિણ અને ઉત્તર બન્નેમાં—આખાય અમેરિકામાં—પોતાને ત્યાંના માલના ઢગલા વેચવાની મુરાદ સેવી હતી. અમેરિકાની પોતે માતા છે એમ એણે આજલગણ માન્યું હતું અને માતાએ અમેરિકી ઓલાદને પોતાના માલના જથ્થાનું બજાર બનાવીને ધૂમ કમાણી કરવાનું ધાર્યું હતું. અને એટલા જ માટે તો યંત્રોની શોધો પણ ઈંગ્લેંડમાં જ થઈ હતી.

અને પેલા અમેરિકનો ! દાણચોરી કરીને, ઈંગ્લેંડના વેપારી કુરમાનો ઉથાપીને પોતાને ત્યાં યંત્રોનાં અંગો ઉઠાવી જતા હતા

અને પોતાને ત્યાં યંત્રો બનાવવા અને કારખાનાં કાઢવા મથતા હતા. એટલે એ બધાની બંધી કરતો કાયદો અંગ્રેજી પાર્લામેન્ટે કર્યો અને અંગ્રેજી પ્રદેશ પરથી અમેરિકા જતા કોઇપણ ઉતારુના ગજવામાં કોઈપણ યંત્રનો નકશો માલૂમ પડે, તો તેને અપરાધ લેખ્યો. પણ કેટલાક અમેરિકન હોશિયારોએ એવા નકશા મગજમાં યાદ રાખ્યા. એવામનો એક સેમ્યુઅલ સ્લેટર હતો એણે આર્કરાઈટે ઈંગ્લેંડમાં શોધેલી તેવી શાળમિલ ત્યાં મિલમાં મજૂર તરીકે કામ કરીને મગજમાં સંઘરી રાખી હતી. અને એ અમેરિકા પહોંચ્યો. ત્યાં જઈને રોહડ ટાપુમાં એણે આર્કરાઇટ યોજના પ્રમાણે આખી નવી શાળમિલ ઊભી કરી દીધી.

એમ ઇંગ્લેંડમાં જન્મેલી ઉદ્યોગક્રાન્તને અમેરિકામાં લાવવામાં આવી. અને કારખાનાં વધતાં જ ગયાં. કારખાનાંને ચલાવનાર મજૂરો ઓછાં પડયાં. પાછા મજૂરોને પકડી લાવનાર દલાલો જુવાન છોકરીઓની ખરીદી કરવા અમેરિકાની ધરતી પર ફરતા થયા.

અને અમેરિકાની ધરતી પર પણ ઇંગ્લેંડથી આવેલી ઉદ્યોગ-ક્રાન્તિ ફરકતી હતી. ઈંગ્લેંડ કરતાં મજૂરોની માગ અહીં વધારે હોવાથી પગારના દર સારા હતા. પણ એ પગારના દરનો અડધો ભાગ મજૂરોને રોકડો મળતો અને બીજા અરધા ભાગનો પગાર મિલમાલિકની દુકાનેથી ખરીદવાની ટિકિટોમાં અપાતો તથા પગારનો ચોથો ભાગ માલિકને ચોપડે મજૂરની સારી વર્તણૂક ખાતે જામીન તરીકે જમા રખાતો. મજૂરોના કલાક સવારના પાંચથી સાંજના સાડાસાત સુધી કાયદેસરના હતા.

૧૮૬૦ ના અરસામાં અમેરિકાનો ઉત્તર-પૂર્વ વિભાગ કારખાનાંઓનું મથક બની ચૂક્યો. કારખાનાંઓની જમાવટ માટે એ જ વિભાગ વધારે અનુકૂળ હતો. એ વિભાગમાં પાણીના પ્રવાહો કામમાં

આવે તેવા હતા, અને લાકડું, લોખંડ તથા બીજી ધાતુઓ હતી. એટલે મૂડી અહીં રોકાવા માંડી. એટલે એ વિભાગમાં વસાહતીઓ દોડતા આવ્યા. એ વિભાગમાં બજારો બંધાયાં અને વેપારીઓનું વહાણવટું પાવરધું બન્યું.

એ વિભાગે મૂડીની માવજતમાં નીતિના બધા નકારો કાઢી નાખ્યા. એ વિભાગની સરકારે વેપારની તમામ છૂટછાટો આપી દીધી. ધીખતા ધંધાને બાંધનાર ધારાધોરણો અહીં હતાં જ નહીં. એમ સૌને માટે અહીં કમાણીની જોગવાઈનો દરવાજો ખૂલી ગયો, અને સાફ સાફ દેખાઈ ગયું કે માલિક માત્ર સમાન અને સરખાં છે.

અને દક્ષિણના વિભાગમાં કપાસના ઢગલા નીપજતા હતા. દક્ષિણ વિભાગનાં ખેતરોમાં એ કપાસની પેદાશ વધતી જતી હતી. આખી દુનિયાને કાપડ વેચાય તેટલો કપાસ દક્ષિણ પકવશે એમ દક્ષિણને લાગતું હતું અને આખી દુનિયાને વેચવા ઉત્તરનાં કારખાનાં કાપડ વણશે એમ ઉત્તરને દેખાતું હતું. દક્ષિણ–ઉત્તરમાં ખેતરો અને મૂડીના માલિકો ચકચૂર હતા. દક્ષિણમાં કપાસનાં ઉત્પાદન વિનાનો કોઈ કાયદો નહોતો, કાપડના વણાટથી મોટો કોઈ કાનૂન નહોતો. દક્ષિણનો દેવ કપાસરાજા હતો, ઉત્તરનો અધીપ કારખાનાનો મૂડીધર હતો. કપાસનો રાજા દક્ષિણની ધરતી ગુલામો પાસે ખેડાવતો. કારખાનાનો માલિક ઉત્તરનાં કારખાનાં મજૂરો પાસે ચલાવતો.

એવી આખા અમેરિકા પર બે છબી ઊપડતી હતી. એક ઉત્તરની કારખાનાંવાળી અને બીજી દક્ષિણની કપાસરાજા અને તેના ગુલામોવાળી. અમેરિકાની તસવીર ૧૮૮૨ ની સાલમાં આવી દેખાતી હતી.

દક્ષિણના માલિકો ગુલામના માલિકો હતા અને ગુલામો પાસે ચોખા, તંબાકુ, શેરડી અને કપાસના ઢગલા નીપજાવતા. કપાસનું કામ આખી સાલ ચાલતું અને મોટા પાયા પર ચાલતું. કામ

કરનારાં ગુલામ નરનારીઓ અને બાળકો ( આઠ વરસની ઉંમર ઉપરનાં તમામ બાળકો ) પ્લેન્ટેશન પર દિવસ ઊગતા પહેલાં પહોંચી જતાં અને અંધારું થતાં સુધી કામ કરતાં. દિવસમાં એકવાર એમને ખાવા માટેની અડધા કલાકની રજા કામની વચમ મળતી. એમનો ખોરાક આટાની ભડકીનો હતો અને તે ગુલામોમાંથી થોડાંક રાંધવાનું કામ જ કરતાં. આ આટો ગુલામો પોતે જ કામમાંથી પરવાર્યા પછીના રાતના વખતમાં દળી રાખતાં. ગુલામોને આ આટાની ભડકી પ્રમાણથી વધારે મળતી નહિ. તથા મોટાંઓ કરતાં છોકરાંને અડધું પ્રમાણ મળતું. ભડકી ઉપરાંત શાક કે માંસ ગુલામોનો ખોરાક ગણાતો નહિ.

ગુલામોને માટે અઠવાડિએ એક પણ રજા મળતી નહિ. ગુલામોને વરસમાં એક જ વાર નાતાલમાં બે દિવસની રજા મળતી.

ગુલામ સ્ત્રીપુરુષનો પોશાક એક ચડ્ડો અને એક બંડીનો હતો. ગુલામો કામ પર હોય ત્યારે તેમના પર ગમે ત્યારે, ગમે તેમ અને ગમે તે માટે ફટકો મારનાર ચોકીદાર અખંડ રહેતો. એ ચોકીદારનું કામ વધારે પેદાશ કરાવવાનું હતું અને તેથી ગુલામો પર ફટકાનું પ્રમાણ એના પ્રમાણમાં વધ્યા કરતું. એટલે દક્ષિણમાં જીવનનું મુખ્ય મૂલ્ય કપાસ હોવાથી કેટલાં ગુલામો ફટકા ખાતાં મરણ પામે છે, કેટલી સ્ત્રીઓના ગર્ભ છૂટી જાય છે, કેટલાં ગુલામ નારીઓનાં બાળકો મરણ પામે છે, તે વસ્તુ વધારે અગત્યની નહોતી, પણ દર વરસે, દર સેંકડે કપાસની પેદાશ કેટલી વધે છે તે જ અગત્યની વાત હતી.

અને તોય ગુલામ નિગ્રો નરનારીઓની કિંમત જ હતી નહિ, એવું નહોતું. ગુલામોની ખરીદી અને વેચાણ ચાલ્યા જ કરતાં અને તેમની માથાદીઠ કિંમત બદલાતી રહેતી. ગુલામોનાં માલિક ગુલામને ગમે ત્યાં ભાડાથી કામ કરવા મોકલતાં અને તેની કિંમત પણ

દેશકાળ પ્રમાણે વધારે ઓછી રહેતી. ખેતરમાં કામ કરવાથી માંડી ગોરા માલિકોના સંસારમાં અનેક કામો કરવા માટે ગુલામો રોકાતાં અને ગુલામોને ખરીદવા તથા ભાડે રાખવા માટે લાયક ગુલામોની માગ કરતી જાહેર ખબરો છપાતી.

અને પછી ખરીદી થતી. ખરીદી કરનારાં નિગ્રો નર કે નારી, બાળક કે બાળકીના શરીરનાં અંગે અંગને તપાસી જોતાં. નિગ્રો માનવતાનાં નાગાં શરીરો તપાસાઈને ખરીદાતાં અને એ ખરીદીના સોદામાં વધઘટ થયા કરતી.

" આ તે કંઈ ઓછી આફત છે ? " દક્ષિણમાં માલિકોનો સમાજ વાત કરતો હતો કે "નીગ્રોના ભાવ વધતા જ જાય છે ! "

" કારણ કે ઘણાં મરી પરવારે છે એટલે સંખ્યા ઓછી થઈ ગઈ છે. "

એટલે કપાસ કે તંબાકુ કરતાં ગુલામોની પેદાશ વધારે કિંમતી બની ગઈ અને ગુલામોની તમામ કોઠોમાં માલિકોએ ગુલામોનો ઉછેર વધારવા તરફ ધ્યાન આપ્યું. કપાસ કરતાં ગુલામોને વધારે જન્માવવા તથા ઉછેરવામાં નફો વધારે મળતો હતો.

ઠેરઠેર ગુલામ ઉછેરના ધંધા ધીકવા લાગ્યા. ગુલામોમાંથી જુવાન છોકરીઓને બાળકો જન્માવવા અળગી કરવામાં આવી. ગુલામ નારીઓ પર વધારે ને વધારે બાળકો જન્માવવાની માલિકની જોગવાઈઓ યાતનાઓ બની. વધારે બાળકો આપી શકતી નારીની કિંમત વધી ગઈ. બાળકો નહિ જન્માવતી સ્ત્રીની કિંમત ઓછી થઈ ગઈ.

એવી અમરિકી જીવનની જંગલિયત નિગ્રો માનવતાના ભાવતાલ જોખતી જામી પડી, ત્યારે ૧૮૬૦ ની સાલ બેઠી ચૂકી હતી.

એ જંગલિયત સામે કોઈ કોઈવાર નિગ્રો ગુલામની હતાશા બળવો કરી ઊઠતી અને ત્યારે તેવા ગુલામો પર ક્રૂર મોત વીફરી પડતું. અને માલિકોને એવા બળવાને દાબી દેવા માટે પોતાની ગુલામ મિલકતમાંથી થોડાંકનો નાશ કરવાની ખોટ સહન કરવાની ફરજ પડતી.

અને તેવું વારંવાર ન કરવું પડે તે માટે માલિકીની માવજત કરવા બંધાયલી ઇસુની ઇસાઈ ધર્મમઠની ઘટનામાં જ ગુલામ નર-નારીઓને પવિત્ર પયગામ પહોંચાડવાની જોગવાઇ કરવામાં આવી હતી. દાખલા તરીકે ઈંગ્લેંડથી વર્જિનિયા આવેલા ધર્મગુરુ મીડે કેટલાંયે પવિત્ર પુસ્તકો ખાસ ગુલામો માટે લખ્યાં હતાં અને પાદરીઓ ગુલામોને એ પુસ્તકના ફકરા ગોખાવતા હતા કે:

" સ્વર્ગમાં રહેતા મહાન ભગવાન તરફની તમારી ફરજો બજાવ્યા પછી હવે આ ધરતીપરનાં તમારાં માલિકો અને માલિકણો તરફ તમારે બજાવવાની પવિત્ર ફરજો પણ તમારે હંમેશાં યાદ રાખવી જોઇએ અને પાળવી જોઈએ. "

" પામર પ્રાણીઓ ! તમે જ્યારે આળસુ રહો છો તથા તમારા માલિકોનું કામ પડતું મૂકો છો, બગાડો છો કે ચોરી કરો છો તથા તેમને છેતરો છો ત્યારે તમે જે મહાન પાપો કરો છે, તે તમામ પાપો તમારા માલિક કે માલિકણો સામે જ નથી, પરંતુ મહાન પરમાત્મા સામેનાં પાપો છે. અને તમારે જાણવું જોઈએ કે મહાન ભગવાને આ ધરતીપર તમારા પર નીમેલાં માલિકો તરફના તમારા તમામ ગુના ભગવાન તરફના અપરાધ છે. તથા આ ધરતી પર ભગવાને નીમેલા તમારા એ વાલીઓ તરફનાં તમારાં પાપની ભયાનક શિક્ષાઓ તમારે આવતા ભવમાં પણ ભોગવવી જ પડે છે. "

એમ અઢારમા શતકનો આખરકાળ અમેરિકાના દક્ષિણ વિભાગ પર એક તરફ માલિકી અને બીજી તરફ માનવતાને ગોઠવતી

હતી. ભગવાન માલિકના પક્ષમાં બેઠો હતો અને માલિકો અને ભગવાનની વચ્ચેનું અંતર લગભગ પુરાઇ ગયું હતું તથા એ જોડાણમાં ચાલીસ લાખ કાળાં ગુલામો મૂઠીભર ગોરાં માલિકોની દોલત નીપજાવતાં ગોઠવાઇ ગયાં હતાં.

પણ ત્યારે અમેરિકાના ઉત્તર વિભાગમાં કારખાનાંમાં વણાતી હોય, યંત્રોમાંથી ઊપજી હોય અને મૂડીની પેદાશમાંથી પેદા થઇ હોય તેવી એક સંસ્કારી વાત ઢાલી ઊઠી હતી. એ વાતને કારખાનાંના માલિકો પણ ટેકો આપતા હતા. એ વાત કારખાનાં ચલાવનાર મજૂરોની વાત હતી. એ વાત યંત્રોપર કામ લાગે તેવી મજૂરી નીપજાવવાની હતી, "ગુલામો યંત્રો ચલાવી શકે નહિ...યંત્રો ચલાવવા મુક્ત મજૂરી જોઇએ."

એટલે ગુલામોને મુક્ત કરવા જોઇએ. ગુલામી નાબૂદ થવી જોઇએ. ઉત્તરના યંત્રપર બેઠેલા જીવનનો એ અવાજ હતો. એ અવાજમાં ગુલામોના છુટકારાનો માયાળુ અવાજ ભળતો હતો.

પણ દક્ષિણમાં તો ખેતરો ખેડવાનાં હતાં. ઉત્તરનાં યંત્રો દક્ષિણમાં હતાં નહિ. અને તોય ઉત્તરનો અવાજ દક્ષિણની જમીન-દારીને પણ કહેતો હતો કે ગુલામી નાબૂદ થવી જોઇએ. ઉત્તરમાં અને દક્ષિણમાં પણ એક જ સાથે નહિ તો આપણી રાજકીય અને આર્થિક એકતા જળવાય નહિ.

દક્ષિણની જમીનદારી પર આ પાછી નવી આફત ઊતરતી હતી. અને આ આફતનો અવાજ વધારે ને વધારે જોર પકડતો હતો.

દક્ષિણમાં એ અવાજપર ફિટકારો વરસ્યા પણ એ ડમાયો નહિ. એ અવાજ કરનારાઓની મિલકતના નાશ થયા પણ એ અવાજ શમ્યો નહિ. એ અવાજને બોલનારાં દક્ષિણની જેલમાં જકડાયાં અને તેમનાં માથાં ફોડાયાં તથા એ અવાજ કરનારાઓને

ભરબજારે ઘસડવામાં આવ્યા તથા એકને રસ્તા વચ્ચે વીંધી નાખવામાં આવ્યો તોય એ અવાજ શમ્યો નહિ.

એ અવાજનો એક આગેવાન વિલિયમ લોઇડ ગેરીસન લખતો હતો, "હું એક પણ કદમ પાછો હટવાનો નથી..........મને સાંભળવો જ પડશે. "+

અને એમણે દક્ષિણ ને ઉત્તર વચ્ચે મહામુશ્કેલી ઊભી કરી. ગુલામીનાબૂદીની સંસ્થાઓ જામી. એમણે છાપાંઓ કાઢ્યાં ને પુસ્તકો લખ્યાં. એમણે ગુલામોને ભગાડવાની ભોમભીતર તરકીબો રચી અને એમણે જ્યાં ને ત્યાં જેહાદ જગવી કે, "ગુલામી નાબૂદ કરો." ૧૭૮૨ થી ૧૭૯૦ સુધીમાં જ એકલા વરજીનિયામાંથી જ દશ હજાર ગુલામોને ભગાડ્યાં હતાં. અમેરિકનોમાં સ્વાતંત્ર્ય યુદ્ધ લડયા અને જીત્યા પછી ગુલામ માનવતાના છુટકારા માટેની આ પહેલી જેહાદ શરૂ થઇ ચૂકી હતી.

એ જેહાદનો અવાજ ગુલામોનો છુટકારો હતો. એ જેહાદની આગેવાની ઉત્તર વિભાગની મૂડીદાર માલિકી કરતી હતી. એ જેહાદનો પ્રચંડ વિરોધ દક્ષિણની જમીનદારી શરૂ કરતી હતી.

એમ એક અમેરિકાના બે વિભાગ સામસામે ગોઠવાતા હતા. એક આગળ વધવા માગતો ઉત્તર વિભાગનો મૂડીદાર હતો, બીજો જમીનની ગુલામીને બાથમાં ભરી રાખવા માગતો દક્ષિણનો જમીન-દાર હતો. ઉત્તરે ગુલામી બંધ કરી દીધી હતી અને કારખાનાંમાં મજૂરો રાખ્યા હતા. દક્ષિણનાં માલિકોએ ગુલામોને ગુલામો જ રાખ્યાં હતાં.

---

+ "I am in earnest—I will not equivocate—I will not excuse—I will not retreat a single inch—and I will be heard."

દક્ષિણ કેરોલીનાનો સીનેટર હેમો રાજસભામાં ઉત્તરના માલિકોને કહેતો હતો,

“ જીવનમાં નીચાં અને વેઠનાં કામો કરવા દરેક સામાજિક પ્રથામાં કોઇને કોઇ વર્ગ હોવો જ જોઇએ......અમે તેને ગુલામો કહીએ છીએ. તફાવત માત્ર એટલો જ છે કે તમે તે શબ્દ બદલી નાખ્યો છે. અમે જૂનો શબ્દ રાખ્યો છે, તમે નવો બદલ્યો છે; પણ તમારે ત્યાંય ઉત્તરમાં તે છે જ...આખી દુનીયામાં છે...એ તો સનાતન છે; ફેર માત્ર એટલો જ છે કે અમારા ગુલામો જીવનભર ભાડે રાખવામાં આવે છે એટલે અમારે ત્યાં ભૂખમરો નથી, બેકારી નથી અને ભિખારીઓ નથી. તમે લોકો તેમને દિવસ પૂરતા જ ભાડે રાખો છો. અને તેમને ઓછામાં ઓછા પગાર આપો છો. તમારાં શહેરોના રસ્તા તો જુઓ! તેના પર તેઓ ભૂખ્યા રખડે છે. તમારા એકલા ન્યુયોર્ક નગરની એક શેરીમાં જેટલા ભિખારીઓ છે, તેટલા અમારા આખા દક્ષિણ વિભાગમાં નથી. અમારા ગુલામો કાળા અને નીચ છે, તમારા તો ગોરા અને તમારા જ જાતવાળા છે. ”

પણ પછી ઉત્તરદક્ષિણનો આ વિગ્રહ ચર્ચાઓમાંથી બહાર નીકળીને બહાર રસ્તા પર આવ્યો...અંદર અંદરની લડાઈઓ અને મારામારી શરૂ થયાં કારખાનાનો માલિક જમીનમાલિક સાથે લડાઈએ ચડ્યો હતો. માનવતા, ન્યાય, ઇન્સાફ વિવેક બધુંય ઉત્તરના પક્ષમાં હતું. જમીન સાથે બાથ ભરીને ચોંટેલો દક્ષિણનો માલિક પછાત પશુ જેવો લાગતો હતો.

દક્ષિણનો પછાત પ્રદેશ જાણે ઘેનમાં હોય તેવો સુસ્ત હતો. એ પ્રદેશપર પથરાયલી કિલ્લા જેવી હવેલીઓમાં પછાત જમીનદાર રહેતો હતો અને કપાસના ઢગલાનો માલિક બનીને મુજરા લેતો દેતો હતો. પણ ઉત્તરમાં જીવન ઝડપી અને સુરેખવાળું દેખાતું હતું. ત્યાં નિયમ-

ઘર કામ કરનારાં કારખાનાં અને મિલો હતાં, રસ્તા વધારે સારા હતા, બંગલાઓ સુધડ હતા. ત્યાં નહેરો હતી, આગગાડી દોડતી હતી, દુકાનો અને વિદ્યાપીઠો હતી તથા બેંકો હતી. દક્ષિણના માલિકની મૂડી કપાસમાં અને ગુલામો ખરીદવામાં તથા એશઆરામમાં ગળા સુધી ગરકી જવામાં રોકાતી, પણ ઉત્તરનો માલિક નાણાં બેંકમાં જમા કરાવતો અને કારખાનાંમાં રોકતો તથા નફાના ઢગલા મેળવતો.

એમ ઉત્તર દક્ષિણથી આગળ હતું.

અને રાજકારણમાં બન્ને વિભાગો એક બીજા સામે લડતા. કોંગ્રેસમાં જો દક્ષિણનો પ્રમુખ આવે, તો દક્ષિણનું તાણતો અને ઉત્તરનો આવે, તો ઉત્તરનો પક્ષ ખેંચતો. આજસુધી કોંગ્રેસનો પ્રમુખ દક્ષિણનો રહ્યો હતો. સેનેટમાં ઉત્તરદક્ષિણના દરેક સ્ટેટને એટલે એકએક રાજ્યને બે મત હતા. ૧૮૫૦ સુધી દક્ષિણ વિભાગે લગામ હાથમાં રાખી હતી, પણ હવે કપાસરાજા પાછો પડતો હતો. અને ઉત્તરનો કારખાનાનો માલિક આગળ આવતો હતો. ૧૮૬૦ માં દક્ષિણના કપાસિયા રાજાઓ હાર્યા અને કારખાનાવાળા ઉત્તરના રિપબ્લીકનોવાળો અબ્રાહામ લીંકન અમેરિકાના પ્રમુખ તરીકે ચૂંટાયો.

પછી ૧૮૬૧ના ફેબ્રુઆરીના ૧૧મા દિવસે એક રેલવે ડબ્બાની ગોલેરીમાંથી જોઈ રહેતો. લીંકન જૂના પડોશીઓ અને ઘરની છેવટની વિદાય લેતો હતો. એની ઝાંખી બનતી નજરમાં જોન બ્રાઉનને વીંટાતું દોરડું અટવાતું હતું.

" પણ એ જ એક માર્ગ છે " એણે મક્કમતામાં આંખ ચોળી લીધી. " ગુલામી અને સ્વચ્છંદ બેય એક છે. આજની દુનિયામાં એ બન્ને નકામાં છે. એ બન્ને અમેરિકાના દક્ષિણ અને ઉત્તરને વિખૂટાં પાડે, તો આખો અમેરિકા પાછો હતો–ન હતો થઈ જાય. "

અને એને યાદ આવ્યું. વિક્ટર હ્યુગોએ એ બ્રાઉનને જ માટે કહ્યું હતું, " ક્રિસ્ટો સોક્ટ, ક્રિસ્ટસ. " એને ૧૮૫૯ ના ડિસેમ્બરના બીજા

દિવસનો શુક્રવાર આવ્યો. એ દિવસે જોન બ્રાઉનને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યો હતો.

" અમેરિકાના ઈતિહાસમાં એ જ દિવસ મહાન લેખાશે. " એણે આંખના ખૂણા સંકોચી જાણે ઈતિહાસનું નવું પ્રકરણ લખ્યું. "ગુલામોને બચાવવા શહીદ બનનાર જોન..." અને એ થંભી ગયો, એને આંખ સામે તોફાનો ઊછળતાં દેખાયાં. " જોન બ્રાઉન પ્રાણનાં સિંચન કરી ગયો છે. એ સિંચનમાંથી ઝંઝાવાત સરજાશે. "

અને સંયુક્ત સંસ્થાનોના એકમમાંથી નીકળી જઈને ગુલામી સાચવી રાખવા માગતા દક્ષિણના જૂની દુનિયાના ધુરંધરો મોન્ટ-ગોમેરીમાં મળતા હતા. ગુલામોને સાચવી રાખવાના મુખ્ય ધારા ઉપરાંત અમેરિકાના સંયુક્ત સંસ્થાનના ધોરણવાળું બંધારણ આ કાળની દોટમાં પાછા પડી ગયેલા માલિકો ઘડી કાઢતા હતા અને પોતાની જમીનદારીમાં પોતાનાં ગુલામોને સાચવવા વાનપ્રસ્થ બનેલો જેફરસન ડેવીસ આ શંભુમેળાનો પ્રમુખ બનતો હતો. અને અવળચંડા બનેલા અમેરિકાના રાજકારણની વક્રતા જેવો પ્રમુખ ગુલામોનું નામ પણ બોલ્યા વિના રાજકારણી રીતે કહેતો હતો, " બીજાઓના સ્વચ્છંદ આક્રમણ સામે...શાંતિનો શક્ય બધો પ્રયત્ન કરી છૂટ્યા પછી આપણને ન છૂટકે......"

અને દક્ષિણના માલિકો પોતાનાં સંસ્થાનોમાં આવેલા સંયુક્ત સરકારના કિલ્લાઓ પર કબજો લેવાનો ઠરાવ કરતા હતા તથા બ્યૂોરીગાર્ડને સુમતર કિલ્લેબંધી પર નજર રાખવા ચાર્લ્સ્ટન તરફ રવાના કરતા હતા.

આંતર વિગ્રહ આરંભાઈ ચૂક્યો હતો. બુલરૂનની લડાઈ ખતમ થઈ હતી. લીંકન ઝંઝાવાત પર ચઢી ચૂક્યો હતો અને વિગ્રહની રેખાઓ દોરતો હતો.

" આપણે ત્રણ મોટાં લશ્કરોનાં આક્રમણો શરૂ કરવાં પડશે. એક રીશમોન્ડપર ચઢે, બીજું સીનસીનાટીથી ઊપડે અને કેન્ટુકીમાંથી કુંબરલેન્ડના ઘાટમાંથી પૂર્વ ટેનેસીમાં નોકસવીલ પર આક્રમણ કરે અને ત્રીજું મીસીસીપીપર મુકામ નાખીને મેમ્ફીસપર મીસીસીપીને દક્ષિણે એકસો વીસ માઈલની દડમજલ કરે..."

અને અમેરિકાપર આંતર વિગ્રહની આગ ભભૂકી ઊઠી. ૧૮૬૪ના સપ્ટેંબરની ૨જીએ શેરમેનનો તાર આવ્યો, " એટલાન્ટા પડયું છે." અને એમ દક્ષિણ પડતું ગયું. ઉત્તરના નામમાં વિજય અંકાયો.

૧૮૬૫ના એપ્રિલમાં દક્ષિણનો સેનાપતિ જનરલ લી ઉત્તરના સેનાપતિ જનરલ ગ્રાન્ટને શરણે આવ્યો. એમ ગુલામી રાખવી કે નાબૂદ કરવી તેનો નિકાલ કરવાની તરવારની ચર્ચા કર્યા પછી દક્ષિણનો જમીનમાલિક અને ઉત્તરનો મૂડીમાલિક લાખોનો સંહાર કર્યા પછી સંમત થયા કે " ગુલામી નાબૂદ. "

આ આંતર વિગ્રહમાં ગુલામને જકડી રાખવા માગનાર દક્ષિણના જમીનદારે તમામ ગુલામોની કિંમત કરતાં ચાર ગણા ડોલરનો ધુમાડો લડાઈમાં કર્યો અને લાખોનો સંહાર મચાવ્યો.

અને ગુલામના માલિકોએ પોતાનો પરાજય કબૂલ કર્યો અને બન્ને વિભાગના માલિકો અમરિકન સોનાના ડોલર સિક્કાના માલિકો બન્યા.

અમેરિકા પર ચોખ્ખી મૂડીનું રાજ મંડાયું. કાકો શામ ડોલર-રાજા બન્યો, અને જેવો ઇંગ્લેંડમાં પૌંડનો વાવટો ફરકતો હતો તેવો યાંકીઓના દેશપર ડોલરનો ઝંડો ઝળકી ઊઠ્યો.

●

## ૭ : સમાજવાદના વિજ્ઞાનનો ચિંતક

**અગ્નિની** શોધ કરતાં માણસજાતનો મોટો આવરદા અટપાઈ ગયો. પછી જંગલમાં જાનવરોને પાળતાં ને તેને હળે જોડતાં, ગાડે જોતરતાં, પલાણતાં અને તેના વાળ ઉતારતાં પણ હજારો વરસોનાં વહાણાં વાઈ ગયાં. પણ ઇસુ પછીના ઓગણીસમા શતકે તો કંઈ દોટ દીધી છે દોટ !

૧૭૬૭ માં હારગ્રીવે ચરખો શોધ્યો ને ૧૭૮૫ માં વોટસે વરાળ-યંત્ર શોધ્યું, પછી તો પાણીપર સ્ટીમર દોડી, જમીનપર આગગાડી ઊપડી, વીજળીનાં દોરડાંપર સંદેશા દોડયા, ટેલિફોન પર માણસ વાત બોલ્યો ને ફોનોગ્રાફે સાંભળ્યું ને પાછું ગાઈ બતાવ્યું. વીજળીની રોશનીએ દુનિયાપર દિવાળી સળગાવી અને કલકત્તાના જગદીશે વાયરલેસને પુરવાર કરીને ગજબ કરી નાખ્યો. એ બધું ઓગણીસમા જ સૈકામાં.

એક રાતમાં તો યુરોપની ધરતીપર સંચા ફરતા થઈ ગયા, કારખાનાં ઊભાં થઈ ગયાં, નગરો જામી પડયાં. માલિકોની વચમાં દુનિયાનો તમામ બજારોમાં ઊભરાતો હતો, છલકાતો હતો, ઘોડાપૂરમાં ધસમસતો ધસતો હતો.

ત્યારે આનંદમાં ઊભરાઈ ગયા વિના અને શોકમાં ગરકી ગયા વિના એ બધાં ઘોડાપૂરને તળીયે જોઈને બોલતા હોય તેવા ચાર જણ બોલતા હતા.

કે આ બધી આબાદીના પાયામાં કરોડો શ્રમજીવીઓ ગુલામો થયાં છે, કરોડોનાં ખુન ટપકે છે ને કરોડોનાં હાડપિંજર......" બસ બસ, શાન્તં પાપં......" શાણાઓ ને સંતો શ્રીમંતશાહીના શપથ આપીને બસ બોલતા હતા.

પણ પેલામાં એક સાયમન હતો, બીજો ફોરિયર ત્રીજો પ્રુધોં, અને ચોથો ઓવેન નામનો અંગ્રેજ હતા.

એ ચારે જણે બુદ્ધિના નામથી, ન્યાયના નામથી અને માણસાઈના નામથી સંચાવાળી સુધરેલી દુનિયાને તળિયામાં—પાયામાં થતા સંહારને રોકવા અરજ ગુજારી. પણ યુરોપના બધા દેશોની મૂડીવાદી ક્રાન્તિઓનું તો એ જ'—બુદ્ધિ જ—સૂત્ર હતું. રૂસોએ 'સોશિયલ કોન્ટ્રેક્ટ' લખ્યા પછી ફ્રેંચ ક્રાન્તિએ બુદ્ધિમાન સરકાર રચવાની જ ઘોષણા કરી જોઈ હતી તો પછી નવી કઈ પ્રજ્ઞા પાયામાંના સંહારપર આવરણી ફેરવી શકવાની હતી ?

અને ન્યાયની બૂમ માલિકો સિવાય બીજા કોણે વધારે મોટેથી પાડી હતી ? યુરોપની બધી સરકારોએ કાયદા આગળ માણસમાત્રને સમાન કહીને ન્યાયને સ્વર્ગની નિસરણીપર નહોતો ચઢાવ્યો શું ? તો પછી એ ચારે ચતુરનરો ન્યાયને ક્યાંથી નવો કરવાના હતા ?

અને માણસાઈનો દુકાળ ક્યારેય ક્યાં પડ્યો હતો ? દીનદયા ક્યાં ઓછી હતી ? સંતોની ક્યાં ખોટ હતી ? ધરમશાળાઓ તો બંધાયે જ જતી હતી. ને ગરીબો જાણે, જો તેઓ નીતિમાન અને, ખોટા ખર્ચો કમી કરે, રહેણીકરણી સુધારે, તો સ્વર્ગ ક્યાં એકલા શ્રીમંતોને જ માટે છે ? મરી ગયા પછી મેઘ ધનુષ પર બેસીને......

પણ પણ......ચારે ચતુરો સમાજવાદની વાત કરતા હતા, " જ્યાં સમાજ માલિક હોય, સામાજિક શ્રમ હોય, સામાજિક જીવન-વ્યવહાર હોય......"

"......અને જ્યાં, જ્યાં......,"પછી એ આદર્શવાદીઓ નાજુક હૃદયથી અને સુકોમળ વિવેકથી સમાજવાદના તરંગો રચતા અને એ તરંગો પૃથ્વીપર ઊતરી જશે એવી પવિત્ર આશા સેવતા, ને મૂડીવાદે માંડેલા માનવસંહારને ધિક્કારતા હતા.

"માલિકોનો એક દિવસ હૃદયપલટો થઈ જશે, જાલિમોનો વર્ગ એક દિવસે વાલીઓ બની જશે......!" એક જુવાન એ તરંગીઓ પર હસતો દુનિયાના પાયામાં ચાલતી ઇતિહાસની પ્રક્રિયાને ત્યારે વાંચતો કહેતો હતો,

"કે એ ઇતિહાસીપ્રથા, મૂડીવાદનો નાશ કરી સમાજવાદની રચના કરશે અને એ રચનાનું જંગી આયુધ 'પ્રોલેટારિયટ' હશે." એ નવી વાત બોલવાની હિંમત કરનાર દક્ષિણપૂર્વ જર્મનીમાં ટ્રીત્રીસમાં એ ૧૮૧૮ના મેના પાંચમા દિવસે એક યહુદી માતપિતાને ત્યાં જન્મ્યો હતો. એ નવી વાતને સાંભળતો "પ્રોલેટારિયટ" નવા પ્રાણની ધમણ બનતો હતો.

અને યુરોપનો ધૂંધવાતો મૂડીવાદ ઊનો નિશ્વાસ મૂકતો હતો. એ નવી વાતને પેલો જુવાન "દાસ-કેપીટલ" નામના ગ્રંથોમાં ગૂંથતો હતો.

અને ત્યારે પોતાને જ સાંપડેલા છતાં એ જુવાનને નહિ સમજતી એવી એક ડચ સ્રી ભાંગીતૂટી જરમન ભાષામાં માથું ધુણાવતી હતી, "પણ કાર્લ, કાર્લ! મૂડી (કેપીટલ) વિષે આટલા ઢગલા લખવાને બદલે મૂડીનો એક જ ઢગલો કમાવા તેં લોહીનું પાણી કર્યું હોત તો ભૂંડા......!"

"તો લોહીનું પાણી જ થાત." જુવાન હસતો હતો.

"અને આમ?" સ્રી ચિઢાતી હતી.

"આમ તો પ્રોલેટારિયટનાં બધાં ખૂનનાં ખમીરની વરાળો થશે ને એક મોટી વરાળ મૂડીવાદી જગતના પાયા હચમચાવી નાખશે."

" પ્રોલેટારિયટ ! " બાઇ જોઇ રહેતી હતી.

" રોમન માલિકની તુમાખીએ ગુલામ કામદાર અને કિસાનને " પ્રોલેટારિયટ " કહીને ધિક્કાર્યો હતો. "

જુવાન સમજાવતો હતો.

× × ×

પછી યુરોપપર ઇસુનું ૧૮૪૮મું વરસ બેસતું હતું. યુરોપપર ધૂમકેતુ બનેલા કાર્લ માર્ક્સના જન્મને ત્રીસમું વરસ બેસતું હતું.

માર્ક્સના ત્રીસમા વરસનું યુરોપ એના શરીરપર યંત્રોની જમાવટ જોરશોરથી કરી રહ્યું હતું. દરિયાની અંગ્રેજી રાણીનાં યંત્રો દૂરદૂરની દુનિયા જીતવા રવાના થયાં હતાં. યુરોપની દૂરદૂરની જગાઓના અંતરાયને ઝડપથી પથરાતી આગગાડીઓનાં એંજિન ભૂસી રહ્યા હતાં. મિલોએ, ખાણોએ કારખાનાંઓએ યુરોપના દિલપર માલના અને ભૂખથી સળગતા કામદારોના ગંજ ખડકવા માંડયા હતા.

પ્રજાસત્તાકવાદી યુરોપના સુરક્ષોધરો ચમકી ઊઠયા. રાજાની સત્તા ગયા પછી પાછળથી ઊભી થતી જનતા એમને પણ સત્તાની ખુરશીમાંથી ખસેડવા માગતી હતી તે વાત ભદ્ર સમાજને સમજાઈ ગઇ.

પેરીસમાં કામદારો અને શ્રીમંતો વચ્ચે લડાઇ શરૂ થઇ ગઈ. ત્રણ દિવસ સુધી બન્ને પક્ષોએ સામસામી તાકાત અજમાવી. રોમમાં, વેનીસમાં, હંગેરીમાં અને ઓસ્ટ્રિયામાં પણ લોહી રેડાયાં. છેવટે ૧૮૪૯ ના સપ્ટેમ્બરના ૨૬મા દિવસે સામાજિક ક્રાન્તિનો છેલ્લો મોરચો પણ તૂટી પડયો.

ત્યારે લંડનના બજારમાં ધરતીપર જીવતા કેમ રહેવું તે મૂંઝવણમાં કાર્લ માર્ક્સ રખડતો હતો તથા જો શકય હોય તો

જીવતા રહેવા ખાતર બાપા સાથે સલાહ કરવી એમ એન્જેલ્સ વિચારતો હતો. અને છેવટે ૧૮૫૦ ના સપ્ટેંબરમાં કોમ્યુનીસ્ટ લીગની મધ્યસ્થ કારોબારી પણ વિખરાઈ જતી હતી.

× × ×

ત્યાર પછી લંડનના એક નાના ઓરડામાં બેસીને "જેની" એક મિત્રને કાગળ લખતી હતી:

"અમારી ખૂબ જ કપરી દશામાં હું તમને આ પત્ર લખું છું. મારા પતિએ એના છાપાના માન ખાતર હતું તે બધું ખરચી નાખ્યું છે. કોલોનમાં બધી મિલકત પતાવી દીધા પછી પણ ગ્રાહકોની બાકી પાછી આપવા ઉછીનાં નાણાં લેવા સુધીની સજ્જનતા બતાવીને અમે બધાં નાહી નાખ્યાં છીએ. આજે અમારી પાસે કશું જ બાકી રહ્યું નથી. મેં ફ્રેંક ફોર્ટમાં મારી ચાંદીની રકાબી વેચીને ખાવાનું ખરીદ્યું ને કોલોનમાં અમે અમારું ફરનીચર વેચી માર્યું.

"આજે અમારા પર પ્રતિક્રાન્તિનો પડછાયો ફરી વળ્યો છે. હું કાર્લ સાથે મારાં ત્રણ બાળકોને લઈને પેરીસ ગઈ હતી. પણ અમે પહોચ્યાં ત્યાં તો પાછાં ભાગ્યાં અને પાછાં દરિયો ડહોળીને લંડન પહોંચ્યાં ત્યાં મારું ચોથું બાળક હજુ હમણાં જ જન્મ્યું છે. અમે બે, ત્રણ બાળકો અને પાછું ચોથું જન્મી ચૂક્યું છે. આ મુશ્કેલીના વખતમાં તમે એ બધાનો અર્થ સમજી શકશો અને તાકીદે મદદ મોકલશો."

જેનીએ કાગળ લખીને બંધ કર્યો પણ......એ પલળેલો પાંપણોથી મહાન કાર્લ માર્ક્સ સામે જોઈ રહી. કાગળ પર ચોઢવાની ટિકિટ હતી નહિ.

"હું જાઉં છું, જાઉં છું." બોલતી જેની ઊભી થઈ.

"પણ ક્યાં? ટિકિટ વિના?" કાર્લ જોઈ રહ્યો.

"ટિકિટ છે......ત્યાં—પોસ્ટ ઑફિસમાં."

"પણ પોસ્ટ ઑફિસમાં મારે નામે કોઈ ધીરવાનું નથી." કાર્લ જોઈ રહ્યો.

અને જેની ચાલી ગઈ.

"પાછું કંઈ વેચવા કાઢ્યું હશે" બોલતો માર્ક્સ ચોથા જન્મેલા બાળકનું પારણું ઝુલાવી રહ્યો.

"ભુખાળવો આવ્યો છે." બોલતી પાછી આવેલી જેની પારણામાંથી રડતા બાળકને ધવડાવતી ઊભી હતી.

"ના, તારા સ્તનમાં દૂધ ક્યાંથી થાય તે ?" માર્ક્સ ભયંકર હસ્યો અને જેની સ્તનમાં થતી પીડાથી બેસી ગઈ, "મને એણે ચૂસી નાખી છે તોય છૂટતો નથી."

"પણ પણ......" કાર્લ માર્ક્સે એના બાળકના ધાવતા હોઠ પર હાથ ફેરવ્યો.

અને બારણા પર જોરથી ટકોરા પડ્યા. બન્ને ચૂપચાપ સાંભળી રહ્યાં. જેનીએ બીધેલી નજરે પૂછ્યું "એન્જેલ્સના કંઈ સમાચાર છે ?"

"અને આ તો આવી પહોંચ્યો પાછો......"

"ભલે" કાર્લ જોઈ રહ્યો, અને બારણું ખોલવા ઊઠ્યો.

અને બે જણ અંદર આવ્યા. બીજાં બે બાળક અવાજથી જાગી ઊઠ્યાં.

"પૈસા આપો, નહિ તો........" ઉઘરાણી કડક થઈ.

"નહિ તો થવા દો." કાર્લ માર્ક્સ જોરથી હસ્યો.

પથારીઓ, કપડાં, પારણું અને બાળકોનાં રમકડાં પણ જપ્ત થયાં. પોતાનાં બાબાપાની હાજરીમાં પોતાનાં રમકડાં જતાં જોતી એક નાની છોકરી રડી ઊઠી.

બીજે દિવસે સવારમાં કાર્લ માકર્સ એના સંસાર સાથે ઘર ખાલી કરતો હતો. ઠંડો પવન રઝળતાંના શરીર પર ઘસાતો હતો અને વરસાદ ટપકતો હતો.

"અમને ભાડે રાખશો ?"

"કેટલાંક છો ?"

"અમે બે અને ચાર બાળક."

"તમે બે અને ચાર બાળક!" ઘરવાળાંઓ છાસિયું કરતાં કમાડ અડકાવતાં હતાં.

કાર્લમાકર્સની ઘરવખરી વેચાઇ ગયા પછી વાસ શોધતા એના રસાલાને જોવા રસ્તે ચાલતાં લોક ટોળે વળતાં હતાં અને એ એની જેની અને ચાર બાળક સાથે એક જરમન હોટેલ પર પહોંચતો હતો.

"એક અઠવાડિયાના પાંચ પૌંડના ભાડામાં બે નાના ઓરડા."

"બસ થઇ જશે" બોલતા કાર્લે એના કુટુંબ સાથે લીસેસ્ટર સ્કવેરની લીસેસ્ટર મહોલ્લામાં એક જરમન હોટેલમાં વિસામાનો લાંબો શ્વાસ ખેંચ્યો.

પાછી હોટેલમાં બેસીને જેની પેલા મિત્રને જલદી મદદ કરવા બીજો કાગળ લખતી હતી:

"પણ તેથી તમારે એમ માનવાની જરૂર નથી કે આ સંકટથી અમે સાવ લેવાઇ ગયાં છીએ. જે જીવનકલહની મારા મહાન પતિએ પારખ કરી છે તે કલહમાં અમે પણ કેમ ન હોઇએ! જ્યાં સુધી કાર્લ મારી સાથે છે, ત્યાં સુધી મને શોક નથી પણ...કેવળ કાર્લનું દુઃખ દેખીને દાઝનારાં કેટલાંય બધાંને ક્રાન્તિ ભરખી ગઇ છે.

"એ તો આજની દશાથી મને જ દુઃખ થાય છે, પણ ઇતિહાસની પ્રક્રિયાપર મીટ માંડનાર એમને આવતી કાલ ઘણી સારી દેખાય છે. એટલે એ તો આનંદી છે, અને મારી આસપાસ વીંટળાઇ રહેલી મારી બાળકીઓ સાથે રમે છે."

"જેની, જેની! એન્જેલ્સે મોકલવા લખ્યું છે તે પાંચ પૌંડ આવતી કાલની ટપાલમાં જ આવી લાગશે. એમ મને ખરેખર લાગે છે.........તને શું લાગે છે?

"હું કંઈ નાની ચેલકી નથી." જેની જોઈ રહી.

"કેમ કેમ?"

"તે બનાવવા આવ્યા છો! એમ કહો ને કે તમારે મારી પાસે છે, તે એક પૌંડ પણ લઈ લેવો છે!"

"મારે? મારે પૌંડનું શું કામ છે? પણ જો ને, લીબનેટ— જરમનીનો મહાન ક્રાન્તિકાર.........એ મારો એકલાનો જ મિત્ર ઓછો છે? તારો પણ મિત્ર છે, અને એ આપણી રકઝક સાંભળી જાય તો......એને......એ આપણો મહેમાન એટલે થયું કે એને આજે પેટ ભરીને બ્રાન્ડી પાઇએ, પછી જોયું જશે."

"પેટ ભરીને ન પવાય.........." જેની હસી.

"ના, ના એક પૌંડની આવે તેટલી જ."

"ને તમે પણ પીજો."

"તું મારા મનનું જાણી ગઇ.........મહેમાન એકલો કંઈ પીએ, અને તું પણ......"

"ઠીક ઠીક," બોલતી જેનીએ અંદરથી લઈ આવીને માર્ક્સના હાથમાં સિક્કો મૂક્યો.

અને ખાણું પીણું પરવારીને, જેનીના ઊંઘી ગયા પછી માર્ક્સ અને લીબનેટ મોડી રાત સુધી વાતો કરતા બેઠા હતા. ડીન રસ્તા પરના વીજળીના થાંભલા આખા રસ્તા પર પથરાયલી રોશનીમાં પડછાયા પાડતા હતા. એમાંના એક પડછાયા પર માર્ક્સની નજર ઠરી રહી.

"શું વિચારો છો ?" લીબનેટ જોઈ રહ્યો.

"હસવા જેવું." માર્ક્સ પીણાના કેફમાં જેની ન જાગી જાય તેમ હસ્યો. "મારે પેલો વીજળીનો દીવો ફોડી નાખવો છે."

"કેમ ?"

"એ મૂડીવાદી રોશની જુઠ્ઠી છે......વર્ગીય છે, એના ગયા પછીના અંધારા પછી જ સાચી રોશની આવશે."

અને લીબનેટ હસ્યો.

"તો ચાલ ઊઠ." માર્ક્સ ઊભો થઈ ગયો.

"પણ આટલી રાતે......?"

"ડીન રસ્તાપર લટાર મારીએ"

અને દુનિયાના બન્ને મહાન ક્રાન્તિકારો રસ્તાપર ફરતા હતા.

ફરતાં ફરતાં માર્ક્સના હાથમાંનો પથ્થર નિશાન તાકીને છૂટ્યો. પાછલી રાતની શાંતિને તોડતો વીજળીનો દીવો તૂટી ગયો. અને રાતના ફરતો ચોકીદાર આવી પહોંચે તે પહેલાં બન્ને ઘર તરફ નાસતા હતા અને ઉતાવળા અંદર પેસીને ચુપચાપ સૂઈ જતા હતા.

અને બીજે દિવસે એન્જેલ્સનો તાર આવ્યો હતો. "મારા બાપા મરણ પામ્યા છે. તમારું 'પોલીટીકલ ઈકોનોમી' બહાર પડી

ચૂક્યું હશે." એમ કરતાં ૧૮૬૦ની સાલ આવી પહોંચી. માર્ક્સે એંજેલ્સને સમાચાર આપ્યા,

"હવે મારું કાળજાું કામ નથી આપતું અને ખોરાક પચતો નથી, છતાં તું જલ્દી નહિ મોકલે, તો મારે ખૂબ સોંઘી સિગાર ફૂંકવી પડશે."

અને ૧૮૬૭ની સાલ આવી. કેપીટલનો પહેલો ગ્રંથ પ્રગટ થયો અને કાર્લ માર્ક્સની ઓળખ આખી દુનિયાને થઈ ગઈ. જગતના જાલિમો એના નામથી કંપી ઊઠયા. લંડનના એક ખૂણામાં ગુફા જેવા ઘરમાં બેઠો બેઠો જગતક્રાન્તિની જાળ ગૂંથતો કરોળિયો સૌને દેખાઇ ગયો.

અને એણે અંજેલ્સને લખ્યું, "પાછી ક્રાન્તિ સંગઠન કરવા માંડી છે, હિલચાલે પહેલો કદમ માંડી દીધો છે.

ક્રાન્તિના આંતર રાષ્ટ્રિય સંગઠનની પરિષદ ૧૮૬૮માં બ્રુસેલ્સમાં મળી. ૧૮૬૯માં બેસલેમાં પરિષદ મળી. પ્રુધોંનો તરંગી સમાજવાદ ૫૪ વિરુદ્ધ મતે ફેંકી દેવાયો. આંતર રાષ્ટ્રિયના લાખો સભાસદો નોંધાઈ ગયા.

પણ પ્રુધોં પાછળ બાકુનીન નામના અંધેરવાદી રશિયને માર્ક્સ સામે લડાઈ જાહેર કરી. જબરજસ્ત શક્તિનો ઘડાયો હોય તેવો તાકાત અને હિંમતથી ઊભરાતો વાચાળ બાકુનીન બોલતો હતો, "પ્રુધોં જ સૌ સમાજવાદનો વડો ગુરુ છે."

માર્ક્સ અને એંજેલ્સે બાકુનીનને જવાબ આપ્યો કે અંધેર-વાદ, ક્રાન્તિની સેના નહિ સર્જી શકે, ચોરો અને ગુંડાઓને જ ઊભા કરી શકશે.

પણ બાકુનીન સૌથી મોટો અવાજ કાઢીને બોલતો હતો, અને એના આલ્બર્ટ રીચાર્ડ નામના એક ફ્રેંચ સાથીદારને લખતો હતો,

"ધર્મના શહીદોને કઈ શક્તિ અસાધારણ બનાવતી હતી ? હું તેનું નામ બોલીને કહું ? એ શક્તિ અને સામર્થ્ય ખાનગી અને અંગત ઈચ્છાઓના પણ એકધારા પૂર્ણ નાશમાં હતું, હું મરી જઈશ અને મને જંતુઓ ખાઈ જશે પણ તે પહેલાં આપણા ખ્યાલનો વિજય થવો જ જોઈએ. એ ખ્યાલને ખાતર હું મારું નામ અને વ્યક્તિત્વ ભૂંસી નાખવા તૈયાર છું."

પણ ૧૮૭૦ ના જુલાઈમાં ફ્રાંસ અને પ્રશિયા વચ્ચે લડાઈ સળગી ઊઠી. ફ્રાન્સની હાર થઈ, પેરિસને ઘેરો ઘાલવામાં આવ્યો, શહેનશાહને ગાદી પરથી ઉઠાડી મૂકવામાં આવ્યો, પ્રજા સત્તાકની જાહેરાત કરી ફ્રાન્સના માલીકોએ લગામ હાથ કરી. ૧૮૭૧માં ફ્રાન્સે લડાઈ બંધ કરી અને હારેલી સલાહ કરી.

ફ્રાન્સનો ક્રાન્ત કુકડો ફરીવાર રાતી ઉષા બોલી-ઊઠયો, સરકારના વડા થીર્સે પેરિસના બળવાખોર તોપચીઓ સામે લશ્કરની ટુકડીઓ ગોઠવી. સિપાઈઓએ તોપચીઓ સાથે મળી જઈ સરકાર સામે બંદૂક ધરી.

સરકાર ભાગી ગઈ અને જગતની ક્રાન્તિના ઇતિહાસમાં પેરિસ કોમ્યુનની વાતનો ઉલ્લેખ રોમાંચક લખાયો.

આંતર રાષ્ટ્રિય સામ્યવાદી સંઘે પેરિસ કોમ્યુનની દોરવણી કરી, પણ ભયાનક સંહાર અને કત્લેઆમ પછી કોમ્યુન પડયું. ફ્રાન્સમાં આંતર રાષ્ટ્રિયનું પણ તે સાથે જ પતન થયું.

પછી ૧૮૭૨ માં હેગ મુકામે આંતરરાષ્ટ્રિય પરિષદ મળી. માર્કસ અને એંજેલ્સ હાજર હતા. તેમનો વિરોધ કરવા બાકુનીનનો મોકલેલો ગીલામ પણ હાજર હતો.

માર્કસ અને એંજેલ્સનો વિજય થયો. પરિષદે બાકુનીન અને ગીલામને બરતરફ કર્યાં.

૧૮૭૩ માં બાકુનીનના અંધેરવાદીઓ સ્પેઇનની ઊંધી દોર-વણીમાં ખલાસ થયા અને ૧૮૭૬માં ફિલાડેલ્ફિયામાં પાછી આંતરરાષ્ટ્રિય મળી.

પણ માર્ક્સનું શરીર હવે તૂટવું હતું. અને તોપણ એ અમેરિકન અને રશિયન ભાષા હજુ હમણાં જ શીખી ગયો હતો. ભૂસ્તર-શાસ્ત્રમાં એણે શોધ શરૂ કરી હતી, શરીર વિજ્ઞાનમાં પણ એ ઊંડો ઊતર્યો હતો. સ્ટોક એક્સચેઇન્જ અને બેંકીંગ પર લખવાનું પૂરું કરીને એ ગણિતશાસ્ત્રને ઉકેલતો હતો. પણ એના કાળની ગણતરીનો છેલ્લો આંક હવે શરૂ થઈ ગયો હતો.

એના વિશાળ ટેબલ પર અને કબાટોમાં લખાણના ઢગલા ખડકાયલા હતા. સતત માંદગીમાં ઝાંખી થતી નજરને તાણીતાણીને એના જિગર પર ચોંટી ગયેલા પેરિસ કોમ્યુનના પાઠનાં પારાયણ કર્યે જતો હતો. ત્યારે ૧૮૮૧ની સાલમાં એની જેની મરતી હતી. ૧૮૮૩ ની સાલમાં એના એકલાની સંભાળ લેતી એની મોટી દીકરી પણ પરવારી ગઈ. અને એના લખાણોના ઢગલામાંથી માથું ઊંચકતો એ જંપવા માગતા જીવનને પકડી રાખતો વિચારતો હતો, "બસ, કેપીટલનો અધૂરો ગ્રંથ પૂરો કરી નાખું પછી......" ત્યારે ૧૮૮૩ નો માર્ચ મહિનો શરૂ થતો હતો.

અને એણે કલમ પકડી. ૧૩મી માર્ચની આગલી રાતે એની કલમ એના હાથમાંથી પ્રેમના ગુસ્સાએ ઝૂંટવી લીધી. "એકદમ આવો, એકદમ આવી પહોંચો" ડોકટર અને એના જીગરજાન એંજેલ્સ પર સંદેશાઓ ઉતાવળા થયા.

એંજેલ્સે ઉંબરા પરથી ચીસ પાડી, "ક્યાં છે, ક્યાં છે?"

"ત્યાં......ત્યાં જ એની મેજ સામેની આરામ ખુરશીમાં... અભ્યાસગૃહ છોડે છે ક્યાં તે!" કાર્લમાર્ક્સના કુટુંબમાં બાકી રહેલી નોકર બાઇ લીના રડી પડી.

અને એંજેલ્સે સીડી પર દોટ દીધી, અને બારણા વચ્ચેથી ઊડી જતી બૂમ પાડી, "લીના, લીના!"

લીના પણ ઉંબરા પર આવી ઊભી ને ઠરી ગઈ.

"આરામ ખુરશીમાં ઊંઘે છે!" અંજેલ્સ બીધેલો બોલ્યો.

લીનાએ જોરથી માથું હલાવ્યું, અને ચોટતી જીભે ઉમેર્યું, "ના, ના" અને એનો અવાજ રડી પડ્યો, "ઊંઘે છે, પણ ઊઠશે નહિ."

અને હજારો વરસનાં ક્રાન્ત પરિબળોએ પોતાના પરિપાકમાં પકવેલો પુરુષ માર્ચના ચૌદમા દિવસે અવસાન પામ્યો, ત્યારે કાળનો કાંટો ત્રણ વાગતો હતો.

અને આધિભૌતિક વિવર્તન વાદના પ્રણેતાની એકલી કબર પર એક અજાણ્યો શિલ્પી અક્ષરો ઠોકતો હતો.

જેનીફોન—વેસ્ટફેલન.

કાર્લ માર્ક્સની પ્રિય પત્ની.

જન્મ, ૧૨ ફેબ્રુઆરી ૧૮૧૪; મરણ, ૨ ડિસેંબર ૧૮૮૧

અને

કાર્લ માર્ક્સ

જન્મ, ૫ મે ૧૮૧૮; મરણ, ૧૪ માર્ચ ૧૮૮૩

જેણે વર્ગવિગ્રહનો સિદ્ધાંત શોધી સમાજવાદને વૈજ્ઞાનિક બનાવ્યો.

☆

## ૮ : પણ મેનો પહેલો દિવસ માનવજાતની બાંધવતાનો ઊગ્યો.

અને અમેરિકાપર ઉદ્યોગવાદ દોડતો થયો. અમેરિકાના ડોલર-રાજાઓએ અમેરિકાની ધરતી પર મૂડીવાદનાં કમઠાણ પૂરજોશમાં દોડતાં કર્યાં હતાં.

ઉદ્યોગનાં કમિશન નિમાયાં. યોજનાઓ ઘડાઇ અને ઘડતર શરૂ થયાં હતાં.

૧૮૬૦માં આંતરવિગ્રહ વખતે અમરિકી ધરતીપર ત્રીસહજાર માઇલપર આગગાડી દોડતી હતી. ૧૮૮૦માં નેવુ હજાર માઇલપર રેલવે પાટાઓ પથરાઈ ગયા. અને ૧૯૪૦માં બે લાખ અને સાઠ હજાર માઇલ પર રેલવેઓ નંખાઇ જવાની હતી. એ અંતર આખી પૃથ્વીની આસપાસ જતી આવતી જુદી સડકોને પાંચ ગણી કરીએ તો જેટલું અંતર થાય તેટલી રેલવે સડકો અમરિકી યાંકો અમરિકી ધરતી પર ઠોકી દેવાનો હતો.

અને મૂડીવાદનો વરાળિયો રથ વીજળવેગ ધરીને દોડતો થયો હતો.

કાંસા વિભાગની મેરી ઇલીઝાબેથ ૧૮૯૦માં રાજસભામાં આવું બોલતી હતી કે,

"અમેરિકાના પાટનગરની વોલસ્ટ્રીટના મૂડીવાદીઓ આજે આખાય દેશના માલિક છે. હવે લોકોની સરકાર રહી નથી પણ વોલસ્ટ્રીટની, વોલસ્ટ્રીટ માટેની જ સરકાર બની છે. મૂડીવાદી ઈજારો આખા દેશનો ડોલર રાજા છે અને અમરીકાનાં તમામ લોકો ગુલામો બની ગયાં છે. અને સામાન્ય લોકજનતાને હાથેપગે બાંધીને મૂડીવાદે જનતા માટે બનાવેલા આખા દેશ જેવા કારાગારમાં જકડવામાં આવી છે. અમરિકી લોક પર કાળોતરા કાળાબજારિયાઓની ડાકાયતી માઝા મૂકવા માંડી છે તથા પાછી હટતી જતી અમરિકી જનતાની પીઠ પાછળ દીવાલ ખડકાઈ ગઇ છે. "ડોલરના સોનેરી સિક્કાઓ ચાટતા નાણાંના શિકારી ખૂની કુત્તાઓ સાવધાન" અને કુત્તાઓ સાવધાન થયા! હા, પણ અમરિકી જનતાની ખાનાખરાબી કરીને જગતભરની લોકજનતાને પણ ભરખી જવાનાં નિશાન માંડવા માટે જ. અને અમરિકી ધરતી પર કાર્નેગીઓ, રોકફેલરો અને ફોર્ડોની ડોલર સરકારે મહામારીના ડંકાઓ વગાડવા માંડ્યા.

અને પછી મૂડીદારો અને મજૂરો વચ્ચેની લડાઈ શરૂ થઈ. ઉદ્યોગવાદે મજૂરોને કારખાનામાં મજૂરી શોધતા જમા કર્યા હતા. કારખાનામાં રોજની મજૂરીએ જમા થતાં મજૂરો કોલસો, કપાસ કે યંત્રો નહોતા, પણ માલિકોને મન તે માલ બનાવવાનાં અને નફા લૂંટવાનાં સાધનો જ હતાં અને બીજાં સાધનો કરતાં વધારે સોંઘાં હતાં તથા કોઇપણ યંત્રો કરતાં માલિકો તેમને ઓછી માવજત આપતા. માતેલા માલિકો સામે લડવા માટે એમની મજૂરોની સંખ્યા વિના બીજું કંઇ પણ એમની પાસે હતું નહિ અને એ બધા મંડળો ન બાંધે ત્યાં સુધી સંખ્યા એકલી કંઇ જ કરી શકે નહિ.

એટલે ધીમે ધીમે મજૂરોએ પોતાનાં મંડળો બાંધવા માંડ્યાં. ૧૮૨૭માં ફીલાડેલ્ફિયાનાં મજૂરોએ પોતાનાં મંડળોને એક બનાવ્યાં

અને પછી મજૂરમંડળો પથરાતાં ચાલ્યાં, અને તેમણે નાનાં બાળકો પાસે મજૂરી ન લેવા માટેની, જાહેર અમલદારોની સીધી ચૂંટણી કરવા માટેની, દેવા માટે કેદની શિક્ષા નાબૂદ કરવાની, દશ કલાકના દિવસની શરૂઆતની માગણીઓ રજૂ કરી. પછી ૧૮૫૭ની સાલની કટોકટી આવી. જમીનદારો અને મૂડીવાદીઓનો આંતરવિગ્રહ આવ્યો અને ગયો. ગુલામી નાબૂદ થઈ અને મજૂરો વધારે હક્કો મેળવશે એમ લાગતું હતું, પણ મૂડીવાદીઓ તેમને મારી હટાવવાની તૈયારીઓ ક્યારનાય કરતા હતા. અને મજૂરોમાં પણ પોતાની ફાચર મારે તેવા વર્ગમેળિયા દલાલો મોકલીને મજુરોના બળને અંદરથી ગરદન મારવાની અને મજૂરોની એકતાને અંદરથી તોડીને બહારથી દમનો કરવાની તરકીબો રચતા હતા.

કોલંબસની નવી દુનિયાપર સંગઠિત બનતો મજદૂર માગ ઉઠાવતો હતો, " આઠ કલાકનો દિવસ બનાવો. "

" આઠ કલાકનો દિવસ ! " અમરિકી માલિક મોં મરડીને છીંક ખાતો હતો. અમરિકી માલિકોની વડી અદાલત ન્યાયના ચાકડાપર ચુકાદો ઘડતી હતી. " મજૂરીનો બાર ને ચૌદ કલાકનો દિવસ ટૂંકાવી નાખવા એ તો મજૂરની સ્વતંત્ર ઇચ્છા પર તરાપ મારવી કહેવાય......માલિકો ને મજૂરો સ્વતંત્ર રીતે ફાવે તેટલા કલાકના દિવસનો કરાર કરી શકે છે. "

પણ માલિકીની શયતાનિયત સામે મજદૂરની માગ ફિટકાર હસતી વધારે મોટો અવાજ કરતી હતી, "આઠ કલાકનો દિવસ બનાવો."

અને એ માગપર મજૂરનાં સરઘસો નીકળતાં હતાં, સભાઓ ભરાતી હતી, ઠરાવો ઘડાતા હતા. અને ૧૮૮૬ના મેનો પહેલો દિવસ શ્રમમાનવોની એ ન્યયી માગણીના નામમાં અમેરિકાભરમાં જંગી હડતાલો પુકારતો હતો.

એવા ત્રણ દિવસ વહી ગયા. ત્રણ દિવસમાં અમેરિકાભરમાં હડતાલિયાં કામદારો પર પોલીસોનાં દમન દોડયાં. ત્રણ દિવસમાં હડતાલી કામદારોનાં શરીરો વિંધાયાં. પણ ત્રણ દિવસમાં અમરિકી કામદારે જનતા જોગ અલખ જગવી મૂકી " આઠ કલાકનો દિવસ આપો "

અને ૧૮૮૬ના મેના ચોથા દિવસની રાત અંધારી ઊગી હતી. અમરિકી માલિકોના પાટનગર ચીકાગોપર હે-મારકેટ ચોગાનમાં ચીકાગોના કામદારો પહેલા ત્રણ દિવસમાં રેડાયેલાં કામદારલોહીને બિરદાવવા અને માલિકોનાં દમનને ફિટકારવા પંદરસો જેટલી સંખ્યામાં વરસતા વરસાદમાં જમા થયાં હતાં.

એ સભાનું અવલોકન કરવા મેયર કાર્ટર જાતે હાજર હતા. આલબર્ટ પારસન્સ વરસતા વરસાદમાં બોલતો હતો. પંદરસોની જમાવટ એક આદમીની જેમ અવાક બનીને સાંભળી રહી હતી.

ડેસપ્લીન રસ્તાના પોલીસ સ્ટેશન પર પોલીસવડા કેપ્ટન જોન બોનફીલ્ડને મેયર કાર્ટર પોતે સમાચાર આપતા હતા :

" સભા શાંત રીતે ચાલે છે...કોઈ જાતનું ધાંધલ નથી. "

" કોઈ જાતનું ધાંધલ નથી......કેમ નથી ? " બોલતો પોલીસ-વડો નક્કી કર્યા પ્રમાણે એકસો પચીસ બંદુકિયાઓને લઈને તાબડ-તોબ નીકળતો હતો અને મેયર મહાશય નક્કી કર્યા પ્રમાણે ઘર તરફ વળતા હતા.

ત્યારે આલ્બર્ટ પારસન્સ બોલી રહ્યો હતો અને મજદુરોની સભામાં વ્યાસપીઠ બનેલા ગાડા પર સેમ્યુઅલ ફીલ્ડેન ચઢતો હતો.

" વીખરાઈ જાઓ. " પોલીસનો વડો વિકરાળ બનીને ઘુરકી ઊઠયો.

" વીખરાઈ નહિ જવાય " કામદારોમાં કોલાહલ થયો.

અને કામદારો પર ગોળીઓ વછૂટી. હે–મારકેટના ચોગાનમાં લોહી છંટાયું. સાત પોલીસો કામદારોનાં શબો સાથે મરેલા પડ્યા. સેંકડો કામદારોનાં ખૂન રેડીને ચીકાગોની સરકારે જાહેરાત કરી, "કામદારોએ ધાંધલ કર્યું હતું. શાંતિ જાળવવા ગોળીબાર કરવો પડ્યો."

કામદારોએ જાહેર તપાસ માગી.

"એની જાહેર તપાસ હોય નહિ" અમરિકી માલિકોએ મજાક કરી.

અને જવાબમાં ચીકાગો આખા પર કામદારોની ચાલોમાં અને લાલ આગેવાનોનાં રહેઠાણો પર પોલીસની ઝડતીઓ શરૂ થઈ ગઈ. ઝડતીઓમાં ફિતુરી લખાણો ઝડપાયાં, બોંબો શોધાયા, સેંકડો કામદાર આગેવાનોને કારાગારો પાછળ ધકેલી દેવાયા. એક મોટા કાવતરાની સરકારી જાહેરાત થઈ. નવ કામદાર આગેવાનોને કહેવાતા કાવતરા માટે ઝડપી લેવાયા. આલ્બર્ટ પારસન્સ હજુ હાથ લાગ્યો નહોતો.

અને મૂડીવાદનાં છાપાંઓમાં એ ચળવળિયાઓ સામે તંત્રી-લેખો લખાયા. મૂડીવાદનાં પત્રોએ કામદારોને બહેકાવી મૂકનાર એ લાલ લોહીવાળાઓ સામે સખત હાથે કામ લેવાની માગણી કરી.

અને જૂનના ૨૧મા દિવસે મુકદ્દમો મંડાયો. કામદારોનાં ખૂન કરીને અમરિકી સરકારની અદાલતે કામદાર આગેવાનોનો ન્યાય જોખવાની અદાલતમાં ન્યાયાધીશની નેકી પુકારી.

ત્યારે એ અદાલતમાં એક પડછંદ આદમી પેઠો. એની હાજરીમાં અદાલતમાં એક પડછંદ આદમી પેઠો. એની હાજરીમાં અદાલતનાં મૂડીવાદી કરચલાં કુંચવાયાં એની શોધ કરવા ચીકાગોને ખૂંદી વળેલી પોલીસના ખડાપગાઓ ચમકી ઊઠ્યા. એણે અદાલતમાં થંભી

જઇને પડકાર કર્યો, "જેને તમે શોધતા હતા તે હું આલ્બર્ટ પારસન્સ હાજર થયો છું...મારા બિરાદરો સાથે જ મારો પણ ન્યાય જોખો."

અદાલતમાં અમરિકી માલિકોના શામ કાકા જેવો જેવો ધરડો ગેરી વડો ન્યાયાધીશ હતો. એની કબરપંથી જર્જર આંખો સામે આ કામદાર આગેવાનોમાંથી અનેક તોફાનોના આકારો એને ઊડતા દેખાતા હતા. એનું ધરડું માથું 'શાન્તં પાપં' બોલી નાખવાની તાલાવેલીમાં સળવળી ઊઠ્યું હતું. અમરિકી શાહીવાદનો વકીલ ગ્રીનેલ કામદાર આગેવાનોને ફાંસોના માંચડા પર લટકાવી દેવાની વકીલાત તૈયાર કરીને પોતાની અપરાધી જીભના લોચામાંથી બહાર કાઢવા દાંત કકડાવતો હતો.

અમરિકી માલિકોનાં છાપાંઓને એ સાતે નેતાઓ પર ઓતરાતા ફાંસાના દોર અગાઉથી દેખાઈ ગયા હતા અને ફાંસા પર મુસ્તાક ડોલતાં છાપાંઓ છડેચોક ધમકી બોલતાં હતાં કે એ લાલ આગેવાનોનો કાયદેસરનો બચાવ કરવા ખબરદાર જો કોઇ પણ વકીલો આવ્યા છે તો.

અને છતાં વકીલમંડળના ત્રણ વકીલો હિંમતભેર બહાર આવ્યા. વીલીયમ–પી–બ્લેક એમાંનો મુખ્ય હતો. એ ગુલામી પ્રથાનો નાશ કરવાની લડાઇઓમા ગુલામોના માલિકો સામે લડ્યો હતો. આજેય એનું લડાયક ખમીર મૂડીવાદની ધમકીઓને પડકારતું હતું. ઊંચો, ધેરો અને ગંભીર બનીને આજે એ મૂડીવાદી અદાલતને પડકારતો દરેક ડગલે સરકારી વકીલ ગ્રીનેલને પૂછતો હતો, "ફાંસાદોરની વકીલાત કરીને ગવર્નરની પદવી પામવી છે?"

અને મૂડીવાદનો મારો ભોંય ખોતરતો હતો અને મોટી મૂછોમાં અપરાધી રેખાઓ સંતાડતો વામણો દેખાઇ જતો હતો.

વારંવાર અદાલતની હવામાં વીજળી પડતી હોય તેવા શ્વાસ થંભીને સાંભળી રહેતા હતા. વચમાં વચમાં સરકારી વકીલનું શાહી-વાદી જડબું ખૂલતું હતું અને શબ્દછળની છોળો વહાવતું હોય તેમ કહેતું હતું, "સમાજ અને સરકારનો બચાવ કરવા માટે એ બંનેનો નાશ કરવા માગતા આ સાતે અંધેરવાદીઓને......"

જાણે અંધારાની ઘોર ઊઘડતી હતી. અમરિકી માલિકની અદાલતમાં અંધારા ભૂતકાળના ઓળા ઊડતા હતા. જ્યુરી બનેલા પડછાયા સંમત થતા હતા. સાતે કામદાર આગેવાનો પર મોત ઊતરતું હતું. સુપ્રીમ કોર્ટમાં મોકલવામાં આવેલી અપીલની અરજીને વડો ન્યાયાધીશ વાઇટ પાછી ધકેલતો ઉમેરતો હતો, "ન્યાયાધીશ ગેરીએ આપેલા ચુકાદાની ફરી તપાસની જરૂર જણાતી નથી." સાતે જણને નવેંબરના ૧૧મા દિવસે ફાંસા પર લટકાવી દેવાનો ગેરીએ ચુકાદો આપી દીધો હતો. ૧૮૮૭ ની સાલનો એવો ઇતિહાસી અંત અમરિકી માલિક નક્કી કરતો હતો.

આજે નવેંબરનો બીજો દિવસ હતો. સાતે બહાદુરોની જીવનદોરી અગિયારમીના ફાંસીમાચડા પર ખતમ થવાની હતી. ઘડિયાળનો દરેક ધબકારો આ સાત લડવૈયાઓને મોતના માંચડા તરફ ખેંચતો હતો.

આ સાતે નિર્દોષોનો ઘાત અટકાવવા અમેરિકાના મહાનુભાવોની અરજીઓ પેશ થતી હતી. વીલિયમ ડીન અને ઇંગરસોલ એમાં મુખ્ય હતા. અમરિકી માલિકોની માતૃભોમ ઇંગ્લેંડમાંથી વીલીયમ મોરીસ, એની બીસેન્ટ તથા ઓસ્કાર વાઇલ્ડની આગેવાની નીચે માનવભાવ અમરિકી શાહીવાદને ઢંઢોળતા કરગરતા હતા. ઈંગ્લેંડના સોળ હજાર કામદારો એક જ દિવસમાં પોતાની સહીઓ આપીને વિનંતિપત્ર પેશ કરતા હતા. અમેરિકાની તમામ કામદાર સંસ્થાઓ એક જ અવાજે

પૂકાર ઉઠાવતી પોતાના સાત આગેવાનોને પાછા માગતી પુણ્ય-પ્રકોપથી પ્રજળતી હતી.

એટલામાં નવમી નવેંબર આવી પહોંચી. સાતે નરપૂંગવોનાં દર્શન કરવાં અમરિકાની જનતા ઊભરાતી હતી અને કારાગારની દીવાલ પર શાપ વરસાવતી પાછી ફરતી હતી. અમરિકાની શ્રીમંત-શાહીમાંથી કોઈ વાર કોઇ નર કોઈ માદાઓ કોઇ સંગ્રહસ્થાનમાં વિચિત્રતા જોતાં હોય તેમ ડોકાઇ પડતાં હતાં અને આ સાતેની નજર ચૂકવતાં વંકાતી દૃષ્ટિને ડારતાં આવતાં જતાં હતાં. આર્ટ યંગ નામનો એક જુવાન કલાકાર આ સાતે જીવન જોગીઓની ઊપસી છાયાની રેખાઓ દોરતો હતો.

પાર્સન્સ ખુરશીમાં બેઠો હતો. ચીકાગો આવતા પહેલાં વાકો-ટેકસમાં જે છાપાનો એ તંત્રી હતો તે છાપાનાં ઉડતાં પાન પર ગરકાવ બનતો પગ પર પગ ચઢાવીને પોતાના જીવનના દીપકના છેલ્લા અક્ષરોને લખી દેતો હોય તેવો લાગતો હતો. એડોલ્ફ ફીશર તો આરબીટર ઝીટંગ છાપાનો એક કામદાર હતો. જેવો યંત્ર પર બેસતો અને જેવો અદાલતમાં ઊભો હતો તેવો જ અધીરો આજે જાણે એ મરણ પર દેશને ભેટી જવા આતુર દેખાતો હતો. જ્યોર્જ એન્જેલ પોતાની જર્મન ભોમને છેલ્લી સલામી આપતો હોય તેવો ગમગીન ઊભો હતો. માઇકલ શ્વાબ આજસુધી તંત્રી લેખો લખતો હતો. આજે વિલાયેલો પગભર બનેલો એ જાણે કાળની શીશીનો ઉતાવળાં સરતાં રજકણોના અંતિમ લેખ લખતા પહેલાં ઉદાસીન બન્યો હતો. સેમ્યુઅલ ફીલ્ડેન ઈંગ્લેંડથી આવ્યો તેવો જ ભરાવદાર દાઢીવાળો અમરિકી કામદારોની સભાઓ ગજાવતો, ઉત્સાહનાં પૂર જગવતો, જનહિતવાદના હિલોળા પર જ આજ પર્યંત ઊછળવાના સ્વભાવ-વાળો આજે પહેલીવાર અવાક બનીને વિમાસતો હતો. ઓગસ્ટ સ્પાઈઝ જાણે આજેય આરબીટર ઝીટંગનો લોકલાડીલો તંત્રી હતો.

આજે એનું છાપું ગમગીન હતું પણ એ નહોતો. આજે એનાં અણુ પરમાણુએ મૂડીવાદે રોપેલા માંચડાને કચડીને એક કદમ આગે ઊડવા ઓપરવા બનીને મોતના મોરચા પર લડાયક બન્યાં હતાં. પણ એકલો લુઇ લીંગ બાવીસ વરસની ઊગતી જુવાનીને જગત જનતાની જેહાદમાં ધરી દેતો જૂના જગતના માલિકપણા પર અનિમીષ બનીને જાણે કંઇ કહેતો હતો.

અને કલાકાર આ જીવન દીવડાઓની રેખાઓ સંકેલતો પસાર થતો હતો. કાગળના કટકા પરથી ઊડી જવા માગતી હોય તેવી આ રેખાઓમાંની એક કલાકાર પાછળ દેવાતા દરવાજાને તોડતી હોય તેમ ધડાકો બનીને ધમધમી ઊઠતી હતી. એક ઘડીભર આખા કારા-ગારના શ્વાસ થંભેલા થડકી ઊઠતા હતા.

મૂડીવાદી પશુએ રોપેલા ફાંસા સામે વિરોધનો છેલ્લો અવાજ બનતો હોય તેવો બાવીસ વરસનો લીંગ છૂપી રીતે મળેલો બોંબ મોઢામાં ઘાલીને ફચુક ચેતવીને ફૂટી ગયો હતો.

એ અવાજ પાછળ બાકીના છ જણના મોતને અટકાવી દેવાના લોકપોકારો ઉગ્ર બનતા હતા. અમરિકી માનવતા અમરિકી માલિક બર્બરને ફિટકારતી હતી. અમરિકી અદાલત ફાંસીના માંચડાના આગલે દિવસે સ્કવાબ અને ફીલ્ડેનનો દેહાંત દંડ માફ કરીને તેમને આજીવન કારાગારની સજા ફરમાવતી હતી અને બાકીના ચારને ટીંગાવી દેવાની ઉતાવળી તૈયારીઓ કરતી હતી.

એવો નવેંબરનો અગિયારમો દિવસ આવી પહોંચ્યો. કારાગારની દીવાલો વચ્ચે મોતના માંચડા રોપાઈ ગયા. કારાગારપર મૂડીવાદી આથાર મોત બનીને ઓઢવાઈ ગયો. કારાગારમાં જકડાયલી તમામ જીવનદોરીઓ જાણે થીજી ગઇ. કારાગારપર ભયાનક તંગ હવા ગમગીન નજરોની આપલે કરતી અવાક બની ગઈ.

કારાગારને ફરતાં દોરડાંની વાડો બંધાઇ ગઈ. કારાગારને ફરતા ત્રણસો સંગીનધારીઓના પહેરા ગોઠવાઇ ગયા. કારાગારના દરવાજામાં એક જ છાપાના ખબરપત્રીને દાખલ કરવામાં આવ્યો.

અને માંચડાપરથી લટકતા ફાંસા ચાર મરજીવાના કંઠમાં આરોપાયા. ચારેના લડાયક પ્રાણે આઠ કલાકના દિવસનો પુકાર કર્યો. ચારેના પ્રાણનો છેલ્લો તણખો કામદાર જનતાના લડાયક સુત્રપર ધીખી ઊઠયો ને ધબી ગયો.

ચારેનાં શબ નીચે ઉતારાયાં અને મૂડીવાદી પશુના પગરખે બંધાયેલા ડોકટરોએ ચારેનાં શરીર શબ બન્યાં છે એવું પ્રમાણપત્ર આપ્યું.

અને છેલ્લા સમાચાર નોંધવા અંદર ગયેલો ખબરપત્રી બહાર આવ્યો ત્યારે ફાંસાપરથી ઊતરીને આવ્યો હોય તેવો નિસ્તેજ ને ફિક્કો બનીને ટગર ટગર તાકી રહેતો હતો. એ જોતો હતો પણ દેખતો ન હતો. મૂડીવાદી પશુના કાળા કરતૂકે એની જીભપરની જબાનનો પક્ષાઘાત કર્યો હતો. એ બન્ને હાથ હલાવીને, કરપીણ નજર નાખીને પોતે જે જોયું હતું તેનો એકપણ શબ્દ બોલવાની ના પાડતો હતો.

માત્ર મૂડીવાદી અંધારની ઘુવડવાણી જેવાં મૂડીવાદનાં પત્રો સમાચાર આપતાં હતાં. એક ફરફરિયું મથાળું લખતું હતુંઃ

"અનારકી ઉપર ન્યાયનો વિજય."

પણ સૌને ખબર હતી કે મૂડીવાદી અંધેરને દફનાવનારો ઇતિહાસનો ન્યાય તો પેલા ફાંસોના માંચડાપરથી મેના પહેલા દિવસની બાંધવતાના એરણપર ઘડાવા માંડયો હતો. અને અમરિકી શાહીવાદના પતિત બનેલા ચીકાગો નગરનું ડેઇલી ૧૮૮૭ના નવેંબરના ૧૧મા દિવસનો ખાસ વધારો બહાર પાડીને મેના પહેલા દિવસની લોકજેહાદનાં તેજછાયા બનેલી સાત રેખાઓની તસ્વીર છાપતું હતું.

મેના પહેલા દિવસે ઊગેલી ઉષાનાં કિરણો મેના ચોથા દિવસે પોતાની જાતને પુરવાર કરવા લડાયક બન્યાં. એ લડાયક અમીરના ચાર આગેવાનોએ ફાંસીના માંચડાપરથી મેના પહેલા દિવસની રણહાક અમરિકાથી દૂરદૂર દુનિયાના તમામ દેશોમાં જાણીતી કરી. જાગતી કામદાર જનતાનો ઇતિહાસી અવાજ રૂંધી નાખવા અમરિકી શાહીવાદે ચીકાગોમાં રોપેલા ફાંસીના માંચડા નકામા નિવડયા. મેનો પહેલો દિવસ કામદાર આલમની નેમ પુકારનાર કામદાર આલમનો મહાન દિવસ બની રહ્યો.

૧૮૮૯માં પેરીસમાં મળેલી સમાજવાદી કામદાર આગેવાનોની આંતરરાષ્ટ્રિય પરિષદે મેના પહેલા દિવસને કામદાર જનતાનું આંતર રાષ્ટ્રિય પર્વ બનાવ્યું. ત્યારથી જગતભરનાં શ્રમમાનવોએ મેના પહેલા દિવસને પોતાના રાજકારણની લડાયક નોબતનું એલાન કરનારો મહાન દિવસ બનાવ્યો.

એવા એકસઠ એકસઠ મે દિનો આવ્યા અને જગત જનતાની જબાનપર બાંગી બાની પુકારતા ગયા. સાઠ સાઠવાર મે દિનની લડાયક ઊજવણીએ શ્રમમાનવોની રણખંજરીઓ વાગતી કરી. આજસુધીમાં સાઠ સાઠ મે દિનોની વધારે ને વધારે લાલ બનતી ઉષાઓ ઊગી.

અને દરેક મે દિનપર જગતભરનાં જનસંગઠનોએ લાલ ઝંડાઓ લહેરાવ્યા. દરેક મે દિને વધારે ને વધારે શ્રમ માનવોના સંઘોની કતારોના કદમ એક તાલમાં ઊપડતા દેખાડયા. નવાં નવાં યુનિયનોનાં જોડાણ બતાવ્યાં, નવી નવી લડતોના અહેવાલ આવ્યા ને એલાન કર્યાં. દરેક મે દિને માનવતાની લડાયક કુચકદમની વિરાટ પગલીના વિજયોના હિસાબ આપ્યા.

સાઠ સાઠ મે દિન પર વિરાટ માનવતાના કદમ બજ્યા, વિરાટની હાકલો ઊઠી, વિરાટે આનંદના અતિરેકમાં આવતી કાલની બાંધવઘટનાની ઘોષણા કરી.

સાઠ સાઠ મે દિનો પર લાલ ઝંડો ફરક્યો. અનેકોમાં એક વંટોળ ફરકી રહ્યો. અનેકોમાં એક રંગ ઝળકી ઊઠયો. અનેક ઝંડાની અનેક રૂપરેખામાં, ભાતભાતની કિનારીઓમાં, લોક ઝંડાનો રાતુડો રંગ એક ન્યાયની, એક સમાનતાની અભેદ ખમીરની ભાત પાડી રહ્યો.

મજદૂરોનાં તમામ સંગઠનો એ દિન નીચે એક રાજકારણમાં એકઠાં મળ્યાં. એક રાજકારણે એક રંગ નીચે અને હથોડા ને દાતરડાની રેખાઓ નીચે અનેક પક્ષોને એકઠા કર્યા. એક વ્યાસપીઠ પર બોલતા બનાવ્યા, એક ટ્રેડ યુનિયનમાં સંગઠિત કર્યા. અને એ એકતામાંથી અળગા થયેલા માલિકના મહાજનિયાઓને જનતા સંગઠન ભંગીઓ તરીકે પુરવાર કર્યા

એ મહાન દિને જગત જનતાની નાની મોટી લડાઈઓના લડવૈયાઓને જીવતા બનાવ્યા. માર્ક્સ અને એંગલ્સ ને લેનીન, ડેબ્સ, હેવુડ અને રૂથેનબર્ગ, લીબનેટ અને બુકઝેંબર્ગ, સાકો અને વેનઝેટી, ફ્રેંકલીટલ, અને મેટીઓટી, સુની, બોલીંગસ અને નમારા આજે નહિ તો ક્યારે જીવવાના હતા! આજમાં નહિ તો કયા દિનમાં અમર બનવાના હતા! એ મહાન દિવસ જ એ જંગી જીવનકણોનું જતન કરતો સાઠ સાઠ વાર ઊગી ચૂકયો.

અને સ્પાર્ટકસની લીજીઓ લીમેરા, કિસાન વિગ્રહોની લડાયક કૂચો, ફ્રેંચ કોમ્યુનાર્ડોનાં જોહરો, રશિયન સમાજ ક્રાન્તિની પ્રચંડ વિરાટ છાયાઓ, આ દિનની રણહાક બનીને જાગી ઊઠી.

વરસ વરસની જનજેહાદોની પરકમ્મા પામતો મે દિન ૧૯૦૫ની રૂસી ક્રાન્તિની આશાઓને સંઘરતો હતો. જગતના ઝારોએ ઊજવેલા ખૂની રવિવારોનાં ખમીરોને એકઠાં કરતો હતો. શીતલ મહાલ પરની વિજય કૂચનાં જયગર્જનોને જમા કરતો ચીનીલાલની

ઉત્તરની ચઢાઈ પછીથી ફાંસીની ખૂની ફરશી નીચે ફરતા થયેલા ચાઓની શહાદતનાં કેસુડાંની પીંછીમાં જનજેહાદનો ઇતિહાસ ચીતરતો ઉત્તર પશ્ચિમના જનતારકને લાલરંગતો હતો. અને અણુબંબી કૂચ કદમ પર કાળનાં કૂંડાળામાં ફરતો એ જ મેદિન હિંદી માનવતાના પથના દાવાનળના પહેલા અંગારાની મેરઠની ભઠ્ઠીની લોકધમણ જેવા લોકઅંગારાઓના મિરત કાવતરાના મુકદ્દમાને જગતભરમાં મશહૂર કરતો આંતરરાષ્ટ્રિય બ્રિગેડની રણહાક બનીને સ્પેઈનનાં લોક-સમરાંગણ પર ઊતરી પડતો હતો.

જગતભરની શાહીવાદી જંગાલિયતનો નાશ કરવા જગતભરનાં કામદારો એક થાઓના હાકલ પુકારતા સાઠ સાઠ મે દિનો જગતભરની અમતાકાતને ઢંઢોળતા ભમ્યા અને મે દિનની દરેક રણહાકે શાસકોનાં દિલને કંપાવ્યાં તથા માલિકોનાં માથાંમાં હડતાલનો હથોડો માર્યો, અને જાલિમોના લહાઓની ઊંઘ ઉરાડી નાખી.

મે દિનના દરેક દિવસે નવી માગણીઓ બુલન્દ બનાવી, નવા નવા રસ્તાઓ પર લાલ ઝંડા ફરકતા કર્યા, નવી નવી લડતોનાં રણશીંગડાં ફૂંક્યાં, નવી નવી શહાદતનાં સ્મારકો રચ્યાં, અને નાગરિક આઝાદીની નવી નવી નવાજેશ કરી. વરસે વરસે મેદિન નવો ને નૂતન ઊગ્યો.

અને તોય કેવો જૂનો એ નવા નવા મે દિનનો એકધારો અવાજ હતો! સમાન બાંધવતાના આચારની ઘટનાનો, વરસે વરસે નવા નવા જનવંટોળમાં ઘૂમરતો ગરજતો હતો: "સમાન બાંધવતાવાળી નૂતન દુનિયા."

એ એની નેમ પર સાઠ સાઠ વરસનાં નિશાન તકાયાં. સાઠ સાઠ વરસની નોબતો બજાઇ સાઠ સાઠ વરસના ડંકા વાગ્યા. સાઠ સાઠ વરસ ભર દેશદેશમાં પ્રજા પ્રજાએ અનેક બાનીઓમાં કુરબાની ગજવી.

આઠ આઠ વરસભર રશિયન, જર્મન, પોલીશ, ઈટાલીયન ફ્રેંચ, ફીનીશ, ગ્રીક આરમેનિયન, સિરિયન, યહુદી, ચીની, તુર્ક, હિંદી અને લાખ લાખ જબાનોએ અનેક તાલોમાં, અનેક વાજીંત્રોમાં મે દિને જયગર્જન ગાયાં. લાખ લાખ જબાનોએ ભાષાઓની ભિન્નતામાં જનભાવનો સુમેળ સાધ્યો, શબ્દોની જુદાઈમાં અર્થની એકતા બનાવી, રૂપરંગની વિવિધતામાં વિરાટની વાણી એક ગાઈ બતાવી. પ્રજાઓનાં લાખ નામોમાં જીવનનો એક ભાવ, એક તાલ, એક ઉમેદ અને એક લડતની રણહાકને તારી બતાવી અને એક શપથ ઉચ્ચાર્યો કે, "સમાન બાંધવતાની નવી દુનિયા."

આઠ આઠ મે દિનોએ દાખવેલો સંઘમાનવનો એ સંઘશબ્દ બિરાદરીની નવી માનવતાનો ભાવ ધરીને સૂરજને ફરતી પૃથ્વીના મે દિનના દરેક નવા ફેરા પર નવા માનવભાવમાં પૃથ્વીને ભરતો, જીવન-ભાવમાં ઉષ્મા ઊભરાવતો અને માનવજાતનો સંહાર કરતી અંગત માલિકીની જંગલિયતના અંધારા ભંડારિયાનાં અંધારાં ઉલેચતો ફર્યા કર્યો.

એ સંઘમાનવને અને એ વિરાટમાનવની વિરાટ રણહાકના બાંધવભાવની સમાન દુનિયાના કદમને ખાળવા, રોકવા, અવરોધવા, જંગીસખાનો, તૈમુરો, સિકંદરો, નેપોલિયનો, હિટલરો આવ્યા અને રોળાઈ ગયા, અને શાહીવાદના ગોઝારા કૂપમંડૂકો જેવા ચર્ચીલો, બેવીનો, બરનીસો, ડ્રુમેનો, ચાંગો અને ફ્રાંકો આવે છે પણ રોળાઈ જશે અને મે દિનો પર રણહાક બનીને ઇતિહાસની જનેતા જેવી, સમાન બાંધવતાના જીવન વ્યવહારવાળી આવતી કાલનાં ફરજંદો આજના એ માનવસંહારકોનાં ખૂની હાડપિંજરોને સંગ્રહસ્થાનોમાં જ જંગલિયતના અવશેષો તરીકે દેખવા જશે.



# ૯ : ઓગણીસમા શતકનો અંત

નેપોલિયનનું પતન થયું હતું અને એને હરાવનાર વેલીંગટન અને બ્લુચરનો ઉદય થયો હતો. એમણે જ એ વિશ્વવિજેતાને હરાવ્યો હતો ને !

અને લોકો પર તમામ વિગ્રહોની કટોકટી, ભૂખમરો તથા દુકાળો અને દરદો ઊતર્યાં હતાં. " જેવી ભગવાનની ઇચ્છા " એમ મોટા મોટા પાદરીઓ બોલતા હતા અને ભગવાનની એવી ઇચ્છાને ગળે ઉતારવા સામાન્યો આવતી કાલની તરંગી આશાઓના તંતુઓપર લટકતાં હતાં.

ત્યારે વિજેતા મહારાજાઓ અને રાજન્યો જગતમાં શાંતિ અને કાયદેસરતા સ્થાપવા ભેગા મળતા હતા. એમાં મુખ્ય ઓસ્ટ્રિયાનો શહેનશાહ ફ્રાન્સીસ હતો, પ્રશિયાનો ફેડરીક હતો અને લુઈ અઢારમો હતો. એ ઉપરાંત મેટરનીક, કેસ્ટલર્ગ, અને ટેલીરાં નામના રાજ-કારણીઓ હતા. અંગ્રેજી શહેનશાહ જ્યોર્જ ત્રીજો અમેરિકન સંસ્થાનો ગુમાવ્યા પછી ઘેલો થઈ ગયો હતો. અને તોય હજુ અંગ્રેજી લોકશાસનનો મહારાજા હતો. એના ગાંડપણમાં એક રીજન્ટ કારભાર ચલાવતો હતો અને તે પેલા ઉપરવાળા શંભુમેળાના સથવારામાં સોએ સો ટકા સંમત હતો.

પેલા ફ્રાંકિન બર્ગરે આખા જગતપર અંધારાં ઉતાર્યાં હતાં અને આ શંભુમેળો દીવો પેટાવવા ભેગો મળવાનો હતો ત્યારે ઓગણીસમા શતકનાં પહેલાં પંદર વરસ પસાર થઈ ગયાં હતાં.

લુઇ અઢારમાને ફ્રેંચ ક્રાન્તિએ કાઢી મૂક્યા પછી બાવીસ બાવીસ વરસના હત્યાકાંડો કરીને આજે યુરોપના શહેનશાહો એના હાથમાં પાછો ફ્રાન્સનો રાજદંડ સુપરત કરતા હતા. એ રાજા દુરાચારોથી ભરેલો હતો પણ અંગ્રેજી શહેનશાહ જેવો ગાંડો નહોતો થઇ ગયો. એ ફ્રાન્સમાંથી હાંકી કઢાયો ત્યારે જુવાન અને દેખાવડો હતો પણ પાછો લદાયો ત્યારે લચી પડેલી ગરદનવાળો, વધી પડેલા પેટવાળો અને સડી ગયેલા માથાવાળો મહાકાય બની ગયો હતો.

જાણે એ સાવ અજાણ્યો હતો. ક્રાન્તિ પછીનું અને નેપોલિયન પછીનું ફ્રાન્સ એને નવું નવું હતું. પણ પેલા બીજા શહેનશાહોનો આગ્રહ હતો અને એની ઇચ્છા હતી કે એણે તાજ પહેરવો અને રજવાડી વારસાની કાયદેસરતાને પુરવાર કરવી.

રાજન્યોમાંનો એક મેટરનીક ઓસ્ટ્રિયાના ફ્રાન્સીસનો ડાબો અને જમણો હાથ હતો. પ્રતિક્રાન્તિનો એ પડછંદ થંભ હતો. એના રાજકારણનો સીધો સાદો સિદ્ધાંત હતો કે લોકો પર રાજદંડ ચલાવવા શહેનશાહોની સત્તા ભગવાને દીધેલી દેવી છે. ૧૭૭૩માં સાંપડેલો એ અઢારમા અને ઓગણીસમા સૈકાનો પછાત શંભુ હતો. એને મન લોકોની હસ્તી જ નહોતી. જ્યારે એ જનતા શબ્દ સાંભળતો ત્યારે એની આંખ સામે શહેનશાહોના પવિત્ર એસ્ટાઇલ પર ચઢતા ચીંથરેહાલ અભણ અને પછાત ટોળાં ઊભરાતાં અને ત્યારે એ તમામને કચડી નાખવાના રોષમાં એ આંખો મીંચી દેતો.

પણ કેસ્ટલર્ગ નામનો અંગ્રેજ રાજન્ય અંગ્રેજી તાજનો પરદેશ મંત્રી હતો. પેલા પરદેશીઓ એને હસતા હતા અને વિયેનાની

કોંગ્રેસમાં ઓસ્ટ્રિયન શહેનશાહે એના ઉતારાની પરિચારિકાઓ જાસૂસો મૂકી હતી તથા એ બધીઓ કચરા ટોપલીઓમાંનાં કાગળિયાં સાંધીને ઓસ્ટ્રિયન પોલીસને પહોંચાડતી હતી.

અને ફ્રાન્સના નવા નવાજાયેલા શહેનશાહનો દૂત ટેલીરાં હતો. એણે બધા ઘાટનાં પાણી પીધાં હતાં. એ ક્રાન્તિના આરંભમાં ક્રાન્તિકારી હતો પણ પછી પ્રતિક્રાન્તિ માટે પોતાની જાતને સાચવી રાખવા ફ્રાન્સમાંથી ભાગી ગયો હતો અને શહેનશાહ નેપોલિયનનો કારભારી બન્યો હતો. અને આજે પાછો જૂના શહેનશાહનો વડો પ્રધાન બન્યો હતો.

એ પોતે પાદરી હતો તોય પરણ્યો હતો. એ પોતે ઉમરાવજાદો હતો તોય સામાન્ય સ્ત્રી સાથે પરણ્યો હતો. જ્યારે એ નેપોલિયનની સેવામાં હતો ત્યારે પણ આજે હતો તેવો જ પ્રશાંત રહી શકતો હતો. એકવાર નેપોલિયન જાહેરમાં એને લડતો હતો પણ એ તો સ્મિત જ કરતો જોઇ રહ્યો હતો. છેવટે નેપોલિયનને એને લંગડો કહ્યો તથા એની સ્ત્રીને વેશ્યા કહી ત્યારે પણ એનું સ્મિત કરમાયું નહિ ને છેવટે એણે સાથે બેઠેલાઓ તરફ ફરીને ધીમેથી કહ્યું, "આવો મહાન પણ કેવો અસંસ્કારી છે!"

અને આ શંભુમેળાની શયતાનિયતમાં છેક છેલ્લો પણ કોઇથી ઓછો નહિં એવો રશિયાનો ઝાર એલેકઝાંડર હતો. નામીચી કેથેરીન એની દાદી હતી અને ગાંડો ઝાર પોલ એનો બાપ થતો હતો.

એની કેથેરીન નામની એક બહેનને એ ખૂબ ચાહતો અને એને લખતો ત્યારે, " મારી આંખના દીપક, મારા દિલના દોના, સમયની તેજધારા, તથા ચીબા નાકવાળી બીબાઆખોવના એવાં સંબોધનો બોલતો હતો કારણ કે બાવીસ વરસની વયે એ ગાદી પર આવ્યો ત્યારે એની એ બહેન એની રખાતની બહેનપણી હતી.

પણ પછી એ નેપોલિયન સામેના સંગ્રામોમાં લોકોના ઉદાર-મતથી સથવારો લેવા માગતા સેનાપતિઓને કાળાંપાણીએ કાઢીને તથા ઓસ્ટ્રિયા અને પ્રશિયાની શહેનશાહતો સાથે ભાઈબંધી કરીને ઓસ્ટરલીઝ અને ફ્રીડલેન્ડની લડાઈઓ હાર્યો તથા ટીલસીટની સંધિ કરવાને મજબૂર બન્યો અને નેપોલિયનની ભાગીદારીમાં તુર્કસ્તાન અને હિંદ જીતવાની ખેલછા સેવતો અરેબિયન નાઈટ્સ વાંચવામાં મશગુલ બન્યો.

પણ પછી એણે એની બહેનને લખ્યું, "નેપોલિયન ધારે છે કે હું મૂરખ છું, પણ મેં તો મારી બધી આશાઓ ભગવાનમાં જમા મૂકી છે."

અને મોરકો પર ચઢીને નેપોલિયન હાર્યો તથા યરોપના કાયદે-સરના શહેનશાહો પાછા પેરીસમાં પેઠા ત્યારે એણે એ બધામાં ભગવાનની ગતિને દેખી. એના ભગવાનની ભગવતી જેવી એક ક્રુડેનર નામની ઉમરાવજાદી હતી. ક્રુડેનર ૧૭૮૯માં ઝારના દૂત સાથે પરણીને કોપનહેગનમાં રહેતી હતી. પતિત જીવનના નિરંકુશ આસ્વાદથી ટેવાઈ ગયેલી એ પેરીસમાં ભાગી આવી હતી અને ત્યાં ફ્રેંચ રાણીના દરજી સાથે આનંદ ભોગમાં એક મહિનાના આઠસો પૌંડ ખરચતી હતી. પણ પછી ફ્રેંચ રાજારાણી વેરીનીઝ તરફ ભાગી ગયાં અને એ પણ એના નવા પ્રેમી સાથે નાસી છૂટી અને ત્યાંથી પાછી બર્લીનમાં પોતાના જૂના ધણી પાસે જઈને બોલી, "મારા જેવી ભગવતી તમારી પાસે પાછી આવવાથી તમારું નસીબ ખૂલી ગયું છે."

પણ નસીબ ખોલીને પાછી એ નાઠી અને રીગા પહોંચી અને ત્યાંથી પાછી ૧૮૧૫માં વિયેનાથી થોડે દૂર એક હીલબ્રુમ નામના ગામડામાં આશ્રમ બાંધીને ભગવાનના સંગ માટે ઝારનું ધ્યાન ધરીને બેઠી.

ઝાર એલેકઝાંડર પણ ભગવાનનો જ ભૂખ્યો હતો અને ૧૮૧૫માં વિયેનાથી કોંગ્રેસમાં હાજરી આપીને રશિયન લશ્કરની છાવણી તરફ એ ગામ આગળથી જવા લાગ્યો અને હીલબ્રુમ આગળ બન્નેની મુલાકાત થઈ.

કેવી દિલ પીગળાવનારી એ મુલાકાત હતી! બન્નેએ એક બીજાની પવિત્રતાને પિછાણી. પેલી ભગવતી બોલી, " હુંય એક વખત મહા પાપી હતો પણ..."

અને ઝાર સમજી ગયો, " આપની પવિત્ર સોબતમાં હું પણ..."

અને બન્નેની આધ્યાત્મિક લગનીએ એકમેકને જોડયાં. બન્નેના મેળાપનું ફરજંદ તે ઇતિહાસને ચોપડે ચઢેલી " પવિત્ર સંધિ " ( Holy alliance ).

આ પવિત્ર સંધિખતનો ખરીતો ઝાર એલેકઝાંડરે શહેનશાહોની અને ક્રાન્તિવિરોધી રાજન્યોની પરિષદમાં મૂકવા ભગવાનને સાક્ષી રાખીને અને ભગવતીને સોડમાં રાખીને ઘડી કાઢયો ત્યારે ૧૮૧૫ નો સપ્ટેંબર મહિનો ચાલતો હતો. ૧૮૧૫ ની નાતાલની દિવાળી આ પવિત્ર સંધિખતથી વધારે ઊજળી બનવાની છે, એમ વિયેનાની પરિષદને લાગતું હતું. એ પવિત્ર તહનામાપર ઝાર સહી કરતો હતો, ઑસ્ટ્રિયા અને પ્રશિયાના શહેનશાહો ભગવાન ઇસુને યાદ કરીને મતું મારતા હતા અને પછી સવાલ ઊઠતો હતો કે ટરકીનો સુલતાન પવિત્ર ઇસાઈ નહોતો પણ મુસલમાન હતો એટલે એનાપર એનો અંગૂઠો પડાવી શકાય કે કેમ!

એ પવિત્ર સંધિખત બોલતું હતું કે,

" નામદાર શહેનશાહો, ઑસ્ટ્રિયાના નામદાર, પ્રશિયાના નામદાર અને રશિયાના ઝાર નામદાર, છેલ્લાં ત્રણ વરસમાં યરોપમાં બનેલા અગત્યના બનાવોને જોતાં અને ખાસ કરીને જેમની સરકારોએ

ભગવાનમાં વિશ્વાસ મૂક્યો છે તથા જેમને ખાતરી છે કે તે તે સરકારોએ ભગવાન ક્રાઇસ્ટના સનાતન ધર્મ સિદ્ધાંતો પ્રમાણે પોતાનો વ્યવહાર ચલાવવાનો નિરધાર કર્યો છે, તે નામદાર શહેનશાહો જાહેર કરે છે કે તેઓ બીજી સરકારો સાથેના વર્તનમાં તથા પોતાના વ્યવહારમાં ન્યાય, દયા અને શાંતિના ઇસાઇ સિદ્ધાંતો જે આજસુધી ખાનગી જીવનમાં જ વપરાતા રહ્યા છે તેમને મહારાજાઓ તથા શહેનશાહોના નિર્ણયો અને રાજકારભારમાં વાપરવામાં આવશે તથા માનવતાની સંસ્થાઓને મજબૂત બનાવશે અને તેમની ઊણપોને મિટાવશે એ હેતુ સાથે અમે નીચેની કલમો અંગીકાર કરીએ છીએ. "

અને પછી પવિત્ર સંધિખતની કલમોમાં મુખ્ય કલમ લોક-હિલચાલો, લોકજાગ્રતિ અને લોકક્રાન્તિનો સંહાર કરીને ભગવાન ઇસુની શાંતિ અને દયા સ્થાપવાની બાબાર્ક ગઇ. લુઇ અઢારમો એ પવિત્ર જોડાણમાં જોડાઇ ગયો. અંગ્રેજી શહેનશાહતે એ પવિત્ર જોડાણ સાથે પૂરેપૂરો સથવારો જાહેર કર્યો. એ પવિત્ર ખત શોમાં મુકામે ખતવાયું. પછી એ પવિત્ર ખતવાળા ૧૮૧૮માં એ ઇ.લા.શાપેલમાં મળ્યા અને ૧૮૨૦માં ટ્રોપોમાં મળ્યા તથા ૧૮૨૨ માં બેરોનોમાં મળ્યા.

૧૮૧૫ થી ૧૮૩૦ સુધીમાં યરોપપર અને આખી દુનિયાપર નાતાલની શાહી દિવાળીઓની ભયાનક રોશનીઓ ભભૂકી ઊઠી, ભયાનક કારાગારો કંપી ઊઠ્યાં, યાતનાઓના માંચડા હોલવાતા જીવનદીપથી હચમચી ગયા.

ફ્રેંચ શાહી લશ્કરો સ્પેનીશ લોકોનો સંહાર કરવા ચઢ્યાં અને ૧૮૨૨માં સ્પેનીશ હકૂમતપર શહેનશાહની તાજપોશી કરી નેપલ્સમાં પવિત્ર સંધિખતના પિશાચોએ રજવાડાશાહીની ફરી સ્થાપના કરી. આવા પવિત્ર સમયે ઝારના મુલકમાં સેમીઓનોસ્કીની લશ્કરી પલટણોએ બળવો કરવાની તજવીજ કરી. લશ્કરી સિપાઈઓ પકડાઇ

ગયા અને ઈસુને યાદ કરી મહાત્મા ઝારે દરેક સૈનિકને ૭ હજાર ફટકાઓ મારવાની શિક્ષા ફટકાર્યા પછી જે જીવતા રહે તેમને ખાણોમાં ગુલામ તરીકે વેઠ કરવાની શિક્ષા ફરમાવી અને પોતાના અંતમિત્ર પ્રીન્સ ગોલ્ટઝીનને લખ્યું કે,

" આ નિર્ણયમાં મેં મારી જાતને ભગવાનના અવાજ પર છોડી હતી. જે સારા બ્રહ્માંડના જીવનના અર્થકારણની માવજત સમગ્રના શુભ ખાતર કરે છે, તે ભગવાનની સલાહ પ્રમાણે મેં આ અંતઃકરણનો અવાજ સાંભળીને કર્યું છે. "

એવો પવિત્ર સંઘનો દૈવી દોર દુનિયા પરથી લોકશાસનવાદ, ઉદારમતવાદ, તથા ક્રાન્તિવાદને ઉખેડી નાખવા રોજ રોજ નવા સંહારો મચાવતો હતો. એમની આંખ સામે દરેક સંહારમાં ભગવાન-વિરોધી વોલ્ટેરો, મીરાબો, અને મેરતો કતલ થતા હતા અને સેન્ટ-પોલની વાણી યાદ કરતો પવિત્ર સંઘ આમેન બોલતો કહેતો હતો, "અને જેમને ભગવાનમાં, ભગવાને સોંપેલી શહેનશાહી સત્તામાં શ્રદ્ધા નથી, તે પાપી છે અને જે કંઈ શ્રદ્ધા નથી, તે બધું પાપ છે. "

ત્યારે ગ્રીસજનતા ટરકીની સત્તાને ફેંકી દેવા બળવો કરતી હતી. ત્યારે અંગ્રેજી મુલકનો એક જુવાન કવિ ગ્રીકલોકના પક્ષમાં આઝાદી માટે લડતો મરતો હતો. ત્યારે ઉપરતળે થતી અંગ્રેજ પ્રજા જોગ પવિત્ર સંઘનો સથવારો મેટરનીકના ગળામાંથી ઘૂરકતો હતો, "ગ્રીકોનો પક્ષ લેવાય નહિ, લેવો જોઈએ નહિ...એ યરોપી ભલે છે, પણ કાયદેસરની સત્તા સામે બળવાખોરો બનીને ભગવાનનો અપરાધ કરનારા છે. "

એવી ઓગણીસમા શતકની પહેલી પચીસી પર શહેનશાહોની અમર્યાદિત લોકસંહારની તાપણીઓ સળગાવતી હતી. પચીસ નાતાલોની એ દિવાળીઓ હતી. ૧૯ મા શતકના આરંભની એવી સાલ

મુબારકો ભગવાન ઈસુના નામમાં પવિત્ર શંભુમેળો મેળવીને સૂસવતી હતી.

અને ગુલામોનો, ધાડનો ધીખતો વેપાર શહેનશાહોના ડાકુઓ અને ચાંચિયાઓ ખેડતા હતા. મૂડીના ઢમ ખડકાતા હતા. ભગવાન હિરણ્યગર્ભ બનીને દરિયા ડહોળતો. જોનબુલ સૂરજને પણ તડૂકતો કહી સંભળાવતો હતો કે, "છે હિંમત...મારાં શિકારખાનાં પર આથમવાની ?" અને શહેનશાહોનાં પાવડાંમાં પગરખાં ઘાલીને શાહીવાદ દુનિયાની દિવાળીની રોશની લઈને સાલ મુબારક બોલવા નીકળી ચૂક્યો હતો.

એનો આરંભ તો ક્રિસ્ટોફર કોલંબસે અને વાસ્કો–ડી–ગામાએ સ્પેઈન અને પોરટુગાલને ઇસ્ટ ઇન્ડીઝમાં તથા મહાન મોગલ બાદશાહોના હિંદમાં મોકલીને શરૂ કર્યો હતો અને પોપ મહાશયે આ નવા ચાંચિયાઓએ ભરખેલા પ્રદેશોપર તેમના ઇજારાને ધર્મની મંજૂરી આપી હતી.

ઈ. સ. ૧૮૬૨માં અમેરિકાની શાહીવાદી મુરાદથી ઊભરાતી સરકાર હોમસ્ટેડ એક્ટ ઘડતી હતી. એ ધારા પ્રમાણે અમેરિકન ધરતી પર અમેરિકન અથવા કોઇપણ ગોરા પરદેશીને ૧૬૦ એકર જમીન વિના મૂલ્યે મળતી હતી અને ત્યારથી જ ત્યાંના મૂળ વતનીઓ– ઇન્ડીઅનો પર સંહાર વરસવો શરૂ થતો હતો.

અંગ્રેજી જોન–બુલ ડોઝરાયલી તો પૂર્વને ચાહતો જ હતો. એણે જ દરિયાની રાણી વિકટોરિયાના ખોળામાં હિંદની શહેનશાહબાનુનો ઇલ્કાબ મૂકયો હતો. એની આંખ સમીપ પૂર્વના પેલેસ્ટાઇન પર ઠરી હતી. ૧૮૭૮ ની બરલીનની પરિષદમાં તુર્કને ગભરાવી ઇજીપ્તના કારભારમાં માથું મારવાનો હક્ક મેળવ્યો. એણે સોપ્રસનો ગણોતપટો પડાવી લીધો અને ખેદીવને સુએજ કેનાલ વેચવાની ફરજ પાડી. અને ગ્લેડસ્ટને ૧૮૮૨માં ઇજીપ્તનો કબજો લીધો.

યરોપભરમાં ધર્મધુરંધરોએ શાહીવાદની સાલમુબારક ગજવી. પાદરીઓનાં તીડિયાં ટોળાં પરાધીન પ્રદેશો પર શાહીવાદી શયતાનિયતને પવિત્ર કરવા પથરાવા માંડયાં.

રસ્કીન જેવો રસ્કીન શાહીવાદના સથવારામાં જગત સંસ્કૃતિના મણકા મૂકી રહ્યો. સંસ્કારને શરમાવે તેવી વાણી એ મહાનુભાવ પણ ઓક્સફર્ડને ઉંબરે કહેતો હતોઃ

"ઇંગ્લેંડે એમ જ કરવું જોઇએ અથવા નાશ પામવું જોઈએ. એણે જેમ બને તેમ ઝડપથી જેટલાં બને તેટલાં વિસ્તારવાળાં દૂર દૂરનાં સંસ્થાનો મેળવવાં જોઈએ તથા સંસ્થાનવાસીઓને શીખવવું જોઈએ કે તેમનો મુખ્ય સદ્ગુણ તેમના પોતાના દેશ તરફ વફાદારી તથા તેમનો પહેલો અને મુખ્ય હેતુ ઇંગ્લેંડની તાકાત જમીનપર અને દરિયાપર વધારવાનો હોવો જોઈએ."

આ ભાષણ સાંભળીને સેસીલ રોડ્ઝે તેને પોતાના જીવનનો પયગામ બનાવ્યું. રડિયાર્ડ કીપ્લીંગે વાર્તાઓ લખી લખીને સમજાવ્યું કે અંગ્રેજો હિંદીઓના ઉદ્ધાર માટે જ હિંદપર પહોંચ્યા છે.

એ ઉદ્ધારકો ૧૮૫૭ ની સાલમુબારક ઊજવવા લાખો હિંદી નરનારી અને બાળકબાળકીઓની કતલેઆમની હિંદી નગરોનાં સળગતાં ખંડિયેરોમાં દિવાળી ઊજવી ચૂકયા હતા. અને ચાંચિયા શાહીવાદની દરિયાઇ રાણી દિલ્હીના દરબારમાં લોહીલુહાણ બનેલા હાડપિંજર હિંદી કલેવરને પલાણી ચૂકી હતી.

અમેરિકાનો કાકો શામ યાંકી દીકરાઓને ત્યારે શાહીવાદને રથડે જોડવા પલાણતો હતો. ૧૮૬૧માં પેનસીલવેનિયા તેલનો કૂવો શોધી કઢાયો હતો. ૧૮૬૨માં અમેરિકાની જમીન ગોરા સાહસિકો માટે જપ્ત બનતી હતી. અતિરિક્ત શ્રમ અતિરિક્ત જમીનપર જામી પડયો હતો. સામાજિક શ્રમની પેદાશના ઢગલા અમેરિકાના માલિકોના

બજારના ઊભરાવતા હતા. રોજના એક માઇલની ગતિથી અમેરિકાપર રેલનાપાટા રેલાતા હતા. અમેરિકાનો સંસાર હરીફાઈની પ્રેરણાઓપર હીંચોળાતો હતો.

કોમોડોર વાનડરબીલ્ટ સ્ટીમરો બાંધીને હવે ૬૯ વરસનો બુઢ્ઢો થયો હતો અને એ મર્યો ત્યારે દશ કરોડ ડોલર કમાઈ ચૂક્યો હતો. લો નામનો એનો એક હરીફ હતો. લોએ ન્યુયોર્કની ધારાસભાને ખરીદી લીધી હતી. વાંડરબીલ્ટ આ ઉંમરે પણ ધારાસભાનો બજારુ ભાવ વધારતો નફાના ઢગ ગણતો હતો. અમેરિકાની જીવન ઘટનામાં ખરીદી ને વેચાણ અને નફાની લૂંટ એટલું સત્ય બનતું હતું અમેરિકા-પર કારખાનાં ધમધમી ઊઠતાં હતાં. ૧૮૯૨ની હડતાલ વીંધીને કારનેગીનું નામ બહાર આવતું હતું.

ત્યારે બાળકો વેઠિયાં મજૂરો બનીને રહેંસાતાં હતાં, દિવસ બાર કલાકની યાતના બનતો હતો. અઠવાડિયું છને બદલે સાત શ્રમ-દિનનું હતું. મજૂરસંગઠનો ગેરકાયદેસર હતાં, સમાજવાદનું નામ પણ દબાતું હતું.

અમેરિકાપર–શ્રીમંત વોશિંગ્ટનના દેશપર–કારનેગી અને રોક-ફેલરની રોશની ઝળકતી હતી. ડો. વીલિયમ એ રોકફેલરે એના દીકરાને ઈન્સાનની માવજત કરતો બનાવવાને બદલે શાહીવાદી વિદ્યાપીનો વહીવંચો બનાવ્યો હતો. અમેરીકાની કહેવાતી લોકશાહીના ધામમાં માનવીશ્રમમાંથી નફાના ઢગલા ખડકતો એ બેફામ બોલતો હતો કે,

"I cheat my boys every chance I get. I trade with the boys and skin them and I just beat them every time I can. I want to make them sharp."

લોકશાસનની એ જ ભૂમિ હતી. શાહીવાદ બનીને જગતજનતાને ચરવા નીકળનાર શિકારી રથના હંકારનારામાં એને વાંચો આવે તેમ

હતું નહિ. અંગ્રેજી બર્ગર જોનબુલ તો દેશદેશપર પસી ગયો હતો. અને ડોલીચા જેવી ટોપી નીચેનું માથું ખંજવાળતો કાંકો શામ મોડા પડવાની બીક ઉતાવળો થતો હતો. અને શાહીવાદી રસાલાની શાલ મુબારક બોલતો હતો.

આજે એ ઉદારમતવાદી બન્યો હતો, અને પોતાના ઉપલાવર્ગની સરકાર બનાવીને તેને લોકશાસન કહેતો હતો.

૧૮૪૮ માં ઉદારમતવાદ પરાજય પામ્યો હતો. આજે એ વિજયી બનીને પાર્લામેન્ટો રચતો હતો અને જગતનાં બજારો જીતવા તથા પ્રદેશોને ગુલામ બનાવવા નીકળતો હતો.

ત્યારે ઉદારમતવાદને રાષ્ટ્રવાદમાંથી ઉખેડી કાઢતો અને કાયદે-સરતામાં સ્થિતિચૂસ્તતાને સાચવી રાખતો બીસ્માર્ક બોલતો હતો. એ પ્રશિયનો જંકર હતો.

એનાં માબાપ બ્રેનડેનબર્ગનાં જમીનદાર હતાં એને દાદો રૂસોનો અનુયાયી હતો. એને એની ઓલાદનાં અનેક પેઢીઓ યાદ હતી. એના બધાય પૂર્વજો ગુલામોની ગરદનપર, જમીનની પેદાશપર દારૂમાં ગળાડૂબ રહેતા અને ફરજંદોની ફોજ જન્માવતા. એ બધા એની સ્વમાનભરી યાદ હતા. "મારા વડવાની વાડીઓનાં ઝાડને પણ હું મહાન ગણું છું" એમ એ કહેતો.

અને ૧૮૩૯ થી ૧૮૪૭ સુધી એ એવું જ જીવ્યો. એ હંમેશાં પીધેલો રહેતો. એનો એક જ ઉદ્યોગ શિકાર હતો. એના પ્રેમ કિસ્સાઓ અનેક હતા અને એનો પાશવી પિપાસાથી જુવાન દીકરીઓની ગરીબ જનેતાઓ ડરતી અને કંપતી રહેતી.

પણ સાથે સાથે ૨૭ વરસની ઉંમરે ખેતીવાડી, કવિતા અને ઇતિહાસ વાંચીને એ ઇંગ્લેંડની સફરે ઊપડયો. બર્ગર જોનબુલનો કેવો રળિયામણો એ દેશ હતો! ત્યાં ઓએ આનંદ આપીને કમાણી

કરતી હતી. ત્યાંની નાતાલ આનંદથી ઊભરાતી હતી. ત્યાંનાં પીણાંમાં અજબ જાદુ હતો. ત્યાં સુધરેલાંઓ હસીહસીને હાથ હલાવતાં હતાં. ત્યાં પાર્લામેન્ટનો સરકાર જેવા ઉમરાવો ઘોડે ચઢીને પાર્લામેન્ટમાંથી પાછા ફરતા હતા.

એ પાછો ફર્યો ત્યારે એને પૂર્વજોનું પછાત ગામડું ગમ્યું નહિ.

અને એ પ્રેમમાં પડીને ૧૮૪૭ માં પરણ્યો કે એક જ રાતમાં એને ધાર્મિક થવાનું મન થયું: "રાજકારણમાં એ જ પાસો ફેંકી શકાય છે. આપણી સરકારનો એ જ પાયો કામનો છે" એમ એ મક્કમ માનતો.

અને એ સરકારમાં પેસવા માંડ્યો, અને પછી પ્રધાન બન્યો.

અને પ્રશિયાના ઉદારમતવાદનો ઘાત કરવા અધીરો બન્યો. એણે જાહેર કર્યું કે આજના મહાન સવાલો મતગણતરી કે ભાષણોથી નહીં ઉકલી શકે. ૧૮૪૮–૪૯ ની સાલની એ ભૂલ થઈ છે. એ સવાલો ખૂન અને લોખંડ જ ઉકેલી શકશે."

એમ યુરોપ અને અમેરિકાના શાહીવાદી ચાંચિયાઓ ઉદારમતવાદની તરવાર લઈને જગત જીતવા નીકળી ચૂક્યા હતા ત્યારે જર્મનીમાં પ્રશિયાનો મહાન બીસ્માર્ક ઉદારમતવાદનો ઘાત કરતો લોહી અને લોખંડને ઇસાઇ તવારીખમાં ઉમેરતો સાલ મુબારક નવાજતો હતો.

# ૧૦ : પેરીસ કૉમ્યુન

ગ્યૂથે સાચો હતો. એણે એ કતલ જોઈ હતી અને એ કંપી ગયો હતો. છતાં એક વાત એ જોઈ શક્યો હતો કે લશ્કરી શિસ્તમાં સૌથી આગળ અને તાકાતવાળાં એવાં પ્રશિયા અને ઑસ્ટ્રિયાનાં શાહી લશ્કરોને ફ્રેંચ ક્રાન્તિનાં ટોળાંઓએ થંભાવી દીધાં હતાં. અને પાછાં હટાવ્યાં હતાં વરદ્દુમના કીચડ ખૂંદતી અને ભાગતી શાહી સેનાઓને દેખતો ગથે એની નોંધપોથીમાં લખતો હતો:

"જગતના ઇતિહાસમાં આજથી નવું પ્રકરણ શરૂ થયું છે."

૧૭૯૨ના સપ્ટેંબરની ૨૦મીએ શરૂ થયેલા ઇતિહાસના નવા પ્રકરણને આંતરીને દોડતો નેપોલિયન ૧૮૧૫ના જૂનની ૧૮મીએ વોટરલુમાં પીટરલુ રચનારા અંગ્રેજોને હાથે હારતો હતો.

અને રાહ જોઇને બેઠા હોય તેમ ઊંચા કુળમાં જન્મેલા તમામ પેરીસના સદ્ગૃહસ્થો જૂના જમાનાને જાળવી રાખવા ઢીંચણ-પાયજામા પહેરીને સત્તાની લગામ પકડી પાડવા ધસતા હતા.

ત્યારે મનમાં ને મનમાં રોબેસપીરને શહીદ તરીકે સંભારતા ફ્રાન્સના અડધા ઉપર લોકો મનમાં સળવળતી ગેરકાયદેસર યાદથી ડરતા હતા.

કારણ કે મેટરનીકના જાસૂસો દરેક ઘરમાં ઘૂસી ગએલા

હતા તથા જુનાજમાનાનો એ મૂડીવાદી પિશાચ પ્રતિક્રાન્તિના આબાદ પાસા ફેંકી રહ્યો હતો.

એટલે ક્રાન્તિના પ્રવાહો સુકાઈ નહોતા જતા પણ ભોમ-ભીતર ઊતરતા હતા અને બુઝાઈ ગયેલા જણાતા અગ્નિ જેવા ઝગી ઊઠતા હતા.

શહેનશાહો અને રાજાઓ વિયેનામાં ભેગા થતા હતા. ક્રાન્તિની સળગી ઊઠેલી આગ હોલવાનારાઓની અને જગતપર શાન્તિ પાથરનારાઓની એ પવિત્ર ટોળકી હતી. એ બધા ઇસાઈઓ હતા અને ઇસુએ પડોશી પર પ્રેમ કરવાની એમના પર લાદેલી ફરજ ઉપરાંત પોતાની પ્રજાઓને ક્રાન્તિના દાવાનળથી દૂર રાખવાની વધારાની ઇશ્વરી ફરજ આવી પડી હતી.

એ ફરજ બજાવવા જતાં સ્વાતંત્ર્ય બંધુતા અને સમાનતાની સળગેલી તમામ મશાલોને બુઝાવી નાખવાની ફરજ એમના વિના બીજા કોઈ પર નહોતી.

એટલે તો એ નામદારો વિયેનામાં ભેગા થયા હતા. એટલે જ શાહી, રજવાડી અને ઠકરાતી ગાડીઓમાં સ્ત્રીઓ અને હજૂરિયાઓના રસાલા સાથે એ નામદારો વિયેનાના દરવાજામાં પેઠા હતા અને પોતાની મહેમાનગીરી વિયેનાના હાડ પર લાદી હતી.

અને એમણે ઘેર જઈને પોતપોતાની પ્રજાઓને ક્રાન્તિની આગથી અળગી રાખવા ૧૭૯૧ પહેલાંની દીવાલમાં પૂરી દેવા ચણતર શરૂ કરી દીધાં હતાં.

એ પૂરી દેવાયલામાં સળગી ઊઠે અને જગતની શાન્તિને જોખમી નાખે તેવાંઓને કર ભરનારાં મજૂર પ્રાણીઓ બનાવવામાં આવ્યાં હતાં. તેમને આવતી કાલે અગ્નિ બુઝવવા તોપો ફોડવી પડે

તો તેમાં નાખી શકાય તેવી ઓલાદ ઉપજાવવાના ઉપદેશ આપવામાં આવતા હતા.

અને બધું ઠીક ચાલતું હતું. પણ જેમ્સ–વૉટ નામના એ સ્કૉટે એંકસો માણસની તાકાતવાળું એક એંજિન બનાવ્યું. એ એંજિને પાછો શાંતિમાં થોડોક ફફડાટ કરી મૂકયો. કામ કરવાનાં સાધન વિનાનો કામદાર વર્ગ ઊભો થવા લાગ્યો.

અને શ્રીમંતો નવા શ્રીમંતો થયા. ગરીબો નવી જ જાતના ગરીબો બન્યા. અને ગરીબોનું નવી જ જાતનું શોષણ એક સાથે સેંકડો ને હજારોને શોષવા લાગ્યું.

૧૮૪૮ ના ફેબ્રુઆરીમાં પાછી જૂની સમાજઘટના પર તોફાન ઓચિંતું તૂટી પડયું. એ જૂની ઘટનાએ ૧૭૯૧ને દીઠા પછી પાછા એવા તોફાનમાંથી બચવા અને સુખશાંતિમાં નાણાં બનાવવા ૧૮૪૮ના ડિસેંબરની ૧૦મીએ જ લુઈ બોનાપાર્ટને પોતાના રિપબ્લીકનો પ્રમુખ તો બનાવ્યો હતો અને તોય ૧૮૪૮ ના ફેબ્રુઆરીનું તોફાન આવ્યું.

૧૭૯૨માં ઇતિહાસમાં નવી દુનિયાનો ખૂલી જતો દરવાજો જેમ તેમ કરીને દીધેલો રાખ્યો હતો તે પાછો ઊઘડતો હતો કે શું એવી બીકથી જૂના જગતની છાતી ધબકી ઊઠી. એ છાતીને ઠરીને ઠામ બેસવાનો ત્યારપછી વારો જ કયારે આવ્યો હતો ? ૧૭૯૧એ છૂટી મૂકેલી ક્રાન્તિની ભૂતાવળો જાણે ભમ્યા જ કરતી હતી.

અને એક દિવસ કંઈ ફાયદો દેખાય, તો બીજા દિવસની સવારના હિસાબમાં આંકડો ખોટનો પડતો હતો. થોડાં વરસ નફાના ગંજ ખડકાઈ જાય, તો પાછી મંદી લપાતી છુપાતી આવી પહોંચતી હતી.

અને હવે તો આ કામદારક્રાન્તિના જુવાળ આવતા હતા, પાછા બેસી જતા હતા. ઘડીભર લાગી જાય કે બધું શાંત થયું ત્યાં

પહેલાં કરતાં મોટો ભડકો ભભૂકી ઊઠતો હતો. એક વખત પરાજય પામીને સંહાર પામતી એ નવી સમાન દુનિયા ઘડવાની વાત કરનારી સેના જાણે સંહાર વાળીને જમીન સૂંઘવા પડતી હોય તથા જમીન સાથેના સંબંધથી નવું જોમ, ભાન અને તાકાત જમાવીને તાજા થયેલા રાક્ષસની જેમ તૂટી પડતી હતી.

ફેબ્રુઆરીમાં શરૂ થયેલી ગરમી જૂનમાં પેસતી હતી. આ વખતે પણ એમ જ થયું. મૂડીવાદના રિપબ્લીકનો વિજય થયો. એ રિપબ્લીકમાં મૂડીવાદને પડખે મોટા બેંકરો, ઉદ્યોગપતિઓ, ઉપલો મધ્યમ વર્ગ, લશ્કર, પાદરીઓ, બુદ્ધિજીવીઓ સૌ હતા.

અને એકલો પેરીસનો કામદાર બળવાખોર બનીને ઊભો હતો.

અને ત્રણ હજારને કતલ કરાયા અને પંદર હજારને હદ પાર કરાયા.

આ બનાવથી ફ્રાન્સ ઉપરાંત આખા યરોપની જૂની સમાજ-ઘટના હાલી ઉઠી. આ બનાવે આપેલા કામદારોના સંહાર પર મૂડી-વાદનાં રોલરો ફરવા લાગ્યાં.

પણ આ બનાવે યરોપભરના વિચારવાનોને જાગતા કરી દીધા.

રિપબ્લીક કે રજવાડો રાજતંત્ર એ વિષય નહોતો પણ એ ઉપરાંત એક ઘણો મોટો રાજકીય કાયડો ઇતિહાસની રંગભૂમિ પર જવાબ માગતો ઊભો થઈ ગયો છે. આ તો તેની માત્ર નગ્ન શરૂઆત જ હતી.

એ સવાલ એ હતો કે એક શ્રીમંત મૂડીવાદી વર્ગનું જાલિમ-રાજ બીજા તમામ વર્ગો પર ચાલે છે તે ઠીક નથી.

તો તો ત્રણ હજારનાં સુતેલાં હાડચામ પાછાં એકમાંથી અનેક આકારો ધરીને, ધરતી સૂંઘીને, નવા ભાન અને નવી તાકાત સાથે પાછાં જાગી ઊઠવાનાં.

અને આ સવાલનો નિકાલ ન આવે ત્યાં સુધી જંપવાનાં નહિ કે જંપવા દેવાનાં નહિં.

એટલે પાછા જૂની દુનિયાના જાલિમો સળવળી ઊઠ્યા અને જૂની દુનિયાના સિક્કા લગાવીને પોતાની જાતને શાંતિ અને વ્યવસ્થા જાળવનારા કહીને કામદાર તત્ત્વોને અંધાધૂંધી તત્ત્વો કહીને ભાંડવા લાગ્યા.

છતાં લુઈ નેપોલિયન બોનાપાર્ટ જે દેવાના બોજાથી લદાયલો છતાં નસીબની પાંખ પર બેસીને ઊડતો હતો અને ૧૮૫૧ ના ડિસેંબરના બીજા દિવસે સરનશીન થતો બીજા સામ્રાજ્યનો તાજ પહેરતો ઉદારમતવાદી સંસ્થાઓ સ્થાપતો હતો તે એમ સમજતો હતો કે પોતે રજવાડી કરતાં કંઈક વધારે છે.

એ વધારો એના સત્તર વરસના જાલિમ કારભાર પછી એના ચહેરા પર પણ સાફ દેખાતો હતો. એના ચહેરા પર વર્ગ જાગ્રત થતી જનતાનો ધંધાદારી વર્ગોનો, નવા મૂડીવાદીઓનો, પોતાની સગી ઓનો ભાર દેખાતો હતો.

એ બધામાંથી માર્ગ શો ? એ ઘણીયેવાર પોતાની જાતને પૂછતો હતો. જવાબમાં ત્રિરંગી કે એકરંગી રિપબ્લીક દેખાતું હતું. એ ત્રણ રંગથી એટલો ડરતો નહોતો. પણ એક રંગ તો લાલ રંગ જ હતો એવી એને ખાતરી હતી અને તેમાં...

ત્યાં એનો વિચાર દોડતો પાછો વળતો હતો અને પ્રમુખ શહેનશાહની ખોપરીની દીવાલમાં લપાઈ જતો હતો.

જુવાન બુદ્ધિમાનો ૧૭૮૯ની રાજક્રાન્તિએ પધરાવેલી પ્રજ્ઞાની પ્રતિમાને પૂજતા હતા અને કંટાળી જવાય તેવા વ્યાખ્યાનો દેખતા હતા. દેશ–પ્રેમ તો એમનો મુદ્રાલેખ હતો જ. એ દેશપ્રેમમાં નવો મૂડીવાદ ઊગી નીકળ્યો. એક તરફ નાણાંધારી બાજ પક્ષીઓ અને

બીજી ઔદ્યોગીક વિકાસની વચમાં બેડોળ ચાલીઓમાં ખદબદતો ભૂખમરો અને જીવતી જાગતી યાતનાઓ નીચે કચડાતી કલા, સાહિત્ય, વિજ્ઞાન અને ચિંતનની શક્તિઓ જોતો બુદ્ધિવાદ આઘાતો નીચે વ્યાકુળ બનતો હતો. જે કંઈ સારું હતું તે કારાગારમાં હતું, જે કંઈ સુંદર કે શુભ દેખાતું તે પોલીસના જાડા બૂટની લોખંડી એડ નીચે કચડાતું હતું.

એમના આદર્શવાદે પ્રખર વાસ્તવવાદના ઊગતા સમાજવાદ સાથે હાથ મિલાવ્યો

૧૭૯૩ માં શરૂ થયેલું મેરતનું કોમ્યુન ફરીવાર જાગતું હતું. જેકોબીન કલબની આગેવાની પાછી ઊભી થતી હતી.

વધ પામેલા રાજાઓ, અને ઊમરાવો, દેશપાર થયેલો ભગવાન, એ બધું તાજું થતું હતું. સ્વયંસેવકોનાં લશ્કરો, મારસેઈલ્સનાં જયગાનો, યરોપ પર ઊડતા ક્રાન્તિના ઝંડાઓ, ગગડતા રાજદંડો, ધ્રૂજતા જાલિમો, અને ગીલોટીનના ખખડાટમાં, ત્રણ રંગના ફફડાટમાં, આઝાદી, સમાનતા અને બંધુતાની રણહાકો એ બધું ફરીવાર દેશભક્તો, બુદ્ધિમાનો અને જનતાના દિલમાં જાગતું થઈ જતું હતું અને જંપવા ન દે તેવો શોર મચાવતું હતું.

બ્લેંકી પાછો વીફરતો હતો. દ્રીડોન મેરતને અંજલિ આપતો ગ્રન્થ છપાવતો હતો. જેલમાં છવીસ વરસથી પડેલો બ્લેન્કી એના ગુપ્ત સંઘ પર બળવો કરવાની સૂચનાઓ મોકલતો જતો હતો. સહકારી મંડળીઓવાળો અને પરસ્પર સહકારવાદવાળો પ્રુધોંવાદ પરવારી જતો હતો, કાલે માકર્સ કામદારોએ જ પોતાની આર્થિક અને રાજકીય આઝાદી જીતવી પડશે અને તે માટે બીજી તમામ રાજકીય હિલચાલને તેનું સાધન બનાવવું પડશે, તે વાત કહેતો હતો.

કાંટાળો તાજ પહેરીને બેઠેલો બોનાપાર્ટ પોલીસરાજને છૂટું

મૂકતો હતો. આ કપરા કાળમાં મદદ કરે તેવા ટેલીરાન્ડના શિષ્ય થીર્સને તેડાવતો હતો. એ આવીને જરૂરી છૂટો અને આઝાદીની વાતો કરતો હતો, રિપબ્લીકને વહેતું મૂકતો હતો. ચશ્મામાંથી ઝીણી આંખો ચમકાવતો, બટકા દેહને હલાવીને બૂમ પાડતો, મોટા માથાને વધારે વજનદાર બતાવતો, અને તીણા અવાજને કઠોર બનાવીને રાજસભાનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરતો હતો.

અને માકર્સ લખતો હતો, "ફ્રાન્સમાં ડાકણોનો ચરૂ ઊકળતો થયો છે."

અને થીર્સની રાજનીતિ નીચે બીજા સામ્રાજ્યનું રિપબ્લીક તો ઝગારા મારી રહ્યું હતું.

પણ છૂપી પોલીસો કામદારો બનીને અંદર અંદર ધીંગાણું કરાવવા ફરી વળ્યા હતા. શહેનશાહનું પાત્ર લાલ તોફાનીઓની વચ્ચે શાંતિ જાળવવાનું બનતું હતું. પેરીસમાં એક લાલ પેરીસ છે અને ત્યાં લાલ તોફાની લોકો રહે છે એવો પ્રચાર તમામ સરકારી જીભોનાં ટેરવાં પરથી ટપકતો બનતો હતો.

અને જર્મન સામ્રાજ્યની એકતા ખડતો જર્મનીનો ચાણક્ય બીસ્માર્ક ૧૮૬૯ ની શરૂમાં ફ્રેંકો–પ્રાશયન યુદ્ધ શરૂ કરી દઈ બધા ઉકળાટનો ઉપયોગ જર્મન મહાસામ્રાજ્યની ઘટનામાં ઘડી નાખવાનો હતો.

અને શહેનશાહી પોલીસ કાયદાની સામાન્ય હદ વટાવીને પણ તૂટી પડતી હતી. ટ્રોપમાને નાગરિકોમાં વાંધા પડતા જણાય તેને ગભરાવી નાખવાનાં યંત્રો ફરતાં કર્યાં હતાં. એક જગાએ એણે દફનાવેલા આખા કુટુંબને ખોદી કાઢતી જનતા ચકચાર જગાવી મૂકતી હવામાનમાં ખૂની સરકારના લોહીના છાંટા ઊડતા કરતી હતી. પેરીસની શેરીઓમાં શાહોટ્રોપમાનનાં કારટુનો વેચાતાં હતાં.

અને થીર્સને જ ટ્રોપમાનને ગીલોટીન કરવાની ફરજ પડતી હતી એવી ૧૮૬૯ની નાતાલમાં ઉઘાડે છોગે લોકો પૂછતા હતા કે અને બીજો કોણ ?

બીજો શહેનશાહનો પોતાનો ભત્રીજો કોરસીકાનો બૂંડ. અને કોરસીકાના બૂંડને ગિરફતાર કરવાની ફરજ પડતી હતી.

"હવે શહેનશાહનો પોતાનો નંબર લાગે છે." કાર્લ માકર્સ કહેતો હતો.

વૃદ્ધ રોશેફોર્ટ રાજસભામાં ઊભો થઈને શાપ આપતો હોય તેમ કહેતો હતો, "આવું લાંબો વખત ચાલવાનું નથી."

અને લાંબો વખત ટુંકાતો હતો.

ફેબ્રુઆરીની આઠમીએ દેવળ રસ્તા પર બેરીકેડ નખાતી હતી. ૧૧ મીએ મેગી નામનો એક કામદાર એ પોલીસને ભર બજારમાં વીંધી નાખતો હતો.

માર્ચની ૨૧મીએ કોરસીકાના બૂંડનો કેસ શરૂ થયો. કેસમાં સરકારનું અને અદાલતનું અપમાન થયું. કોરસીકાનો બૂંડ પચીસ હજાર ફ્રાંકનો દંડ ભરીને છૂટી ગયો.

અને એક મોટા કાવતરાનું બાનું કાઢીને વૃદ્ધ રોશેફોર્ટને પકડવામાં આવ્યો. તરત જ બીજા ૪૫૦ ઉદ્દામો ગિરફતાર થઈ ગયા.

અને એ બધાના એક ઉપાય તરીકે આખા ફ્રાન્સનું ધ્યાન બીજી દિશામાં ધકેલી દેવા શહેનશાહે પ્રશિયા સામે જુલાઈની ૧૫ મીએ લડાઈ જાહેર કરી.

જર્મની અને ફ્રાન્સના કામદારોએ લડાઈવિરોધી દેખાવો કર્યા. કાર્લ માકર્સે જાહેર કર્યું, "જ્યારે સરકારી ફ્રાન્સ અને જર્મની અંદર અંદરની ઝપાઝપી શરૂ કરે છે ત્યારે એ બંને પ્રદેશનાં કામદારો શાંતિ અને બંધુતાના સંદેશાઓ શરૂ કરે છે. ભૂતકાળના

ઇતિહાસમાં કદી નહિ બનેલો આ બનાવ સાફ બતાવે છે કે જૂની સમાજઘટનાની આર્થિક અવદશા અને રાજકીય આવેશમાંથી એક નવી સમાજવ્યવસ્થા જન્મે છે જેના આંતર રાષ્ટ્રિયધારા ઘડનાર સામાજિક શ્રમ હોવાથી, તેનો એક માત્ર આંતરરાષ્ટ્રિય સબંધ શાંતિ અને બંધુતા બનશે. પીએટ્રીએ યુદ્ધના પ્રચારના પેરીસમાં શોર તો કર્યો, "બરલીન તરફ."

પણ એ પ્રચાર પેરીસના કામદાર વિભાગમાં પેસવા ગયો ત્યાંથી પાછો ભાગ્યો અને ઘર તરફ નાઠો.

પછી ધીમે ધીમે યુદ્ધની ગરમી પેરીસ પર ઠરવા માંડી. યુદ્ધના નશેબાજોએ માઝા મૂકવા માંડી, અને પેરીસનું બધું ધ્યાન મોરચાના ખબરો પર મંડાયું.

પણ ખબરોમાં આપવા જેવું ઓછું હતું એટલે ખબર અપાતા બંધ થયા. ખબરનો અભાવ એટલે માઠા સમાચાર મનાયા અને પેરીસના ઉશ્કેરાટ વધી પડ્યા.

ઓગસ્ટની ૯ મીએ જૂની સરકારે રાજીનામું આપ્યું અને નવી નિમાઇ પણ બીજે જ દિવસે અફવા ઊડી કે શાહેનશાહે ગાદીત્યાગ કર્યો છે.

અને યુડસ અને બ્રેંગરે ૧૭૯૩ની સાલને ઉતાવળી યાદ કરીને ત્રણસો રિવોલ્વરો તથા ૪૦૦ ખંજરોને ફરતાં કર્યાં. નવી સરકારે એ બંનેને તેમના નેતા બ્લેનકી સાથે પકડી લીધા અને ઠાર કરવાની શિક્ષા કરી, અને રદ કરી.

ઓગસ્ટના છેલ્લા દિવસો આવી પહોંચ્યા. શાહેનશાહ શરણે ગયાના સમાચાર પેરીસમાં આવી પહોંચ્યા. ૩જી સપ્ટેંબરના બપોરે ખીચોખીચ ઊભરાતી રાજસભામાં પેલીકાવે પરાજયની વાત જાહેર કરી.

"અને શહેનશાહ ક્યાં છે?" લાંબી દાઢીવાળું જ્યુલીસનું ઊંચું કલેવર સવાલનો વીંધ પાડતું ઊભું થઈ ગયું.

"એમના પ્રધાનો સાથે છે."

"ખોટી વાત." જ્યુલીસે બીજો ખાર કર્યો.

અને અઢાર કલાકે શહેનશાહનો તાર આવ્યો, "લશ્કર હાર્યું છે ને શરણે ગયું છે, હું કેદી બન્યો છું."

ત્યારે સપ્ટેંબરના ચોથા દિવસના બપોરના એક કલાક પર વીસ મિનિટ વધી હતી, અને અઢાર વરસથી પેરીસના દિલ પર બેઠેલો શહેનશાહ નામનો ઓથાર પરદેશી દુશ્મનના હાથમાં કેદ પકડાતો હતો.

એ રાતના પેરીસ ઊંઘતું નહોતું. દરેક પક્ષના આગેવાનો રાજકારણના આંક લખતા હતા અને ચાલનના નકશા દોરતા હતા.

એ રાતમાં મુરલીધરોના સોનેરી સાજમાં ચિંતાઓ સળવળતી જાગરણ કરતી હતી. એ રાતભર ભૂખનાં દુઃખો અને ભીતર ઊતરેલી યાતનાઓ ભાનદશામાં ડોકાતી બનતી હતી.

અને એ જ રાત્રે, સરકાર પેરીસની દીવાલો પર જાહેરાતો ચોઢાવતી હતી,

"આવા ઘાતકી પરાજયથી આપણે નાહિંમત થવાના નથી, આજથી આપણું પાટનગર રક્ષણાત્મક લડાઈ જાહેર કરે છે."

પણ એક જ રાતમાં પેરીસે તો એથી ઘણો મોટો નિરધાર જાગતો કર્યો હતો. એને સંગ્રામ કરતું રિપબ્લીક, ૧૭૯૩નો ક્રાન્તિજંગ, અને મહાન કોમ્યુન એ ત્રણે સાથે જોઈતું હતું.

સપ્ટેંબરની ૪થીએ જ કામદારો અને શ્રીમંતોનાં ટોળાં માર્સેઈલ્સ ગાતાં ગાતાં, ત્રણ રંગના ધ્વજ ફરકાવતાં રિપબ્લીકની ગર્જના કરતાં સરકારી મકાનો આગળથી પસાર થયાં. તેમને કોઈ

બેરીકેડ આડા આવ્યા નહિ, કોઈ પોલીસે રોકયાં નહિ, કોઈ લોહી છંટાયાં નહિ.

એટલે તેઓ ચેંબરમાં પેઠા. એક કામદાર આગેવાને થીર્સનો હાથ જોરથી ઝાલ્યો અને બૂમ પાડી, "અમે બળવો પુકાર્યો છે. તમારે શું કરવું, તે વિચાર કરો......તમે તમારા વખતમાં કે સરકારોને ઊંધી વળતી જોઈ છે ને!"

એક કામચલાઉ સરકારનો ઢંઢેરો પિટાયો. નવી ખાલી પડેલી જગાઓમાં બેસી પડી. સાચી સત્તા રજવાડી પક્ષોએ હાથ કરી. પેરીસનો ગવર્નર ટ્રોસુ બન્યો. વીક્ટર હ્યુગોએ એને નિષ્ફળ બનવાના ક્રિયાપદનું ભૂતકૃદંત કહ્યો હતો.

પણ બધા પક્ષો પેરીસના રક્ષણ માટે બહાર આવ્યા.

બ્લેનકી પણ હવે ખુલ્લો બહાર ફરવા લાગ્યો.

સુરત ફેવરે પણ નવા પ્રાણથી કહેતો હતો:

"આપણા પ્રદેશની એક પણ તસુ જમીન પડવા નહિ દઈએ." અને ૨૦મી સપ્ટેંબરે ૧૮૭૦ની સાલે પ્રશિયન લશ્કરો પેરીસ પર અથડાયાં. પેરીસ પર પ્રશિયાએ ઘેરો ઘાલ્યો.

પાંચ મહિના સુધી પેરીસ ઘેરાયેલું પડયું. પાંચ મહિના સુધી પેરીસે દોહ્યલાં દિવસ રાત પસાર કર્યાં. પાંચ મહિનાના માઠા હીમાળા ગાળીને પેરીસે, પાંચ પાંચ મહિના સુધી યાતનાઓ, દુઃખો, નિરાશા અને ધિક્કારના ગંજ ધીખતાં જિગરમાં ખડકયા કર્યા.

આર્થિક કટોકટીએ બધું વજન પાંચ મહિના પર છોડી મુકયું, રાજકીય આંધીએ ભયાનક ભાન જગાવી દીધું.

પાંચ મહિનાના એકસો ને પાંત્રીસ દિવસો પર તંગ દશા રોજ તણાતી રહી, રોજ રોજ જાગી ઊઠતી આશાઓ નિરાશાઓ બનતી ગઈ, શેરીઓમાં ધડાકા થવા લાગ્યા, ફૂટતા ગોળાઓની કરચો વીણવા

છોકરાંઓ જવા લાગ્યાં. હોસ્પીટલો પણ તૂટતી હતી. સંગ્રહસ્થામાંથી ખોરાક બનવા માટે, બિલાડીઓ, ઉંદરો અને વાંદરાં તથા હાથીઓને બહાર કાઢવામાં આવતા હતા. રોટી મોંઘી અને કાળી બનતી હતી. બળતણ પણ બળી પરવાર્યું હતું એટલે જાહેર જગાઓ પરનાં ઝાડ કપાતાં હતાં. આ બધામાં રોગચાળો ફરવા નીકળી પડ્યો હતો. ઘરઘરથી આનની લાગો દેવાઈ રહ્યો હતો, તોય આનંદી પેરીસવાસીઓનો યુગ–વેગ ઓસરતો નહોતો.

રાષ્ટ્રચોકીદળની સંખ્યા વધતી જતી હતી. નાગરિકોનું રાષ્ટ્ર-લશ્કર લા–ફાયેટે સરજાવ્યું હતું તે પાછું જાગી પડયું હતું. એના સૈનિકો જ અમલદારોની ચૂંટણી કરતા હતા. એણે લાખો ફાંકનાં હથિયાર ધરવા માંડયાં હતાં. મજૂર લતાઓમાં કામદારોનાં લાલ લશ્કરો રચાવા માંડયાં હતાં. શ્રીમંત સરકારને કામદાર સાથે લશ્કરી અવાજ ગમતો નહોતો પણ કટોકટીની કઠણાઇ સૌથી વિકટ હતી.

એમ ઉપરનું સરકારનું ઢીચલું ઝીલાઇ રહ્યું છતાં નીચેથી આખા પેરીસ પર નગરનું સમગ્ર સંયુક્ત બંધારણ બંધાવા માંડયું હતું. કામચલાઉ સરકાર પાસેથી એણે કામગીરી પોતાના હાથમાં લેવા માંડી હતી. સેંકડો કમિટિઓ ક્રાન્તિની ઘટનામાંથી બંધાવા માંડી હતી. તમામ સત્તા રાષ્ટ્ર ચોકીદળના હાથમાં આવતી જતી હતી. અને પેરીસનો ઘેરો જેમ વધારે ગહન બનતો જતો હતો, તેમ તમામ નગરતંત્ર પણ એના જ હાથમાં આવી પડતું હતું.

૧૮૭૧નું નવું વરસ શરૂ થતું હતું. રાષ્ટ્રચોકીદળના સૈનિકો પીતા પીતા નવી વાત બોલતા, "કોમ્યુન ઝીંદાબાદ." નવા વરસનો આ શબ્દ પાછો ફૂટી નીકળતો હતો. લાલ ઝંડા પેરીસના પૂર્વમાં ઊગતી લાલ ઉષાની જેમ ઝબકી ઊઠતા હતા.

"જનતા માટે રસ્તો ખુલ્લો કરો" ગાજતા અવાજો ઘેરા બનતા હતા.

"એક જ ઊગરવા બારી છે." પેરીસનો રજવાડી અને મૂડીવાદી પક્ષ ૧૦મી જાન્યુઆરીએ વિચારતો હતો.

“શા ?”

“એવું થાય કે રાષ્ટ્રચોકિયાત દળના પચીસ હજાર જેટલા નગર બહાર લડવા નીકળે અને મરી પરવારે તો, અંદરના બાકીના પ્રશિયા સાથે સલાહ કરવા કબૂલ થશે અને આ ઉપાધિમાંથી......”

“પણ પચીસ હજારને મરી પરવારવાની યોજના !” ક્લીમેન્ટ થોમસ ચોકિયાત દળનો રજવાડીપક્ષી સરદાર હતો.

યોજનાનો અમલ શરૂ થયો. નગર બહારના સંગ્રામમાં રાષ્ટ્રીય ચોકિયાત દળના એક જ દિવસમાં ત્રણ હજાર મરી પરવાર્યા પણ એટલી સંખ્યા પૂરતી સંખ્યા ન હતી.

તો બીજી યોજના.

બીજી યોજના પહેલાં રાજીનામું આપવામાં વધારે સલામતી ભાળીને પેરીસના ગવર્નર ટ્રોશુએ જગા છોડી દીધી, અને વીનોય નામનો એક લશ્કરી એની જગાએ નિમાયો.

અને જનતા માટે દરવાજા ખોલી નાખોના અવાજ વધારે ઘેરા બનતા ગયા. એક મોટા ટોળાએ કાદરમાં હોટેલ-ડી-વીલીને ઘેરી લીધું. સેપીઆએ ૧૦૧મી બેટેલિયનને ગોઠવી.

ત્યારે પ્રધાનમંડળની મિટીંગ ચાલતી હતી. ફેસોન રાજીનામું લઈને ધસતો હતો અને આંસુ લાવીને કહેતો હતો “ફ્લોરેન છૂટયો છે. મોટા ટોળાની આગેવાની કરીને આવે છે. પોલીસવડો પકડાઈ ગયો છે.”

એવો જાન્યુઆરી ઉતાવળો પૂરો થતો હતો.

એક સરકાર પડતી હતી.

બીજી એવી જ બાસીની સરકાર આવતી હતી અને ખતમ થતી હતી, ત્યારે માર્ચ મહિનો શરૂ થઇ ગયો હતો.

પેરીસમાં ૧૨મીએ લાલ ઝંડા પાછા ફરકી ઊડયા હતા. પેરીસનો બળવો ફ્રાન્સ આખાની ક્રાન્તિ બનતો હતો.

માર્ચની ૧૬મીએ પેરીસના મતદારો મત આપવા જતા હતા. ૧૮મીએ પરિણામ બહાર પડવાનાં હતાં. રાષ્ટ્ર–ચોકિયાત દળો શાંતિ જાળવતાં હતાં.

કોમ્યુનની ચૂંટણી ફતેહમંદ નીવડી. બાણુની કોમ્યુનલ કાઉન્સીલની ચૂંટણી થઈ. એ ચુંટણીમાં ૨૧ કામદારો હતા, ૩૦, પત્રકારો, લેખકો, કલાકારો હતા. ૧૩ કારકુનો અને વેપારીઓ હતા. કોમ્યુને માર્ચની અઢારમી અને મંગળવારે સત્તા હાથ કરી અને હોટેલ-ડી-વીલીનો કબજો લીધો.

પેરીસમાં ઊગતી નવી દુનિયાને દેખવા પેરીસના દરેક વર્ગોમાંથી માનવમેદની ઊમટી. હોટેલ-ડી-વીલી પરથી લાલ ઝંડા ફરકતા હતા. એની સામેના ચોકમાં ઊભરાતાં માણસો જમા થતાં હતાં. માર્ચની ૧૮મીને જગતઈતિહાસમાં પહેલીવાર કોમ્યુન રચતી જનતાએ બહુ-માન આપ્યું. ઈતિહાસ માનવ જનતા માટે નવાં કમાડનાં ઉદ્ઘાટન કરતો હતો. જયઘોષથી ઊછળતા માનવસાગરમાં શ્રીમંતોએ પણ પોતાની રેશમી હેટો ઉછાળી.

પેરીસે છેવટે મુક્ત બનવાનો છુટકારાનો દમ ખેંચ્યો કોમ્યુનની અનેક તોપોએ જય ગર્જનાઓ કરી. કોમ્યુનના લાખો ચોકિયાતોની સંગીનો નવી દુનિયાની સલામીમાં ચમકી ઊઠી. એક સાથે અનેક બ્યુગેલોએ જયનાદ કર્યો.

હજારો લાલ વાવટા ફરકી ઊઠ્યા. પેરીસના નવા ચૂંટાયલા એક મોટા રંગમંડપ પર આવકારાયા.

અને રેનવીર ઊભો થયો. એણે જનતાના નામમાં કોમ્યુનની જાહેરાત કરી.

અને પછી અંગ્રેજી–અમરિકી વેપારી કંપનીઓએ વેપાર થોભાવ્યા અને જર્મનોએ જકાતી દીવાલો રચીને પોતાને આંગણે

વેસ્ટફાલિયાના કોલસાની ધમણો ધોખાવીને લોરેનનાં પોલાદ ઘડયાં. ૧૮૭૫ સુધીમાં જર્મનીનું પીગ આયર્ન વીસ લાખ ટન પર પહોંચ્યું અને દરેક દશકે જર્મનીનું પોલાદ બમણું થયું. ૧૯૧૩ની સાલ સુમારકે જર્મન સામ્રાજ્યના જંકરવાદે ૧૦૦,૦૦૦,૦૦૦ પૌંડનું પોલાદ બહાર વેચ્યું. જગતભરમાં એકલા અમેરિકાનું ઉત્પાદન એનાથી અદકું હતું.

એમ જર્મન શાહીવાદનાં યંત્રઆયુધોમાં શક્તિના ઓઘ ઊભરાયા. અંગ્રેજી અમરિકી શાહીવાદી શિકારીઓના પછાત પ્રદેશો પર એ યંત્રઆયુધોએ નિશાન માંડયાં.

અને કૈસર ઉંમર લાયક થઈને જર્મન જંકરોની ખૂની તોપો પર ચઢીને ઊભો, ત્યારે એનો બાદલો હાથ પણ બળિયો દેખાયો. એણે કાકા બરટીને પોતાની નૌકા ફોજ બતાવી. એણે પોતાની જાતને દરિયાઈ રાણી, દાદીના દેહ જેવી દબદબાવાળી દેખી.

બન્ને ચાંચિયાઓએ જાણે શિકારી સાઠમારીની નજરોની આપલે કરી. બન્ને શિકારીઓ એક શિકાર પર ટાંપી રહ્યા. શાહીવાદી સમશેરો ઘસાવા માંડી. જોન બુલની શાહીવાદી ભુંજાકનાં ફરજંદો દરિયાનાં મોજાં પર રાજ કરવાનાં ગીતડાં ગાતાં થંભીને ઊભાં.

અને પહેલા નંબરના વિશ્વયુદ્ધનાં નગારાં ગગડતાં થયાં.

## ૧૧ : જર્મન જંકરનો હુંકાર

જર્મની પર એવું ૧૯મું શતક અરધું દોડી ગયું હતું ત્યારે જ્યાં ઠકરાતી ડાયરાઓની ડેલીઓ શૂરાતની રમઝટ જમાવતી કસુંબાના કેફમાં ડોલતી રહેતી, જર્મનીના ટુકડા કરીને દરેક ટુકડા પર બાથ ભરીને ચોંટી બેઠી હતી ત્યાંય આ નવા નીકળેલા યંત્રનો અને એને આગળ ધરનાર મૂડીવાદનો પવન વાવા માંડ્યો હતો.

અને તોય ગમે તેવા પવનમાંય ચસકે નહિ એવી રજવાડી–ઠકરાતી–જમીનદારી જડો જર્મની પર જામી પડી હતી. એ જડો જંકરોના નામથી ઓળખાતી હતી. એમાંથી જ એક દિવસ એક જંકર ઊભો થયો. એનું નામ ઓટો–એડવાર્ડ–લીઓપોલ્ડ ફોન બિસ્માર્ક હતું. એનું માંસલ શરીર હતું, બળદ જેવી ખાંધ હતી અને રીંછ જેવો સ્વભાવ હતો.

જંકરોના જીવનમાં મુખ્ય કામગીરી લડવાની, શિકાર કરવાની પીવાની અને પોતાની જાગીરનાં હાલીઓ પર જોહુકમી ચલાવવાની હતી. એ બધા સદ્‌ગુણો એનામાં હતા પણ એ આખો જંકર ન હતો, અરધો હતો.

કારણકે એની મા શહેરમાં ઊછરી હતી અને સભ્ય તથા સંસ્કારી કુટુંબમાં જન્મેલી હતી. પણ એને મા તરફ અને માતાના

કુટુંબના સંસ્કાર તરફ ધિક્કાર હતો. એને તો એક જ વેગ હતો. એ વેગ જર્મનીને જંકર ઉમરાવોના મહાન યશ માટે મહાન જર્મની બનાવવાનો હતો.

એ વેગને લીધે એ ઠકરાતી મનોદશાથી આગળ વધ્યો. મહાન જર્મની બનાવવા માટે જર્મની પર ટુકડે–ટુકડા વહેંચીને પથરાયલી રજવાડી ઘટનાને એક કરીને જ મહાન જર્મની બનાવાય તે વાત એને સમજાઇ ગઈ.

અને પ્રશિયાની સરકારમાં ચાદ વરસ નોકરી કર્યા પછી જ્યારે એ પ્રશિયાનો વડો પ્રધાન બન્યો ત્યારે એના વેગને તક સાંપડી. એણે લશ્કર વધારવા માંડ્યું અને જર્મનીને મહાન બનાવવાની કારવાઈ શરૂ કરી.

૧૮૫૦માં સરકારમાં આવ્યા પછી આજે ૧૮૬૪માં એણે ડેનમાર્ક પર પંજો ઉગામવા ઑસ્ટ્રિયાની દોસ્તી કરી. અને ૧૮૬૬માં એણે ઑસ્ટ્રિયા પર તરાપ મારીને એને પ્રશિયા નીચે લાવી દીધું. ૧૮૭૦માં એણે ફ્રાન્સ સાથે લડાઈ આરંભી અને જોતજોતામાં જર્મનીને મહાન સત્તાવાળું જર્મની બનાવ્યું.

પણ પેલું યંત્ર અને એનો માલિક મૂડીવાદ એ બધામાં કાંઇ કાળું જોઈ રહ્યાં. એણે મૂડીવાદને માટે જર્મનીને મહાન જર્મની ન બનાવ્યું પણ પેલા જંકરો માટે મહાન બનાવ્યું. આ નવું જર્મની, ઉદારમતવાદી નહિ, પણ સ્થિતિચૂસ્ત રહ્યું. મૂડીવાદની નવી લોકશાહી-વાળું નહિ, પણ ઠકરાતી લશ્કરવાદી રહ્યું. મૂડીવાદને મનપસંદ લોકશાસનવાળી સરકારનો એણે નકાર કર્યો અને પગથી માથા સુધી બખ્તર પહેરીને—હથિયાર ધરીને—જંકર જાલિમ નવો બનીને ઊભો.

જાગતા મૂડીવાદને વેપારીમે આ કમઠાણ સુંવાળું લાગ્યું નહિ, પણ એ ચોકઠામાં જર્મનીનો મૂડીવાદ જંકરના ચોકીપહેરા નીચે

ઓઢવાવા માંડ્યો અને હલવા લાગ્યો. કારણ કે બિસ્માર્કે હારેલા ફ્રાન્સ પાસેથી એક બિલિયન ડોલરનો દંડ પડાવ્યો હતો, આલસેક અને લોરીન પડાવ્યાં હતાં, એ બન્નેમાંથી નવા અર્થકારણના ઉદ્યોગની ધાતુઓ મળવાની હતી. ફ્રાન્સનો દંડ અર્થ-યોજનામાં કામ લાગવાનો હતો. તો પછી જંકરોના ચોકી-પહેરા નીચે યંત્રો ચલાવવાં શું ખોટાં છે એમ મૂડીવાદ વિમાસતો હતો.

અને જોરશોરથી જર્મની પર ઉદ્યોગવાદ ઊમટવા લાગ્યો. જર્મની જેવું જર્મની, જંકર જેવા ચોકિયાત, એકહથ્થુ સરકાર અને બીજા દેશોએ ખેડેલા ઉદ્યોગોના અનુભવ પરથી આગળ વધવાનું અને એ બધા ઉપરાંત યરોપના બીજા દેશોમાં હતો તેવો મુક્ત હરીફાઈ ( laissez-jaire )-નો અહીં સિદ્ધાંત નહિ. એમ રજવાડી કમઠાણના લશ્કરી અધિકારની એકહથ્થુ સત્તા નીચે જર્મની પર યંત્ર કામે લાગી ગયું.

અને જોરશોરથી ચાલવા લાગ્યું.

અને જર્મનીના મૂડીવાદને શાહીવાદી બનવાની ઉંમર પણ આવી પહોંચી.

પરંતુ શિકાર ખેલવા જવું ક્યાં ? ચિંતાતુર જર્મનીની નજર આગળ અંગ્રેજી જોન બુલ સિંહ પર બેસીને ફરતો દેખાતો હતો. એટલે એણે જોયા કર્યું, તાક માંડ્યા કરી, ઘુરઘુરાટ કર્યા કર્યા અને ધીમે રહીને આફ્રિકાનાં પડખાં પર પંજા મારવા માંડ્યા, અને પાસિફિકના થોડાક ટાપુઓ પર ઉતરાણ કરવાં શરૂ કર્યાં. પણ એ બધું કાળજું ઠરે તેવું નહોતું. થોડાંક જંગલો અને થોડાંક વેરાનો જ એનાં શિકાર બન્યાં હતાં.

ઈ. સ. ૧૮૯૦માં શાહીવાદી ફ્રેંચ શિકારીએ જર્મની કરતાં ત્રણ ગણાં સંસ્થાનો પડાવ્યાં હતાં અને પાંચ ગણી વસ્તી પચાવી

હતી તથા જોન બુલ પાસે બારગણાં સંસ્થાનો હતાં અને ચરી ખાવા માટે ત્રીસગણી વધારે વસ્તી એણે ઝડપી લીધી હતી. અને સંસ્થાનોનું શોષણ કરવાની રીતરસમનાં બંધારણ શરૂ કરે તે પહેલાં જ ભૂખ્યું ડાંસ જેવું જર્મની સંસ્થાનોની વસ્તીને ચૂસી નાખીને ઉજ્જડ કરવા મચી પડ્યું હતું.

એ અરસામાં જર્મનીની ગાદી પર નવો બાદશાહ આવ્યો. એનું નામ કૈઝર વીલહેલ્મ બીજો હતું. જર્મન શાહીવાદનો એ સરનશીન જલ્લાદ જુવાન શરીરમાં નબળો ચહેરો સંતાડવા પણી મોટી મૂછો રાખતો હતો અને જ્યારે ને ત્યારે મોટો ટોપ પહેરીને તથા લાંબી તરવાર લઈને છબી પડાવતો હતો. એનો એક હાથ જન્મથી જ બાદલો હતો અને બીજા હાથમાં સમશેર સમાલતો માથાના કોડિયામાંથી એ જર્મનીને મહાન બનાવવાનો દીવો પેટાવવાનો છે એમ માનતો હતો અને બરાડતો હતો : ' જર્મની પથરાશે...પથરાશે જ... જર્મનીને એના લોકો માટે, વેપાર માટે, લશ્કર માટે અને અભિમાન માટે સંસ્થાનો જોઈશે. ' અને ભગવાનની કૃપાથી ફ્રીડરીશ,-વીલહેલ્મ, વીક્ટર આલબર્ટ પ્રશિયાનો નવમો રાજા અને જર્મનીનો ત્રીજો કૈઝર સંસ્થાનો મેળવવાનો નિર્ધાર કરતો હતો.

પણ પૃથ્વી પરના પછાત અને અંધારા પ્રદેશોમાં દીવાસળી સળગાવીને જ મૂળ વતનીઓને ભડકાવીને ચપટી વગાડતાં સંસ્થાન મેળવી લેવાય તેવો જમાનો હવે હતો નહિ. પૃથ્વી પરના તમામ પ્રદેશો જર્મની જેવા જ બીજા શિકારીઓએ કબજે કરી લીધા હતા અને જર્મની કરતાંય મોટી તોપો તેમની પાસે હોવાથી કામ જરા જોખમી હતું.

પણ તોય શાહીવાદની જાતથી સંસ્થાનો વિના કંઈ ઓછું જિવાય છે ! એટલે કૈઝરે વરસોસુધી તરસી નજરો નાખ્યા કર્યા પછી એક દિવસ સ્પેનીશ માલિકીવાળા ફીલીપાઈન્સ ટાપુઓ પર

તરાપ મારવા કાફલો ચલાવ્યો. પણ ત્યારે એ કાફલાના સમાચાર સાંભળતાં જ ૧૮૯૮માં કયુબાનો કબ્જિયો જગવીને મનિલાના અખાતમાં પોતાનો કાફલો પણ ગોઠવી દીધો. જાણે બન્ને કાફલા બાથં બાથ આવી જશે એમ ઘડીભર દેખાયું પણ બન્નેની વચમાં ત્રીજો અંગ્રેજી શાહીવાદનો કાફલો પેસી ગયો અને જર્મનીએ અમેરિકા સાથે બાથ ભીડતાં પહેલાં જોન બુલ સાથે પતાવી લેવું જોઈએ, એમ દેખ્યું. અને એમ ન થાય તો જર્મનીએ જોન બુલ અને કાકાશામ બન્ને સાથે એકી વખતે લડવું પડે. પણ તે માટે તો એ તૈયાર ન હતું, એટલે પરિણામ એ આવ્યું કે દિલ પર કાળો ખાર દાબવીને કૈઝર પાછો ફર્યો અને ઘેર જઈને લાંબી તરવારો ઘસવા મંડયો.

અને દેશ દેશનાં શાહીવાદી નાણાંખાતાંઓ નવા વેપારમાં, નવા ધંધામાં, બધા ખજાના રોકવા મંડયાં. દારૂગોળા અને લડાયક યંત્રોના વેપાર ધીખી ઊઠયા. ઉત્તરધ્રુવના બિંદુ સિવાયની આખા જગતની તસુએ તસુ જમીન પર પોતપોતાની માલિકી કોતરી નાખનાર શાહીવાદીઓ અંદર અંદર ઝઘડવાની કારવાહી શરૂ કરતા હતા.

કારણ કે એમને માટે મરેલા પડેલા શબ જેવું પચ્છાત જગત એક જ હતું. પૃથ્વી મોટી થાય તેમ હતું નહિ. અને એની આસપાસ બેઠેલા શાહીવાદી શિકારીઓમાં ઘણા નવા હતા. પણ નવું ઝડપવાનું હતું નહિ એટલે જેમના હાથમાં શિકાર હતો તેમની સાથે ઝપાઝપી કર્યા વિના શાહીવાદની ઓલાદની ભૂખ શમે તેમ નહોતું.

જર્મની, ઓસ્ટ્રિયા અને ઇટાલી ભૂખ્યાં વરુઓ હતાં, ફ્રાન્સ અને ગ્રેટબ્રિટન ખાઉધરા ચિત્તા હતા, જાપાન, 'એશિયા મારે માટે, કારણ હું એશિયન છું' એમ બોલતું બીજા તમામ સામે દાંતિયાં કરતું હતું અને અમેરિકા જાપાન સામે ઘુરકતું, ફીલીપાઈન્સને હલાલ કરતું હતું.

એમ મહા ભયાનક છબી જગત પર પથરાતી હતી. ત્યારે દીન-દયાવાળાઓના કાફલા દરેક દેશમાં શાંતિ માટે પ્રાર્થના કરતા હતા અને શાહીવાદનાં પતિપરાયણ ઘૂમટા જેવાં મોઢાં ઢાંકીને ગદગદ બનતા શાંતિપરિષદો ભરતા હતા.

પણ જાણે જગત આખાને પોતાનું શિકારખાનું બનાવતા શાહીવાદી જલ્લાદો લોહીલોખંડ વરસાવવા, માનવતાનો કત્સરઘાણ બોલાવવા, સંસ્થાનોના શિકારમાં જગત–જનતાનાં કતલખાનાં ખુલ્લાં મૂકવા નીકળતા હતા. એ માનવખોરોને રોકવા પ્રાર્થનાઓ નકામી હતી, પરિષદો નાકામિયાબ હતી.

મૂડીવાદે માંડેલી દુકાનના નફા સાચવવા માનવજાતની કતલ થતી હતી. શાહીવાદની નફાખોરીના દરેક સિક્કાના બદલામાં માનવ-જાતનો ભોગ અપાતો હતો. નફાનું સાચું રૂપ પ્રકાશ પામતું હતું. મૂડીવાદના જીવનમાં વણાયેલો મહાસંહાર નાગ્ન બનીને તાંડવે ચડતો હતો. મૂડીવાદની ઓલાદવાળાં માનવો વરુની જાત બનીને વછૂટતાં હતાં. ફ્રાંસ મોરોક્કો પર તરાપ મારતું હતું, ઈટાલી ટરકી પર આક્રમણ કરતું હતું, રશિયા ઓસ્ટ્રિયા પર ચડવા તૈયાર થતું હતું, જર્મની સૌ પર તૂટી પડવા તકેદાર બનતું હતું, અને ફ્રાન્સ જર્મનીની પાંખ ટૂંપવા તાકતું હતું. મૂડીવાદે જલ્લાદ જન્માવ્યો હતો. શાહીવાદે માલિક-માનવીને વ્યાઘ્ર સરજ્યો હતો. નફો માનવખોર હતો તે વાત રોજના વ્યવહારમાંથી સંગ્રામ સરજતી હતી.

જર્મની લશ્કરનાં હરોળો એકદમ વધારતું હતું, બેલ્જિયમ ખાસ ભરતી કરતું હતું, ફ્રાન્સ ત્રણ વરસની તડામાર તૈયારીમાં પડયું હતું. રશિયા નવાં આયુધો માટે કરોડોનું બજેટ ઘડતું હતું. અને પોતાની લોહીભીની બોડમાં બેઠેલો જોન બુલ નામનો બબર નવાં લડાયક જહાજો બાંધતો પોતાનો શિકાર બનેલાં તમામ મડાં પર હાડ, માંસ ને ચામ ચૂસતો મચી પડયો હતો.

ત્યારે જલ્લાદોની શાહીવાદી જાતને જંગે ચડવાનું બાનું આપનાર એક બનાવ બન્યો. ૧૯૧૪ના જૂનના ૨૮મા દિવસે ઑસ્ટ્રિયાનું એક રૂપાળું રાજયુગલ બોસનીઆના સારાજીવો નગરમાં સહેલગાહે આવ્યું. ઑસ્ટ્રોહંગેરીનો ગાદીવારસ ફરડીનાન્ડ એની ધરવાળી સાથે સારાજીવોમાં ફરતો હતો. જર્મન શાહીવાદનો આ પ્રદેશ તાજો શિકાર હતો. રાજમહેમાનોની ગાડી રસ્તા પર ઊભેલાં કંગાલ લોકોના મુજરા ઝીલતી સરી જતી હતી.

પણ ત્યારે એકાએક એક છાપરા ઉપરથી એક કાળી વસ્તુ શાહી ગાડીમાં પડી પણ પેલા આર્ચડ્યુકે તેને ઊંચકીને તરત જ રસ્તા પર નાખી દીધી. રસ્તા પર એક મોટો ધડાકો થયો અને સહેલગાહે નીકળેલાં રાજદંપતીનાં દિલ ધડકી ઊઠ્યાં.

પછી રાજરસાલો નગરખંડમાં પહોંચ્યો. સારાજીવાના રાજઅધિકારીએ શાહી દંપતીનું બહુમાન કરવા માંડ્યું પણ દંપતીના જીવ ધડકતા હતા. તેમણે ગુસ્સાથી કહ્યું. "બસ, બહુ થયું. બંધ કરો."

અને રાજદંપતીએ ઉતારા પર પોતાની ગાડી હંકારવાનું ફરમાન કર્યું.

અને ગાડી હંકાઈ. અને એક જગાએ જરાક અટકી પડી. ત્યાં એક સરબિયન જુવાન આ શાહી યુગલ પર તાકી રહ્યો હતો. એ ગેવરીલો હતો. ગેવરીલો સરબિયાને ગુલામ બનાવનાર શાહીવાદના જલ્લાદ પર પિસ્તાલ ફોડતો હતો.

અને એક ધડાકો થયો. ફરડીનાન્ડ મરેલો પડ્યો.

એ ધડાકાએ શાહીવાદી ડાકુઓનો સંહાર–સમારંભ ખુલ્લો મૂક્યો. સત્તાવીશ સરકારો અને પાંચ પરાધીન પ્રદેશો શાહીવાદીઓના નફાખોર જંગમાં તૂટી પડ્યાં. દેશ દેશમાં ડુગિયું વાગ્યું. કામદાર–કિસાનોના દીકરા શાહીવાદી માનવભક્ષકનાં ખપ્પર ભરવા રવાના થયા.

માનવોના મરેલા ગંજ પર ચાર ચાર વરસોની લોહીલુહાણ પળો દોડતી ચાલી. લાખો જન-માનવોના દેહ ગોલંદાજીમાં તંતુઓ વીખરાઈને વીંખાઈ ગયા. લાખો શરીરો કાંટાળા તાર પર ટિંગાઈને પીંખાઈ ગયાં. લાખો શરીરો વીંધાઈ વીંધાઈને પોતાના લોહીમાં લપેટાઈને ભયાનક યાતનામાં પગ ઘસી ઘસીને હોલવાઈ ગયાં, લાખો ખોવાઈ ગયાં. લાખો માનવો સળગી ગયેલાં ગામોમાં ભૂખ્યાં અઠવાડિયાં પર લળી લળીને ભરખાઈ ગયાં. લાખોના દેહ લશ્કરી કારાગારની યાતનાઓ સહીને શમી ગયા. લાખોની વેદનાઓ લશ્કરી દવાખાનામાં ચિત્કાર કરતી ચાલી ગઈ. લાખો પર મહામારીના પ્લેગ ફેલાઈ ગયા. કોઈનાં માબાપો, કોઈનાં નર-નારીઓ, કોઈનાં યુવકયુવતીઓ, કોઈનાં બાળક-બાળકીઓ, જગત-જનતાનાં ચાર કરોડ ફરજંદો મૂડીવાદી નફાખોરીની શાહીવાદી ઘટનાના નફાના હમલા કરવાના, સંસ્થાનોની વહેંચણી કરવાના શાહીવાદી કિસ્સામાં ભરપાઈ ગયાં. જગત-જનતા પર શાહીવાદી સોદાગરો આતંક બનીને ઊતરી પડ્યા.

## ૧૨ : અમરિકી શાહીવાદની વીજળીની ખુરશીઓ

**અને** અમરિકાએ ૧૮૯૮ના એપ્રિલના ૧૯મા દિવસે સ્પેઈન પર લડાઈ જાહેર કરી. ચાર મહિના પછી હારેલા સ્પેઈન પાસે જીતેલો અમરિકી યાંકી સ્પેઈનના ટાપુઓ પડાવતો હતો. તેમાં ફીલીપાઈન્સ મુખ્ય હતો.

અમેરિકન લોકજનતા અમરિકી માલિકના આ અત્યાચાર સામે થંભીને પૂછવા લાગી; "આપણે અમરિકનો પણ......! આપણા સ્વાતંત્ર્યના જાહેરનામાનું શું ? આપણે તેમાં લખ્યું છે ને કે આપણી સરકાર તમામ પ્રજાજનની મંજૂરીપર જ રચાઇ છે ! તો પછી ફીલીપીનો જેઓ આઝાદી ઇચ્છે છે તેમના પર......તેમની મંજૂરી વિના......"

અને સ્વાતંત્ર્યના જાહેરનામા પર આસનશીન બનીને બેઠેલો પ્રમુખ કીનલી જવાબ દેતો હતોઃ

"આપણે માટે ફીલીપીનોને કેળવવા, ઊંચે ચઢાવવા અને ખ્રિસ્તી સંસ્કારી બનાવવાની ફરજ બજાવ્યા વિના હવે છૂટકો જ નથી." કાકો શામ બેશરમ બનીને શાહીવાદ બનતો હતો. કાકા શામના હાથમાંની સમશેર જગતપર અમરિકી માલિકનું સામ્રાજ્ય કોતરવા તાલાવેલી કરતી હતી.

અને અમરિકી ચાહીવાદ સંસ્કારની સમશેરને મ્યાનમાંથી બહાર કાઢીને અમરિકી સ્ટીમરનું સુકાન સંભાળતો હતો તથા જગતના બજારમાં અમરિકી મોટરકારો, ટાઈપરાઈટરો, વીજળીના દીવાઓ ને પંખાઓ, સેફ્ટીરેઝરો, બાથટબો, ચલચિત્રો, તથા ફાઉન્ટન પેનો અને એવી બીજી એક હજાર ને એક સંસ્કારી વસ્તુનાં બજારો ભરીને જગતને સંસ્કારી બનાવવા એટલે અમરીકનાઈઝ કરવાને પડતો હતો, ત્યારે ૧૯૦૦નું વરસ ખતમ થયું હતું.

અને ૧૯૧૪ના પહેલા નંબરના વિશ્વયુધ્ધે પોતપોતાના દુશ્મનો પર લડાઈ ચલાવવા અમેરિકાના ઉંબરા પર સામાનના ગંજ ખરીદવા માંડ્યા હતા. કેવો રૂડો દિવસ હતો ! કેવી મીઠી એ વિશ્વયુદ્ધની ઘડી હતી ! અમરિકી માલિકે નફાના ઢગલા કરવાનો આવો દિવસ પહેલીવાર દાખળ્યો.

અને નફાના ઢગલાનાં વેચાણ સલામત રીતે કરી શકાય તે માટે લડાઈમાંથી અમેરિકાને દૂર રાખનાર પ્રમુખ વિલસન પણ દેવનો દીધેલો દેખાયો તથા ૧૯૧૬માં ફરીવાર ચૂંટાયો.

અને અમરિકી માલિકે બન્ને પક્ષોને માલ વેચવા માંડ્યો. પણ લાંબો વખત આવી નિષ્પક્ષતા ચાલી નહિ કારણ કે ઈંગ્લેંડે દુશ્મન દેશોની આસપાસ પ્રતિબંધો દીવાલ ખડકી દીધી.

તોય ઈંગ્લેંડ અને મિત્ર દેશો માટે અમરિકા પાસે ખરીદ કરનાર જે. પી. મોરગનની કંપની રોજનો, ૧૦,૦૦૦,૦૦૦ ડોલરનો માલ ખરીદતી હતી અને સોનાના સિક્કા ભરતી હતી. ૧૯૧૫માં અમેરિકાનો પરદેશમંત્રી ખરીદી કરતા યુધ્ધે ચઢેલા મિત્રદેશોને વિનયથી કહેતો હતો કે આપ નામદારોને અમે ઉધાર માલ ધીરી શકીએ તેમ નથી કારણકે આપ શાહુકારો હોવા છતાં તમને ઉધાર આપવાથી આ વિશ્વયુદ્ધમાં અમારી નિષ્પક્ષતાને આંચ આવે તેમ છે."

પણ પછી ઉધાર પણ ધીર્યા વિના છૂટકો નહોતો, અને અમેરિકાએ માલના ડુંગરાઓ મિત્રરાજ્યોને વેચ્યા કર્યા.

પણ ૧૯૧૭ની સાલમાં મિત્રોની બાજી બગડતી દેખાઇ. સંગ્રામખોરોને માનવી સંહાર કરવાના માલના ઢગલા વેચતો અમરિકી માલિક ચિંતામાં પડયો. "મિત્રો હારી જાય તો ? મિત્રો હારી જાય તો આપણે ધીરેલા ઢગલાનું શું ?"

અને ૧૯૧૭ ના માર્ચના પાંચમા દિવસે અમરિકી શાહીવાદે નક્કી કરી નાખ્યું તથા એપ્રિલના છઠ્ઠા દિવસે જાહેર કર્યું કે, "અમેરિકાની કોંગ્રેસ જર્મની સાથે લડાઇ જાહેર કરે છે."

અમરિકી શાહીવાદ શાહીવાદી મિત્ર ટોળકીમાં આવી ઊભો. અમરિકી શાહીવાદે અમરિકી માલિકની નફાખોરી જગતભરપર પાથરવા અમરિકી જુવાનોને લડાઇમાં જોડાવા સાદ દીધો.

મેજર જનરલ સ્મેડલે-ડી બટલરે અમરિકી શાહીવાદના સથવારામાં કરેલી સેવાની છબી બનાવીને જાહેર કર્યું કે,

"મેં આપણા દેશના દરિયાઇ કાફલામાં તેત્રીસ વરસની સેવા બજાવી છે. મેં આપણા ડોલરોની માલિકી, આપણા વેપારના નફા અને વોલ સ્ટ્રીટનો વિજય ફરકાવવા ત્રણ ખંડો પર તરાપ મારી છે. મેં ૧૯૧૪માં મેકસીકો અને ટેંપીકોને અમરિકી તેલ માટે સલામત કર્યા, મેં હાઇટી તથા કયુબાને આપણી નેશનલ સીટી બેંકના છોકરાઓને નફાના ઢગલા ઉઘરાવી શકાય તેવા બનાવ્યા. મેં લાટિન ભાઇઓની આંતરરાષ્ટ્રીય બેંકની થાપણ માટે નીકારગુઆને સાફ કર્યું. મેં ડોમીનિયન રિપબ્લીકને અમરિકી ખાંડમાં નવડાવી નાખ્યું. મેં અમરિકી ફળોની કંપનીઓ માટે હોન્ડુરસને સીધો બનાવી દીધો અને ચીનમાં આપણી સ્ટેન્ડર્ડ ઓઇલ કંપનીના ગણેશ ગોઠવી દીધા.

અને મને એ કારકિર્દી દરમ્યાન ચાંદો, પદવીઓ, અને માનપત્રો એનાયત થયાં જ કર્યાં.

એવી અમરિકી શાહીવાદી છબી એટલા જ માટે યુદ્ધમાં ઊતરતી હતી.

એવું અમેરિકાનું સ્વાતંત્ર્ય જાહેરનામું અમરિકી ડોલરના શાહીવાદી દોજખમાં દફનાતું હતું. અમરિકી આઝાદીના ઝંડાને બગલમાં મારીને શાહીવાદી સોનેરી ટોળકી સંગ્રામની નોબત ગગડાવતી હતી.

અમરિકી જનતા પર...જગત જનતા પર અમરિકી શાહીવાદ મહાસંહારનો દરવાજો ખોલતો માનવતાનાં ખૂન પર અમરિકી ડોલરના માલિકોની માલિકીને ગંજાવર ખડકવાનો હતો.

ઇ. સ. ૧૯૦૦માં અમરિકી માલિકની માલિકી ૮૬,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલરની હતી પણ ૧૯૨૯માં માનવતાની ખાનાખરાબી કરીને ૩૬૧,૦૦૦,૦૦૦,૦૦૦ જેટલી વધી જવાની હતી.

એટલે તો અમરિકી શાહીવાદી બર્બર જગતભરપર અમરિકી માલિકની થાપણો ગોઠવવા ખૂનખાર ડોલરનો રોલર બનીને નીકળતો હતો.

એ રોલરને ફેરવનારા ઇંગ્લેંડથી નાનાં નાનાં હોડકાંમાં બેસીને આવી પહોંચેલા પેલા પિલગ્રીમ ફાધરો હતા. પિલગ્રીમ હોલમાં પડેલા એવા જૂના હોડકાનાં હાડપિંજરોમાંથી આજે કેવી શાહીવાદી ભૂતાવળો હાડચામ ધરીને જીવતી જાગતી બની ગઈ હતી!

પિલગ્રીમ ફાધરોનાં એ હોડકાં કેવાં હિજરત કરીને આવ્યાં હતાં! કેવાં બળવાખોર બનીને આવ્યાં હતાં! કેવા ન્યાયની ગુમરાણ કરતાં રાજા સામે બળવો પુકારતાં આવી પહોંચ્યાં હતાં!

અને આજે કેવી કાયાપલટ થતી હતી! રૂપ ગયાં હતાં, ગુણ વણસ્યા હતા, અને સફેદ ડાઘુઓ જગત જનતાને ચરવા ડાકુઓ બનીને જંગમાં ઝૂકી પડવા અમરિકી યૌવનને શૂળીએ ચઢાવતા હતા!

અમરિકી ધરતી પર શોષણની કારવાહીઓ શરૂ થઈ ગઈ હતી. ગઈકાલના ગુલામોના માલિકો બેંકરો બનીને નીકળ્યા હતા. દવાઓના પેટન્ટ પર લેબલો ચોઢાતાં હતાં. નિચોવાયલાં અન્નની સીલોપર સિક્કા લગાવીને બહારનાં બજારોમાં ધકેલાતાં હતાં. હસ્તી નહિં ધરાવતી ખાણો ખોદાવવા કંપનીઓ થાપણો માગતી ફરતી હતી, ખોદાયલા નહિ એવા તેલના કૂવા માટે શેરો ભરાતા હતા. લેવડ દેવડના સટ્ટા ખેલાતા હતા. નવાં નવાં જુગારખાનાં ઊઘડતાં હતાં. ગુંડાગીરીના ધંધા ધીખતા બનતા હતા. વેશ્યાવૃત્તિ કાયદેસર બનીને ફૂલતી ફાલતી હતી. અમરિકી ડૉલરે શોષણની કારવાહીઓ શરૂ કરી દીધી હતી.

એ કારવાહીનું ફરમાન અમરિકી ઉંમરલાયક નરોને લડાઈમાં જોડાઈ જવા આદર કરતું હતું. તો જ નફાના ઢગલા વધતા જાય તેમ હતું પણ તેથી ગરીબાઈના ખાડા જીવલેણ બનતા હતા. રોટી ને રહેઠાણના ભાવ માઝા મૂકતા હતા. જીવન જકડાતું હતું. પણ શ્રીમંતોને અતિ વધારે શ્રીમંત બનવા માટે અમેરિકાને યુદ્ધમાં ઉતાર્યા વિના ચાલે તેમ નહોતું.

"હું યુદ્ધમાં નથી જોડાવાનો......રોજીની ગુલામ બનેલી કામદાર જનતાને ગરદન મારવાના આ શાહીવાદી કતલખાનામાં..." સાકો જોરથી માથું હલાવતો જોઈ રહ્યો.

"તું...!" એના નાના બાળકના મોઢામાં સ્તન આપતાં રોઝીના હસી રહી, "કહેશે કે તું ડર્યો..."

"હા, હું ડરું છું...કામદાર જનતાની કચ્ચરઘાણ કરીને તેમનાં હાડ, માંસ, ચામમાંથી ડોલર બનાવતી આ સંહાર ચક્કીથી કંપી ઊઠું છું...મને યુદ્ધની બીક નથી પણ..."

"પણ તું...તું કોણ ?" પાછી રોઝીનાની નિસ્તેજ આંખો તાકી રહી, "તું કોણ સાકો......આ જંગલિયતથી ભરેલા ભારેલા કમઠાણમાં...તું...તું મજદૂરના કોઇ હક્ક ક્યાં છે...! આપણો કોઈ અવાજ ક્યાં છે......? એ લોકોએ તો કાયદો કર્યો છે કે તમામ ઉંમર લાયક......"

"હા."

"એટલેરતો આપણે આપણાં સંગઠન કરીએ છીએ...આપણાં કામદારોનાં યુનિયનો બાંધીએ છીએ...આપણા નિર્ણયો...આપણા ઠરાવો...આપણે તો...સરકારની હસ્તી જ નાબૂદ કરવા..."

"એટલે જ આપણને પેલા કોમ્યુનીસ્ટો પણ......" રોઝીના જોઈ રહી.

"'એનાર્કીસ્ટો–ઇન્ડીવીડ્યુઆલીસ્ટો', કહેતા હોય છે" બોલતા અત્યારસુધી ચૂપ બેઠેલા વેનઝેટીએ કહ્યું, "પણ આ યુદ્ધનો વિરોધ કરવામાં આપણે સૌ સાથે છીએ. આપણે આપણી કારવાહીની વિગતો આજ રાતની સભામાં જ નક્કી કરી નાખવી પડશે.

અને સાકો તથા વેનઝેટીની આગેવાની નીચે રાતભર સભા બેઠી. એનાર્કીસ્ટ નેતાઓ પોતપોતાનાં સ્વાયત્ત ઘટકોના પ્રતિનિધિઓ તરીકે આવ્યા હતા. એમાં પોર્ચુગીઝ હતા, ફ્રેંચ હતા, કેનેડિયનો, જર્મનો અને આયરીશો હતા, ઇટાલિયનોમાં મુખ્ય સાકો અને વેનઝેટી હતા. એ બધાનાં કામદાર ઘટકો ગ્રુપ ઓટોનોમી કહેવાતાં

હતાં, અમરિકાના પુરાણા નગર બોસ્ટનમાં આ ઘટકોનાં સંગઠન આજની સભા મેળવતાં હતાં, હડતાલનો નિર્ણય કરતાં હતા.

અને અમરિકાનો શાહીવાદ ૧૯૧૭ના માર્ચમાં જ્યારે અમરિકી જનતાને સંહારમાં હોમવાનો ઠરાવ કરતો હતો ત્યારે બોસ્ટનમાં પણ એ ઠારાવના વિરોધનાં યંત્રો અટકતાં હતાં, કારખાનામાંથી મજૂરોનો શોર ઉઠતો હતો.

આવે ટાણે કેવો અજખામણો એ અવાજ હતો ! ઈટાલિયન મજૂરો સ્કીઓપેરોના ઠરાવથી ગરજતા હતા, પોર્ટુગીઝ મજૂર 'ફોલગા' બોલતો ઉઠતો હતો, 'ગ્રોવી'ની ગર્જના કરતાં ફ્રેંચ ને કેનેડીયન ટોળાં ફરતાં હતાં, 'સ્ટ્રીક' ના શોર જર્મન મજૂરો જગવતા હતા અને અંગ્રેજ અમરિકી તથા આયરના અવાજો તમામ અવાજો સાથે એક જ અર્થમાં ભળતા ' સ્ટ્રાઈક ' બોલતા હતા.

હડતાલ પડતી હતી, અનેક વરસોના અસંતોષ એ શબ્દના આયુધપર તાકાત ધરતા હતા. જમાના જૂનાં શોષણ એ આયુધની ધાર ઘસતાં હતાં, ઇતિહાસી ન્યાયનું ભાન એ અવાજમાં ઝબકીને જાગતું હતું.

કામદાર જનતા શાહીવાદની ખૂની ચાલનો વિરોધ કરતી હતી. ત્યારે કામદારોની એક ચાલીમાં સાકો એની સ્ત્રી રોઝીનાને સમજાવતો હતો, " એ પાદરીઓ જેઓ જનતાને લડાઈમાં ભરતી થવાનું કહે છે તે બધા માલિકોના સુધારક દલાલો છે—રીફોર્મીસ્ટો—ટ્રેઈટ—દ્રોહીઓ છે......"

" પણ આપણે એ બધાં સામે......"

" શું ! આપણે ઘણાં બધાં છીએ......આપણે સમજી જઈએ તો. "

" પણ એમની પાસે કેદખાનાં છે...એમની પાસે લશ્કર છે, પોલિસ છે...એમના કાયદા કાનૂન છે ને..."

" ને આપણા હાથમાં એ બધાની હલચલના સુકાન છે... ...આપણે સમજી જઈએ તો..." સાકો ખડખડાટ હસતો જોઈ રહ્યો.

" આપણે સમજી જઈએ તો... " જાણે સમજવા મથતી હોય તેમ રોઝીના કોઈ સમજવાની વસ્તુને ઉપર તળે કરી રહી અને બોલી. " એનું નામ થોરો હતું એણે પેલું લખ્યું હતું ને અવિનય ભંગની લડત વિષે..."

" રીફોર્મીસ્ટો ટ્રેઈટર " સાકો પાછો ખડખડાટ હસતો બોલી ઊઠયો, એ બધા આસમાની ખ્યાલો મૂડીવાદના આચાર્યો જનતામાં વેરતા હોય છે. પણ એ ખ્યાલો ધરતી પર ઉતરી શકતા જ નથી હોતા.

આસમાનના એ પરપોટામાંથી ઝાંઝવાનાં જળનાં ઝરણાં લોક-જનતાને થકવી થકવીને મૂડીવાદી કમઠાણનાં કતલખાનાંમાં જકડી રાખતા હોય છે...બસ એટલું જ સમજાઈ જાય તો..."

પાછો સાકો જોઈ રહ્યો, અને બોલ્યો, " તો અમરિકાની કરોડોની જનતાના કંઠમાં "કોલંબીયા...આઝાદીનો મધુર પ્રદેશ..." એવા આજે જૂઠ બનેલા શબ્દો કેવા કાંટાની જેમ ખૂંચે અને ત્યારે લાલક્રાન્તિ..." બોલતી સાકોની આંખો પલકારો માર્યા વિના જોઈ રહી પછી જાણે ઊંઘમાંથી જગાડતો હોય તેવો બેતઝેટીનો અવાજ સંભળાયો, "નીક, સાક...સાક"

અને બારણું ખોલીને બારટોલોમીઓ વેનલેટી અંદર આવ્યો "નીક, સાક......મીચીગનના ખાણીઆઓ પર ત્યાંના ત્રાંબાના રાજાઓએ મારપીટ શરૂ કરી દીધી છે મને બીક છે આપણે ત્યાં પહોંચી નહિં વળીએ......અને મહાત્મા વીલસન બીજી વાર પ્રમુખ

ચૂંટાયો તે અમેરિકાને યુદ્ધમાંથી બહાર રાખવા નહિ કારણ કે આજ અમેરિકા યુદ્ધમાં ઊતરે તો જ શાહીવાદના નફાખોરોની થાપણો અને કાળાંબજારોને જાળવી શકાય તે વાત આજે સૌને ગળે ઉતારવી અઘરી છે. યુદ્ધની નોબતોમાં આપણો અવાજ."

"હું પણ એ જ વિચારું છું. એટલે તો આપણે નક્કી કર્યું છે કે તારે મેક્સીકો ભાગી જવું અને ત્યાં રહીને જે થાય તે..."

"શું થાય....ત્યાં રહીને કશું ન થાય." વેનઝેટી બોલ્યો.

"હું ક્યાં કહું છું કે થાય......જે થાય તે જોયા કરવું, પણ અહીંથી તો તાબડતોબ ચાલ્યા જ જવું જોઈશે, નહીં તો વોલસ્ટ્રીટના ડાકૂઓ આપણને છૂટા નહિ રહેવા દે."

"તો તું પણ......" વેનઝેટી જોઈ રહ્યો.

"હા, હું પણ" સાકો સંમત થયો, "હું ય કેપીટાલીસ્ટાની નફાખોર લડાઈમાં ગમે તે ભોગે જોડાવાનો નથી જ. પણ વેનઝેટી, મને ઘણી વાર લાગે છે કે અમેરિકાનો આંતરવિગ્રહ એળે ગયો છે, વોશિંગ્ટનનું જાહેરનામું પોકળ બન્યું છે......અમેરિકામાંથી ગુલામી ગઈ નથી, નહીં તો આપણે......" બોલતો સાકો કંઈ સાંભળી રહ્યો. છાપાં વેચતો ફેરિયો જોરથી બૂમ મારતો હતો, "રશિયામાં ક્રાન્તિ......ઝાર કેદી થયો, લોકપક્ષી સરકાર સત્તા પર......"

અને રોઝીના ઉતાવળી છાપું લેવા બહાર દોડી. બન્ને બિરાદરો સમાચાર પર તાકી રહ્યા. બન્નેની નજર આગળ સામાજિક ક્રાન્તિ સળગતી દેખાઈ. દીવાસ્વપ્ન દેખતો હોય તેવો વેનઝેટી બોલી રહ્યો, "ઝારનું પતન થયું......મજૂરોના હાથમાં સરકાર આવશે તો જગતભરમાં નવા યુગનું પહેલું મંડાણ થશે."

અને દશ ભયાનક દિવસો અમરિકી ધરતી પર જાતજાતના સમાચાર પાથરી રહ્યા. અમરિકી શાહીવાદના સ્તંભો પાયામાંથી હચમચતા સાંભળી રહ્યા. રશિયા યુદ્ધમાંથી બહાર નીકળી જતું હતું. જગતના છઠ્ઠા ભાગ પર લાલ રંગ રેલાતો હતો. ક્રેમલીનની મહાન ઝારોની ગાદી પર રૂસી મજદૂર પગ મૂકતો હતો. અને જૂના જગતના મહાનોની ઠેકડી કરતો જગતભરની જનતાને ક્રાન્તિ કરવા તે તે દેશના મહાનોના માથા પરથી સંબોધતો હતો.

જ્યારે રશિયા યુદ્ધમાંથી બહાર નીકળતું હતું ત્યારે પણ અમેરિકા યુદ્ધમાં સામેલ થતું હતું. યુદ્ધનો વિરોધ કરનારા પર અમરિકી સરકાર હમનો દોડતાં કરતી હતી. અંગત મિલ્કતનાં બધાં વાજિંત્રો રશિયા વિરોધી પ્રચાર વગાડવા મંડ્યાં હતાં. ગલત સમાચારો અને બનાવટી લેખો દેખાવા માંડ્યા હતા. રૂસી ક્રાન્તિનાં ભયાનક ચિત્રોને બનાવાય તેટલાં મોટાં બનાવીને જગત પર લોકક્રાન્તિ સામેના જુવાળ અમેરિકામાંથી જાગી ઊઠતા હતા.

ત્યારે શાહીવાદની પકડમાંથી બચી જવા સાકો અને વેનઝેટી મેક્સીકો જવા ઊપડી જતા હતા.

"લોકદ્રોહ!" સાકો વિચારતો હતો, "અમરિકી માલિકી કેવો લોકસંહાર મચાવે છે અને એ ભયાનક લોકદ્રોહનો વિરોધ પણ નહિ કરી શકીને આપણે લાચાર બનીને મેક્સીકોને માર્ગે...જાણે મને તો થાય છે કે..."

"ને મને આજથી ૮૭ વરસ પરનો વિલિયમ ગેરીસનનો અવાજ યાદ આવે છે. ગુલામી સામે એ કેવો ગરજ્યો હતો કે, 'માલિકોનો લોકદ્રોહ અમરિકાની ધરતી પર તમામ સ્મારકોને બેઠાં કરી દેશે અને તેમના જુલ્મો નીચે કચડાઈને કબરોમાં પણ અજંપો સેવતાં તમામ મડદાં ઊછળતાં ઊભાં થઈ જશે......"

"અને આજે આપણે એટલું પણ......"

"કારણ કે ગુલામી ગઈ છે......આઝાદી આવી છે...... આઝાદીની મધુર ધરતી પર આજે માનવસંહાર સામે અવાજ ઉઠાવવાનો ય ઇન્કાર છે."

અને બન્ને મેકસીકો પહોંચ્યા.

પણ પછી મિત્રરાજ્યોનો વિજય ઉતાવળો આવ્યો અને કૈસર હાર્યો.

અમેરિકાનાં પાટનગરોમાં વિજયદિનની રોશનીઓ સળગી ઊઠી.

અને પ્રેસીડેન્ટ વિલસન દુનિયાનું હકનામું ચૌદ મુદ્દાઓમાં લખી કાઢીને વરસાવી જવા ઉતાવળો ઊપડ્યો. પણ વચમાં ઇંગ્લેંડ આવ્યું અને ત્યાં એના ચૌદ મુદ્દામાંથી એક ખોવાઈ ગયો. એ મુદ્દો સમુદ્રોની આઝાદીનો હતો. એ મુદ્દામાં એના બીજા મુદ્દાઓનો મેળ બેઠો નહિ અને પ્રેસીડેન્ટ પાછા અમેરિકા પધાર્યા ત્યારે પોતે જ ખોવાઈ ગયા હતા અને કહેતા હતા, "પેલા રશિયનોએ આપણા મિત્રોની બધી ખાનગી સંધિઓ ઝારની પેટીમાંથી કાઢીને જાહેર કરી દઈને આખા વરસાલીના તહનામા પર ધૂળ ઉરાડો મૂકી, એટલે મારો વાંક નહોતો."

અને અમેરિકાની સેનેટ તથાસ્તુ બોલતી સ્વીકારતી હતી કે:

"ફ્રાન્સ રાહઇન પડાવે, જાપાન શાન્ટુંગ લઈ લે અને વગેરે વગેરે વહેંચણી પછી જગતની નવી રચના આપમેળે થઈ રહેશે."

ત્યારે લડાઈ પછી સાકો અને વેન્ઝેટી મેકસીકોમાંથી પાછા બોસ્ટન આવી પહોંચતા હતા. ત્યારે અમેરિકાની ધરતી પર ઊગેલો મેનો પહેલો દિવસ પણ આવી પહોંચતા હતો. એ દિવસે સરકારી વડાઓને સરનામે ટપાલમાંથી થોડાક પેકટ પહોંચતાં હતાં, પણ એ

બધાં પેકેટો ઉઘાડતાં જ શિકાગો અને બોસ્ટનમાં ધડાકા કરતાં ફૂટયાં હતાં.

પ્રેસીડેન્ટ વિલસને રશિયામાં નવી ઊગતી સોવિયટોને સંહારી નાખવા ચૌદ મૂડીવાદી દેશોનાં લશ્કરો દોડતાં કર્યાં હતાં, અને તોય અમરિકાની ધરતી પર ધડાકા કરતાં પેકેટો ટપાલમાં આવ્યાં હતાં. અમેરિકાનાં બજારોમાં સોવિયટ તરફી પત્રિકાઓ ઊડતી હતી.

"આપણે પણ......આપણે ત્યાં પણ રશિયામાં શરૂ થયેલા સોતાની પડછાયાઓને ભયાનક ત્રાસ વરતાવી દાબી દેવા પડશે" અમરિકાનો શાહીવાદ અમેરિકામાં ઊડતા થયેલા રૂસી પડછાયાઓનો ઘાત કરી નાખવાની યોજનાઓ ઘડતો હતો.

અને અમરિકાની ધરતી પર યાતનાગારો કામે લાગ્યાં. અમરિકાના ખૂણેખૂણેથી કામદાર હિલચાલ પર પ્રતિબંધો આવ્યા. અમરિકન જનતા પર સોવિયટપક્ષી હોવાનો અપરાધ કરપીણ ત્રાસ વરતાવતો ફરતો થયો.

બોસ્ટનના કામદાર વિભાગમાં એક ગેલીની મંડળની ભાળ જડી. એ મંડળનો કોઆસી પકડાયો. ફોંપાનો માફો ઝડપાઈ ગયો અને અમરિકી સરકારના ભંડારિયામાં ખોવાઈ ગયો, અને ફોંપાનોના સાથીદારે કારાગારની ઓરડીમાં ફાંસો ખાધો.

ત્યારે વેનઝેટી વિચારતો હતો, "કપરો કાળ આવી લાગ્યો છે, આપણા તંતુઓ પણ પોલાદના બનાવવા પડશે."

પણ શ્વેત મહાલ પર જતા એક એટર્ની જનરલના રસ્તામાં કદી નહિ થયેલો એવો મોટો ધડાકો થયો. એ ધડાકાના બોંબની કરચોમાંથી સરકારી ઉસ્તાદોએ સાર કાઢયો કે આ બોંબ એનાર્કીસ્ટોની બનાવટ છે.

અને તરત જ ન્યુયોર્કમાં ધરપકડો થઈ ગઈ. એ ધરપકડમાં બે જણ પકડાયાં, એક સાલસેડો અને બીજી ઇલિયા. ન્યુયોર્કમાં પકડાયેલાં સાથીદારોની મદદે જવા બોસ્ટનની કમિટિએ વેનઝેટીને રવાના કર્યો. પણ વેનઝેટી પહોંચતા પહેલાં સાલસેડોએ ન્યુયોર્કની પાર્ક-રો ઇમારતના સોળમા માળ પરથી પડતું નાખીને આપઘાત કર્યો હતો.

અને પછી થોડા દિવસે અમરિકાનાં છાપાંઓમાં સમાચાર છપાયા કે "સ્લેટર અને મોરીલ શુ ફેક્ટરીના બનાવને અંગે બે ઇટાલિયનોની ધરપકડ કરવામાં આવી છે."

એ બે ધરપકડનાં નામોમાં એક બારટોલોમિયો વેનઝેટીનું તથા બીજું નીકોલા સાકોનું હતું.

એક બંધ પોલીસગાડી બોસ્ટનના ચાર્લ્સટાઉન કારાગારમાં આવી પહોંચી. વેનઝેટી અંદર ધકેલાઇ ગયો. કારાગારની એક કોટડીમાં એને ખાખી કપડાં આપવામાં આવ્યાં તથા આઠ ફૂટ લાંબી અને એક ફૂટ દશ ઇંચ પહોળી કોટડીનાં કમાડ વસાઈ ગયાં. અહીં જ એને ચોવીસમાંથી સોળ કલાક વિતાવવાના હતા. બાકીના વખતમાં એ કપડાં સીવતો અને ઓરડીની દીવાલમાંથી એક કાણામાંથી બહાર આવતાં સૂરજનાં કિરણો સાથે બહાર નીકળીને એને આઝાદીના મધુર દેશની છબી જોવાનું મન થતું.

વેનઝેટી એ કોટડીમાં એક કાગળ લખતો હતો: "સાકોની મને ખબર નથી. વહેલામોડા અમે ભેળા તો થશું જ. અમારા પર મૂકવામાં આવેલા આરોપો જૂઠા છે. અમને સામાજિક ક્રાન્તિ સાથે એટલા માટે પ્રેમ છે કે તેના વિના સમાજની તાકાત અને દોલત એક એક માનવની સમાન રીતે સેવા નહિ કરી શકે. એ માટે સામાજિક ક્રાન્તિ જરૂરી છે અને તે મહાન માનવ અનુરાગ અને આપભોગ માગી લે છે."

અને એણે ૧૯૨૦ના સપ્ટેંબરના પહેલા દિવસની તારીખ નાખીને ચોકીદારને કાગળ આપવા બારણા તરફ જોયું અને એની નજર સામે સાકો દેખાયો અને સામેની કોટડીમાં પુરાયો.

પછી ૧૯૨૦ના સપ્ટેંબરના ૧૧મા દિવસે નોરફોક પરગણાની જ્યુરીએ એની સામે દક્ષિણ બ્રોનટ્રીના બનાવનો અને બે માસ્ટરને મારી નાખવાનો આરોપ ઘડીને એ બન્ને નીકાલા સાકો અને બારટોલોમિયો વેનઝેટીપર મોકલી આપ્યો અને ન્યાયાધીશ થેવર પાસે બન્નેને જવાબ માટે રજુ કરવામાં આવ્યા.

બન્નેએ આરોપનો ઇન્કાર કર્યો અને પછી ફેબ્રુઆરીમાં એમનો મુકદ્દમો ચલાવવાનું નક્કી થયું.

અને દેધામની અદાલત ઉઘડી. ઘુમ્મટ નીચેના મોટા ખંડમાં ન્યાય કરનારાઓની અને બચાવ ઘડનારાઓની અવરજવર શરૂ થઇ. અદાલતની આસપાસ પોલીસો અને છૂપીપોલીસોના પહેરા ગોઠવાઇ ગયા. આવનાર જનારની તપાસો થવા લાગી.

પછી અદાલતે કામ શરૂ કર્યું. બારટોલોમિયો વેનઝેટીને ચાર્લ્સ ટાઉનના કારાગારમાંથી લાવવામાં આવ્યો અને અદાલતની વચ્ચે એક પોલાદી પાંજરામાં ઊભો રાખવામાં આવ્યો. એની સામે જ્યુરી બોકસમાં ન્યાય કરનારા ગોઠવાયા હતા. એ બંનેની વચમાં એક અમરિકી વાવટાવાળો દંડો ઊભો ખોસેલો હતો.

પછી સરકારી વકીલોએ વારાફરતી પોતે શું શું સાબીત કરવા માગે છે તે કહી સંભળાવ્યું.

પછી સરકારી વકીલોએ અને પોલિસોએ તૈયાર કરેલા સાક્ષીઓ આવ્યા અને ગોખેલું કહીને પાછા ગયા. પછી સાકો અને વેનઝેટીની તપાસ અને ઊલટ તપાસો શરૂ થઇ.

સાકોવેનઝેટીના બચાવ પક્ષે સરકારી કાવતરાં ખુલ્લાં પાડ્યાં. પોકળ સાક્ષીઓ પુરવાર કર્યા.

અને સરકારી વકીલોએ પોતે શું પુરવાર કરવા માગે છે તેનાં ફરીવાર ભાષણ કર્યાં.

અને ત્રણ અઠવાડિયાં સુધી આ બન્ને અપરાધીઓપર સરકારી વકીલોએ તપાસો ચલાવી. ત્રીસ વાર બન્નેને સખત પોલીસ ચોકી-પહેરા નીચે લાવવામાં અને લઇ જવામાં આવ્યા.

અદાલતમાં આ બન્ને કેદીઓ સાથે તેમના વકીલ વિના કોઇને પણ વાત કરવાની રજા નહોતી. પછી ધીમે ધીમે સાકોની સ્રી રોઝીના નિસ્તેજ નજર નાખતી કેદીઓના ચોકીદારોને પિગળાવી શકી.

પછી એ પડછાયાની બની હોય તેવી અદાલત શરૂ થતા પહેલાંના થોડા વખતમાં સાકો સાથે વાતો કરી લેતી અને પછી આખો દિવસ અદાલતનો નહિ સમજાતો અવાજ સાંભળતી બેસી રહેતી, અને અદાલતમાં ચાલતાં જુઠાણાં સામે કોઇ કોઇ વાર સાકો ઉશ્કેરાઇને બૂમ પાડી ઊઠતો ત્યારે એ કંપી ઊઠતી.

પછી કાયદેસરની શાહીવાદી સરકાર સામેના બળવાખોરો સામે કેસ લડીને પાવરધો બનેલો કાટ્ઝમેન પૂછતો હતો :

"પછી તમે પ્લીમાઉથથી ૧૯૧૭ના મે મહિનામાં ભાગી ગયા. કેમ મી–વેનઝેટી ? "

"હા." પાંજરામાંથી અવાજ આવ્યો.

"તમારે લડાઇમાં લડવા ન જવું પડે તેથી ને ?" બીજો સવાલ આવ્યો.

" તેથી. "

"તમે જાહેર સભાઓમાં પણ સમજાવતા કે લડાઈમાં ન જોડાવું અને જે જોડાયા હતા તેમને જ, ખરી વાત ?"

"તે જ હું."

એમ બધા મળીને વેનઝેટીને સત્તરસો સવાલો પુછાયા.

અને એ જ સવાલો સાક્કો સામે પણ ઘૂરકતા આવ્યા, "તમે પણ ૧૯૧૭ના મેમાં ચાલ્યા ગયા, મી. સાક્કો !"

"હા."

"તમે ૧૯૧૭ના મેમાં આ દેશને ચાહતા હતા ? એક શબ્દમાં જવાબ આપો."

"એક શબ્દમાં જવાબ નહિ દેવાય." સાક્કોએ પડકાર કર્યો.

"હું ભાગી ગયો નહોતો...હું શાહીવાદીઓની લડાઈને ધિક્કારું છું." એમ અમરિકી સરકારે માંડેલો મુકદ્દમો વરસો સુધી લંબાયા કર્યો અને સરકારી દફતરોમાં આવેલો આ મુકદ્દમો અમેરિકાભરમાં મશહૂર બન્યો.

એ મુકદ્દમાની રહસ્યની વાત સીધી સાદી હતી. સરકારી દફતરોને, સરકારી વકીલોને એ જેટલી જાણીતી હતી તેટલી જ જાણીતી અમેરિકન કામદારોના કાનમાં સંભળાતી હતી કે :

આ મુકદ્દમો ખાનગી મિલ્કતના ખાસ અધિકારોનો છે. અને એ અધિકારોમાંનો એક અધિકાર એવો છે કે જે કોઈ ખાનગી મિલ્કતની સંસ્થાનો સામનો કરશે તે આઝાદ અમેરિકાની મધુરી ધરતી પર દેહાંતદંડને યોગ્ય ગણાશે.

પણ આઝાદ અમેરિકામાં દેહાંત દેવા માટે લોકશાસનનાં રૂપવાળાં વિધિવિધાનો કરવાં પડતાં હતાં. અદાલતો, ફાઇલો, સાક્ષીઓ, વકીલો, તહોમતનામાં અને છેવટે ચુકાદો આવતાં વરસો વીતતાં ચાલ્યાં.

અદાલતમાં લંબાયેલો સાકો અને વેનઝેટીનો નક્કી કર્યા પ્રમાણે અંગત મિલ્કતની સંસ્થાના નામમાં વધેરી દેવાનો કેસ પાછો શરૂ થયો હતો, ત્યારે ૧૯૨૬ ની સાલ શરૂ થઈ ગઈ હતી.

"નીકોલા સાકો, ઊભા થાઓ." વડી અદાલતના કારકુનનો અવાજ સંભળાયો, "નીકોલા સાકો, તમને દેહાંતદંડની શિક્ષા શું કામ ન કરવી જોઇએ તેના પક્ષમાં તમારે કાંઈ કહેવાનું છે?"

એને ઘણું કહેવાનું હતું. જગત આખાને સંભળાય તેટલો અવાજ કરીને એ કહેવા માગતો હતો. પણ એ નિસ્તેજ જોઈ રહ્યો. અમરિકી શાહીવાદના ચાંકો પશુને કહેવાનું એની પાસે હવે કંઇ જ હતું નહિ. એ ચાંકીની ખોડમાં છ વરસની યાતનાઓ પછીના આ સવાલનો જવાબ સાંભળવા છાપાના પ્રતિનિધિઓ કાગળ પર કલમો તાકીને કાન માંડીને જોઇ રહ્યા હતા. છેવટે ઓગણીસ વરસથી આઝાદીના મધુર દેશમાં આવેલો સાકો એક સળગતા ખ્યાલમાં અમરિકા પર પોતાની રઝળતી, રખડતી, ડગલે ડગલે યાતના પામેલી અને આજે શમી જવાની અણિપર ઊભેલી જાતને જોઈ રહ્યો.

"મારે એટલું જ કહેવાનું છે કે સાત વરસની તપાસ પછી અમરિકાએ મને ગુનેગાર સાબિત કર્યો છે. મારે એટલું જ કહેવાનું છે કે અમારો મુકદ્દમો બે વર્ગો વચ્ચેનો મુકદ્દમો છે. અમારો જનતાનો વર્ગ જેને તમારો શાસક વર્ગ રોજબરોજ રોળે છે, લૂટે છે, સંહારે છે તે વર્ગ પરનો આ તમારો મુકદ્દમો અમને જે શિક્ષા કરશે તે કચડાતી માનવતાપરની શિક્ષા હશે. એ વર્ગના પ્રતિનિધિ તરીકે આજે હું આ પાટલી પર પાંજરામાં ખડો છું અને જાલિમ વર્ગના પ્રતિનિધિઓ તમે મારો ન્યાય ચૂકવવાના છો. એ સામે મારે ઘણું કહેવાનું છે પણ તે તમને નહિ પણ તમારો— જાલિમોના વર્ગનો-ઇન્સાફ કરવાની તાકાત જે વર્ગમાં જમા થઇ રહી છે તે કચડાતી માનવ જાતને જ મારે કહેવાનું છે."

અને પાછો પેલો ખોખરો અવાજ ખખડયો, " બારટોલોમિયો વેનઝેટી ઊભા થાઓ......તમારી સામે દેહાંતદંડની શિક્ષા શા માટે ન ફરમાવવી જોઇએ તે વિષયમાં તમારે શું કહેવાનું છે ?"

અને સાત વરસની કારાગારની યાતનાઓ સહેલો વેનઝેટી પાંજરામાં ઊભો થયો. " મારે આવતી કાલને કહેવાનું છે." બોલતો વેનઝેટી શાંત અને ગંભીર અદાલતની શયતાનિયત પર થઇને અંતરિક્ષ પર ઠરતો હોય તેવો અવાજ અદાલતમાં ઊભરાવી રહ્યો. " અમે નિર્દોષ છીએ......અમે કોઇનું લોહી રેડયું નથી, કદી ચોરી કરી નથી કે ધાડ પાડી નથી પણ આ ધરતીપરની ધાડની, ચોરીની, અને ખૂનની જે તમારી શાહીવાદી યોજના છે તેની સામે, કચડાતી માનવતાને જગાડવા માત્ર એક જ શબ્દ ઉચ્ચાર્યો છે. અમે અમારું ઇટાલીનું ઘર છોડયું છે.........અમારાં મા-બાપને છોડયાં છે. અમે અમારા જીવનમાંથી તમે જેમાં રોજ આળોટો છો એવા આનંદો અને ઉપભોગો છોડયા છે, એટલા જ માટે કે મૂડીવાદની જે ખૂની, અપરાધી, અને પૈશાચિક ઘટના છે તેની સામે કંઇ કરી શકીએ. તમારો કાયદો અમને દેહાંત કરશે પણ માનવજાતનો, નીતિનો, સદાચારનો અને માનવતાનો જે કાયદો છે તેના ઇતિહાસી ઇન્સાફમાંથી તમારો વર્ગ બચી શકશે નહિ. તમને, માનવંતાઓ અને નામદારોને, અમે સાફ કહેવા માગીએ છીએ કે જનતાનો સંહાર કરવાની તમારી શાહીવાદી લડાઇઓની અમે વિરુદ્ધ છીએ.

" અને અમને ખાતરી છે કે તમારી યોજના અમને એક જ વાર ફાંસાપર લટકાવી શકશે. પણ જો આ તમારા ફાંસાઓ પછી જો ફરીવાર જીવતા થઇ શકાતું હોય તો તમામવાર ફરી ફરીને આ તમારા ફાંસાઓ પર ચઢી જવાની અને કચડાતી માનવતાની તરફદારી પુરવાર કરવા વિના અમારી બીજી એકે ઇચ્છા હોઇ શકે જ નહિ. આભાર, સાહેબો અને નામદારો, મેં કહેવાનું કહી દીધું છે."

અને પછી જ્યુરી વતી ન્યાયાધીશ થેવરે ચુકાદો સંભળાવ્યો કે,

"અદાલતે ખ્યાલ કર્યો છે અને તમને ફરમાવવામાં આવે છે કે તમે નીકોલા સાકો, તથા તમે બારટોલોમિયો વેનઝેટીને જુલાઇના દશમા દિવસે તથા આપણા ભગવાનના એકહજાર નવસો ને સત્તાવીસમા વરસમાં તમારા શરીરમાં વીજળીના પ્રવાહ મારફત તમને દેહાંત દંડનો અમલ કરવામાં આવશે, એવો કાયદાનો ચુકાદો છે."

કાયદાના ચુકાદાએ અમરિકી અદાલતની દીવાલોમાં ભયંકર શોર મચાવી મૂક્યો. અમરિકી પોલીસની ચોકીઓએ અમેરિકાની જનતાનો વિરોધ દબાવવા ધાંધલ મચાવ્યું. તાબડતોબ સાકો અને વેનઝેટીને કારાગારની કોટડીઓ તરફ સખત ચોકીપહેરા નીચે રવાના કરી દેવામાં આવ્યા. એ બન્નેની પાછળ લોકમેદનીમાંથી વિકરાળ અવાજો દોડતા હતા.

બીજા દિવસની સવારે મુસમાનો ફોર્મ કાગળ પર બન્નેની સહી લેવા આવ્યો. છેવટની અરજ માટેની એ સહીઓ હતી. બન્નેએ ના પાડી. સાકોએ મુસમાનોને કહ્યું, "આ અમારાં પુસ્તકો તમારી સાથે લઇ જાઓ."

"મેં હજુ પૂરું નથી કર્યું." વેનઝેટી પોતાના હાથમાંના પુસ્તકને બંધ કરતો પૂંઠા પર તાકી રહ્યો. "અમરિકી સંસ્કૃતિનો ઉદય એ સંસ્કૃતિના અવાજ જેવો કારાગારનો સમયઘંટ વાગ્યો. અમરિકી સંસ્કૃતિમાં ૧૯૨૭ના જુલાઇના નવમા દિવસના બાર વાગ્યા હતા. બાર કલાક પછી જ જુલાઇનો દશમો દિવસ બેસવાનો હતો.

પણ મુસમાનો ચાલ્યો ગયો હતો. બોસ્ટનની કામદાર જનતા આ બન્નેવતી ગવર્નરને અરજ ગુજારવા જતી હતી. થોડા સમય

પછી કારાગારની દીવાલોપર કામદારોના કોલાહલમાંથી આંતરરાષ્ટ્રિય સંભળાતું હતું, "ઇન્સાફી તખ્તપર કરાલકાળ જાગે."

કાળના નાદનો પડઘો કારાગારમાં પડતો હતો. કારાગારના કેદીઓનો આંતરરાષ્ટ્રિયનો નાદ શોર કરતો હતો. એ અંદર બહારના અવાજની વચ્ચે બેઠેલા સાકો અને વેનઝેટીની વચ્ચેના સ્ટુલપર 'અમરિકન સંસ્કૃતિનો ઉદય' નામનું પુસ્તક પડયું હતું. એ ઉપર નજર ગોઠવતાં સાકોએ વેનઝેટીને કહ્યું, "એ ઇન્સાફના તખ્ત પર આપણે તો હજુ આરંભ કરીએ છીએ, પણ ડાકુઓની આ સંસ્કૃતિને લોકઇન્સાફ દફનાવશે અને સમાન ભાવતાના સંસ્કારનો ઉદય થશે જ."

પણ અમરિકન સંસ્કૃતિએ આ બન્નેના દેહાંતની સંસ્કારી તૈયારીઓ કરવા માંડી હતી. વીજળીની ખુરશી પરનું કેનવાસ ખોલી નાખવામાં આવ્યું હતું. વીજળીના પ્રવાહનું પ્રમાણ માપવામાં આવ્યું હતું. સાથેના ખંડમાં સાકો અને વેનઝેટી છેલ્લી પળોપરથી સરી જવાની રાહ જોતા બેઠા હતા.

એમણે દેહાંતદંડના ગુનેગારોએ પહેરવાનાં કપડાં પહેર્યાં હતાં. બરાબર અગિયાર વાગ્યે વીજળીવાળાએ આવીને ખુરશીઓ તપાસી અને પછી જલ્લાદ આવ્યો. અમરિકી શાહીવાદના આ મારાનું નામ ઇલિયટ હતું ઇલિયટની કામગીરીના બદલામાં સાતસો ને પચાસ ડોલર નક્કી થયા હતા.

અને એ જ શાહીવાદનો ખરીદાયેલો મરફી નામનો પાદરી આવ્યો અને અનંત જીવનની વાતો ફૂંકીને પાછો ફર્યો.

પછી અઢાર સંદેશવાહકો તારના દોરડાપર સમાચાર દોડાવવા ટાંપી રહ્યા. સમાચારના દરેક ટકોરે પોતે પેલી ખુરશીનાં બટન દબાવતા હોય તેવું તેમને ભાન થયું. એસોસીએટેડ પ્રેસના ખાસ

એપિયાને અમરિકી સરકારે જગત જોગ સમાચારો ફેલાવવા હાજર રાખ્યો હતો.

બીજા ઘણા અમલદારો સાક્ષીઓ તરીકે હાજર રહ્યા હતા. અમરિકી ઇન્સાફનો અમલ જાતે જોઈને તેઓ ગવર્નરને કહેવાના હતા કે શિક્ષાનો અમલ થયો છે તેની અમે સાખ પૂરીએ છીએ. એ પગારદાર સાક્ષીઓ મૃત્યુખંડની દીવાલને અઢેલીને હારબંધ ઊભા હતા.

પછી સૂકેલા ગાળ ચહેરામાં ગોળ આંખો વાળો એક હોઠ પરની કાળી મૂછોને ઊંચકીને બોલ્યો, "ન્યાયાધીશ પધારે છે."

અને અમરિકી શાહીવાદના ઇન્સાફના આપનાર પધાર્યા તથા ફૂલદાનીથી શોભતા એક ટેબલ સાથેની ખુરશીમાં બેઠા.

પછી અમરિકી માલિકશાહીનો જલ્લાદ વીજળીની ખુરશીની ડાબી બાજુએ આવી ઊભો. પછી સાકો અને વેનઝેટીને ખુરશીઓમાં બેસાડવામાં આવ્યા. બન્નેની આંખો બાંધી દેવામાં આવી ખુરશીમાંના અને ખુરશી નીચેનાં તમામ અંગોને હાલી ન શકે તે રીતે ખુરશીમાં જકડી લેવામાં આવ્યાં.

બન્નેના દરેક પગપર ઇલેક્ટ્રોડ જોડવામાં આવ્યાં. એ ઇલેક્ટ્રોડમાંથી અમરિકી સંસ્કારનો વીજળીનો પ્રવાહ ગુનેગારોનાં શરીરમાં પેસવાનો હતો. એ પ્રવાહ પૂરેપૂરી રીતે પોતાનું કામ બજાવે તે માટે બન્નેનાં માથાંપર ઢાંકણું ઢાંકી દેવામાં આવ્યાં અને વોર્ડને ઇશારો કર્યો એટલે જલ્લાદે બટન દબાવ્યું.

અને ખુરશીમાં બેઠેલાનાં શરીરોએ આંચકો ખાધો. ઓગણીસો વોલ્ટનો પ્રવાહ સાકો—વેનઝેટીના પગથી માથા સુધી લોહીમાંસને શેકી રહ્યો. સળગતા વાળની ગંધથી મૃત્યુખંડ ઊભરાઈ ગયો.
વોર્ડને તો જલ્લાદને ઇશારો કર્યો હતો. જલ્લાદે તો ઇશારા પ્રમાણે

બટન જ દબાવ્યું હતું. બટન દબાવીને દેહાંતની કારવાઈ કરનાર ન્યાયાધીશ એકલો ક્યાં હતો ? આખી જ્યુરીના સાત સાત વરસની ન્યાયમિમાંસા પછી ચુકાદો ઘડાયો હતો. તોય ચુકાદો ઘડનારનો દોષ ક્યાં હતો ? એમણે તો કાયદા પ્રમાણે જ કરવું રહ્યું ના ? અને કાયદો ઘડનાર......આઝાદીની મધુરી ધરતી માતા કોલંબીયા હતી.

એવું માલિક ઘટનાએ ઘડેલું અમાનુષ બનતું અમેરિકી કમઠાણ એક બીજા પર પોતાની પિશાચલીલાને હડસેલતું કાળના કદમ તરફ આંખમીંચામણાં કરતું જગતભરની જનતાને પોતાનો જ ખોરાક બનાવવાના શાહીવાદી રથ પર પલાણ્યું હતું.

ત્યારે એમની આ સંસ્કારયાત્રામાં કોઈ આડે ન આવે તેવા કાયદાઓના અમલ શરૂ થઈ ચૂક્યા હતા. ચીકાગો અને બોસ્ટનના માર્ગો પર એ જંગાલિયતના મહારથીઓ જગતજનતાનો ઉપહાસ કરતા કાળનો ઉપહાસ કરવા ગતિની ઝડપી કૂચનાં વીજળીક બટનો દબાવતા દોટ દેતા હતા.

પણ જનતા અને જનેતાની આંતરડીનો કકળાટ એ બધા કોલાહલને ચીરીને બોસ્ટનના રાજમાર્ગ પર રખડતો હતો. ઇટાલીથી આવેલી દીકરાનું છેલ્લું મોઢું દેખવા તલસતી વેનઝેટીની જનેતાને સાકોની સ્ત્રી રોઝીના સમજાવતી હતી પણ વૃદ્ધા સમજતી નહોતી.

અને યાતનાનાં દિલ કંપાવનારાં દશ્યો જોવાં એ બે દ્રવી જતી દાદ જોવાં દિલ કંપાવનારાં રખડતાં હતાં. એ બંનેની આંખમાં પેલા વિલાઈ ગયેલા નરબંકાઓની ઝંખના જાગી હતી.

એ બન્ને પર ચાંકી શાહીવાદનું પૈશાચિક નગર બોસ્ટન વીજળીની ગતિનાં બટન દબાવતું ઉપહાસ કરતું આગળ ને આગળ ગબડતું હતું.

☆

# ૧૩ : પહેલી સામાજિક ક્રાન્તિના બે ભેરુબંધો

૧૮૮૭ ના માર્ચના ૮મા દિવસે રશિયાનું પાટનગર સેન્ટ-પીટર્સબર્ગ ઠારી નાખે તેવી ઠંડી સવારમાં જાગે તે પહેલાં નેવા નદીના કિનારાપરથી પાંચ જુવાનોની હાથકડી દોરીને ઘોડેસવાર સિપાઈઓની એક ટુકડી તેમના જીવનની છેલ્લી મુસાફરીએ લઈ જતી હતી. ઝારનું ખૂન કરવાનો પ્રયત્ન કરવાનો તેમના પર સાબિત થઈ ચૂકેલો આરોપ હતો.

સામા કિનારા પર એક નાની સ્ટીમર એમની જ રાહ જોતી ઊભી હતી. પવિત્ર દેહપર હલ્લો કરવાના પ્રયત્નનું પાપ કરવાવાળા એ પાંચ આ દુનિયામાં રહેવા લાયક નહોતા રહ્યા, એવો કાયદાનો ચુકાદો હતો એટલે એમને ઠેકાણે પાડી દેવા લાડોગા સરોવર તરફ સ્ટીમર હંકારી ગઈ અને ચાર કલાકની મુસાફરી પછી સરોવરનાં લીલાં પાણી પર થઈને મુકામ પર આવી પહોંચી. આસપાસની કાળી દીવાલ અને બાંકાની કરપીણતા ઢાંકીને ઊંચો વધ્યો હોય તેવો અંદરના કિલ્લાનો મિનારો આકાશમાં ઊંચો દેખાતો હતો. રશિયાનું આ જૂનામાં જૂનું કારાગાર હતું. એનું નામ સ્લુસેલબર્ગ હતું. એ કારાગારનાં કમાડમાં દાખલ થઈને પાંચ માંચડા પાસે ટીંગાઈ ઊભેલા પાંચ જુવાનોમાં એક એલેક્ઝાંડર ઉલીયનોવ નામનો

હતો. પાચેને જોવા સ્લુટૌલબર્ગના કમાડોની તડો, જાળીઓ અને બારીઓની આંખો એક પર ઊભીને અધીરી બની ગઈ. પાંચ જુવાનો સ્લુટૌલબર્ગના અંધારાં પર સળગી ઊઠયા. પાંચ ટીંગાઈ જનારાઓએ સ્લુટૌલબર્ગનાં દેવાઈ ગયેલાં દિલમાં દીવા સળગાવ્યા.

સૌને રશિયા યાદ આવ્યો. રશિયા નામની માભોમે ઉત્તર ધ્રુવ પર માથું અઢેલીને મૂઠીમાં રાખેલી વોડકાની પ્યાલીને મૂઠીમાં જ ચગદી નાખો. રશિયા આખાએ એના પાંચ માટીડા પર શ્વાસ થંભાવ્યા. ત્યારે એ જ રશિયાની વોલ્ગા નામની નદી જાણે માણસોનાં જીવનમાં કંઈ જ રસ ન ધરાવતી હોય તેમ જેમ વહેતી હતી તેમ વહેતી હતી. એણે બે હજાર વરસની નવાજૂનીઓ દેખી હતી. આજે એ નદી પ્રદેશના કાઝન વિભાગની દક્ષિણે સીંબરર્ક નામનું નાનકડું શહેર એ નદીના કિનારા પર જરાક વધારે ખળભળ્યું હતું. પણ હજુ એનું નામ એના એક દીકરાના નામ પરથી લેનીનસ્ક પડ્યું નહોતું. પણ સીંબરર્ક જેવું સીંબરર્ક આજે ગમગીન થઈ ગયું હતું. અને તેમાં પણ નીજની—નોવોગોરોડમાં જન્મીને નીકોલાવીચ—ઉલી-આનોવ નામના નિશાળોના નિરીક્ષક તરીકે આવેલા એક રશિયનના ઘરની ગમગીની સૌથી વધારે હતી. એલેકઝેંડર એ જ ઘરનો દીકરો હતો. એ ઘરમાં સાંપડેલો એક બીજો દીકરો ભાઈને યાદ કરતો પુસ્તકમાં માથું ઘાલી હોઠ દબાવીને બેઠો હતો, અને વોસારીઓ-બેલીંસ્કી નામના એક લેખકનો અવાજ વાંચતો હતો. એનું નામ વ્લાડીમીર-ઇલીચ હતું તથા એ ૧૮૭૦ની સાલના દશમા દિવસે જન્મ્યો હતો.

"બેટા, વ્લાડીમીર......તને ગમતું નથી તો......" ઇલીચની માતા છલકાતી આંખે પૂછતી હતી.

"ગમે છે......હું વાંચું છું." બોલતો છોકરો હોઠને વધારે દબાવતો પથ્થર પર ઘસાતો અવાજ બોલતો હતો.

"શું વાંચે છે?"

"કે રસ્તો આપણી પાછળ છે......ને આપણે આગળ જઈએ છીએ......આપણી પાછળ લોક સમુદાય તરફ પાછા જાઓ......પાછા જાઓ." લાડીમીર જોઈ રહ્યો.

"મને તારી જ બીક છે......એ તો ગયો પણ તું......" માતા જોઈ રહી.

"એ રસ્તો સાચો નહોતો......" બોલતો લાડીમીર પાછો પુસ્તક તરફ જોઈ રહ્યો અને બીધેલી મા ચાલી ગઈ.

પછી વહી ગયેલા દિવસો પછી લાડીમીર પર બીધેલી સરકારની આંખો ફરવા લાગી. એ પેલાનો જ ભાઈ હતો ને! એ સત્તર વરસની ઉંમરે જ સરકારનો અપરાધી બન્યો અને કારાગાર પામ્યો, ને છૂટ્યો. પાછો એ અભ્યાસમાં મચી પડ્યો. દરેક સવારે ચા પીને બગલમાં પુસ્તક લઈને એ અભ્યાસ માટે એકાંતમાં ઊપડી જવા લાગ્યો અને નોંધો કર્યા કરતો વાંચ્યા જ કરવા લાગ્યો. એ વિદ્વાન છોકરા પર ખુશ થઈને એની નિશાળના હેડમાસ્તરે એને પ્રમાણપત્ર આપ્યું કે, "ખૂબ શક્તિશાળી, મહેનતુ અને નિયમિત છે." એ હેડમાસ્તર કેરેનસ્કી નામના રશિયાના વડા પ્રધાન થવાના એક જુવાનનો બાપ હતો.

પછી એ પ્રમાણપત્રની પરવા કર્યા વિના એક દિવસ લાડીમીર ઇલીચે એનું ઘર છોડ્યું અને પાછલે રસ્તે રખડવા માંડ્યું. એ રસ્તો લોકસમુદાયનો હતો. ત્યાં એણે જીવનમાંથી જીવતો થતો સમાજવાદ જોયો. એણે સવારમાં વહેલો ઊઠીને મજૂરીએ જતો, અને શનિવારે બધી મહેનતની રોજી લઈને પાછો આવતો કામદાર જોયો. એણે ખેતરની માટી સાથે મળી જઈને જમીનને ઉપરતળે

ફરતો અને ફસલમાં છોતરાં લણતો કિસાન જોયો. એ બન્નેને જર્મનીમાં લખાયેલો માર્ક્સવાદ કેમ શિખવાય? એની આંખ સામે મોટાં મોટાં પુસ્તકાલયોના મૂંગાં અનેક પુસ્તકોના ઢગલા દેખાયા. એ કામદાર ને એ કિસાન વચ્ચે એ મહાગ્રંથોનું અંતર ઘણું મોટું હતું.

પણ કાર્યકારણનો નિયમ તો યંત્ર પરથી રોજ ટપકતો હતો. અને ફરતી યંત્ર જાળનો ધરધર અવાજ એના મગજમાં વિચાર પ્રગટાવતો હતો. આવતી કાલના યજ્ઞની વેદી એની આંખ સામે તરી રહી. એ વેદી પર બેસીને થાકયાં પાકયાં શ્રમજીવીઓ વાંચવા બેઠાં. ત્યારે એ પાછળ ઊભો રહીને કેવો ખુશ થતો હતો! ત્યારે એ નવા જ્ઞાનનાં ગુંજનો ચૂપચાપ જોઇ રહેતો કાર્યકારિગર ખૂબ ઓછું બોલતો હતો. હવે એ પચીસ વરસનો જુવાન થયો હતો. એનું નવું નામ લેનીન હતું.

૧૮૯૫ ની સાલ હતી. લેનીન હવે લોકમાં પહોંચ્યો હતો અને બોમભીતર બનીને એક ઓરડીમાં બોધક મિત્રો સાથે રહેતો હતો. એ રહેનારા બધા દુનિયા છોડેલા યતિઓ જેવા લાગતા હતા. ચૂપચાપ ફરતા હતા, કામ કરતા હતા.

૧૮૯૬માં કામદાર વર્ગનું લડાયક યુનિયન સ્થપાતું હતું. ત્રણ વરસ પછી સેન્ટપીટર્સબર્ગનાં કામદાર આગેવાનોમાં એનું નામ ભલો, ભારેખમ લેનીન પડયું. પછી લેનીનના પીટર્સબર્ગમાં કારખાનાંમાં હડતાલો પડવા માંડી અને હડતાલનાં મોજાં પર ઘૂમતો એ ભારેખમ લેનીન પકડાયો ને સાઇબીરિયા મોકલાયો, અને ૧૯૦૦ ના માર્ચની આખરે લેનીન છૂટયો ત્યારે સેન્ટપીટર્સબર્ગ જલદી પહોંચવા ઉતાવળો થતો હતો.

અને પાંચમે વરસે કામદાર વર્ગના રાજકીય આગેવાનો ભેગા થયા. એ પરિષદમાં માર્ટોવ ઉદારમતવાદીઓને માટે પક્ષમાં દાખલ થવાનાં કમાડ ખોલવા માગતો હતો. એની સામે લેનીને શિસ્ત અને સંગઠન ધરીને એ આવતાને અટકાવવા અને પક્ષને પોલાદી બનાવવાની દરખાસ્ત મૂકી. લેનીન અને પ્લેખાનોવ જીત્યા. માર્ટોવની હાર થઈ. જીતેલી બહુમતિ (બોલશેવીક)ના સરદાર લેનીને બોલશેવીઝમના ક્રાન્ત તણખા ચારે દિશામાં ઊડતા કર્યા ત્યારે ઝારના શીતલ મહાલ પર સુધારા માગવા આવેલો લોકસમુદાય પાછો ફરતો હતો. ઝાર અને લોકની વચ્ચે મોત ઊભું હતું. વિફરેલા વેગ હરતા ફરતા થતા હતા. ભૂખે સળગતી આંખો ગમે તે સળગી શકે તેવા તણખલાનો પણ વિપ્લવ કરવા માગતી હતી. હજારો રૂપવાળી હડતાલો વિસ્તરતી જતી હતી. રશિયાનો દેહ હાલી ઊઠતો હતો. અને કોઠારોની ચાલીઓ વિપ્લવની ભૂખ શોધતી હતી. ઝારશાહીને એટલું જ જોઈતું હતું. “ભૂખને હરાવી શકાશે” એમ ઝારના લશ્કરીઓને લાગતું હતું. અને સંગઠન અને શિસ્તનું રાજકારણ તો હજુ હમણાં જ ચર્ચાતું હતું એટલે તે પહેલાં પતાવી દેવા સરકારી સમશેરો અધીરી બનતી હતી.

ત્યારે એક વિચિત્ર જેવો ક્રાન્તિકારી પીટર્સબર્ગમાં રખડતો હતો. એ રખડુપર એના ક્રાન્તિકારી પક્ષની કાર્યવાહીનો પૂરેપૂરો વિશ્વાસ હતો. કોઈ કારખાનામાં એ ઇવાનોવીચ હતો તો કોઈમાં એનું નામ ગ્રીશીકોવ હતું. કોઈ ખાનગી મસલતમાં એ કામરેડ કોબ્બા કહેવાતો અને કામદારોની ચાલમાં એને પીટર કહેતા. પણ એ ક્રાન્તિકારીઓના મહાન આગેવાને એનું નામ સ્ટેલીન પાડ્યું હતું. અને એ આ વખતે સાઈબીરિયાના દેશવટેથી પાંચમીવાર ભાગીને આવી ભરાયો હતો, અને ઝારની પોલીસ એને શોધી કાઢવા આકાશ પાતાળ એક કરી રહી હતી.

પણ એને શોધવો ક્યાં ! આવડા મોટા પાટનગરમાં, એને એક ઘર નહોતું. એની પાસે એક પાસપોર્ટ કે પ્રમાણપત્ર નહોતું. એ

એની રાતો અને દિવસો જુદા જુદા દોસ્તોની ખોલીઓમાં ગાળતો હતો, અને જાણે પાટનગરને જોવા કોઈ ભૂલો પડેલો ગામડિયો આવી લાગ્યો હોય તેવો હોકલી ફૂંકતો, પીટર્સબર્ગનાં કારખાનાં પર બાઘો બનીને દેખતો કોઈ કોઈવાર દેખાતો હતો. એકવાર એ એક મોટા કારખાના પાસે ઊભો હતો અને ચોકિયાત સાથે વાત કરતો અજબ બનીને પૂછતો હતો "એમાં ત્રીસ હજાર મજૂરો એક સાથે કામ કરે છે!" અને ન માનતો હોય તેમ માથું હલાવતો પૂછતો હતો, "એને અંદર જઈને જોવાય કે ? ને એનું નામ !"

"પુટીલોવ ફેક્ટરી" ચોકિયાત મોટો દેખાવાનો પ્રયત્ન કરતો મૂછ આમળતો હતો.

અને બીજીવાર એ પાછો એનાં ગંદાં કપડાં પહેરેલો હોકલી ફૂંકતો કોઈ ક્રાન્તિકારી મંડળીમાં ચર્ચા કરતો હતો અને પાછો ત્રીજી વાર કોઈ ગંદી હોટેલમાં ચા ઢીંચતો બેસતો હતો, અને કોઈ રાતે, કોઈ મધરાતે, રખડતાં ઘરબાર વિનાનાં પ્રાણીઓની હૂંફમાં રસ્તાપર લપાઈને સૂતો સૂતો સવાર પડવાની રાહ જોતો ઠરતો હતો. એવો કેરળ નજીવો થઈને રખડતો સ્ટેલીન રશિયાના ક્રાન્તિકારી પક્ષનો આગેવાન હતો અને ડ્યુમાના બોલશેવીકોનો નેતા હતો તથા સ્વેરડા અને પ્રવદાનો લેખક હતો.

એમ કરતાં ૧૯૧૩ ના ફેબ્રુઆરીનો ૨૩મો દિવસ આવી પહોંચ્યો. એને માટે ઝારશાહીએ જબ્બર શોધ શરૂ કરી દીધી હતી. હવે એને માટે બોલશેવીક દોસ્તોની ખોલીઓનો આશ્રય નકામો બનતો હતો. હવે એની વધી ગયેલી મુશ્કેલીઓમાં માર્ગ કરતો એ આગળ ધપતો હતો. ત્યારે એક દિવસે એક બોલશેવીકના ઘરની ઝડતી લેવાઈ, તેમાં એ પકડાયો અને આર્કટીક સરકલના કુરીકા ગામના કારાગારમાં દેશવટે ધકેલાયો. અહીંથી આજસુધીમાં કોઈપણ

કેદી નાસી જઈ શક્યો નહોતો. એવો એ પ્રદેશ ભયાનક અને જીવલેણ સાબિત થઈ ચૂક્યો હતો.

આજે ફરીથી સ્ટેલીન આવતો હતો ત્યારે એને અજાણ્યું નહોતું લાગતું. એ જ સાઈબીરિયાના પ્રદેશો પર એણે પાંચ પાંચ વાર ભાગી જવાના પ્રયોગો સફળ રીતે કરી બતાવ્યા હતા. એ એ પ્રદેશનાં બરફથી ઢંકાયેલાં ભયંકર મેદાનોને, બરફથી ઠરેલી નદીઓને અને વાંકાં ચૂંકાં ઠુંઠાંવાળાં વેરાન ઝાડોને ઓળખતો હતો. આજે છઠ્ઠીવાર પાછો એ આરકટીક સરકલની પેલેપાર ઝુરખાનસ્ક સરકારની જાલિમશાહીની દેખરેખ નીચે હાજર થઇ ગયો હતો. હવે એની આસપાસની ભયાનક વેરાન કુદરતથી પણ વધારે સખત એવો જેલર એનાપર ચોવીસે કલાક તાક રાખતો હતો. અહીંથી નાસી છૂટવાની એની બધી યુક્તિઓ પાછી ફરતી હતી. એની બધી કરામત સામે કરપીણ કુદરત અને મુશ્કેલ પ્રદેશ ઊભાં હતાં.

એ ભયાનક વેરાનમાં એની એક જ સાથીદાર હતી. એક સાઇબીરિયન નોકર છોકરી એની મિત્ર બની હતી તથા એનો સથવારો કરતી હતી. એ આસપાસના પ્રદેશ જેવો ગંભીર બનીને મરકાવ થઇ જતો ત્યારે એ એની એક જ દોસ્ત એને મમતાથી દેખી રહેતી હતી.

"તે તમે તોફાન શું કામ કરતા હશો ?" સાઇબીરિયન છોકરીનો એ સવાલ એનો અનેકવાર જવાબ માગતો હતો અને એ વિચિત્ર કેદી ભયંકર હસતો હતો કે જવાબમાં એને આવેશથી ચૂમતો હતો.

પછી એ નવરો પડતો ત્યારે ફૂંકતો અને લખતો હતો. એમ વરસપછી વરસ વીતતાં હતાં. અને આરકટીક સર્કલ પરનો એ કેદી

બળવાના અવાજ સાંભળવા કાન માંડી રહ્યો હતો. પણ કોરી નાખે તેવા ઠંડા પવનના અવાજો અને બરફનાં ઊંચાં વધતાં મેદાનોની ભયાનક વેરાનતાના મૂંગા કોલાહલ વિના એને કશું જ સંભળાતું નહોતું. પછી એક દિવસે એણે શાહીવાદી લડાઇના સમાચાર સાંભળ્યા.

અને બીજા એક દિવસે એને ક્રાન્તિનો પયગામ આવ્યો, ત્યારે એ આનંદના અતિરેકમાં આંખ્યા વિના એક હોકલી પી લઇને પોતાનો બચકો લપેટવા બેઠો.

" તે તમે...! " પાછી એ સંધ્યા સમયે આવી પહોંચી.

" હા અમેસ્તો. "

" શું! " છોકરી જોઇ રહી.

" એક મહાન દિવસનો દરવાજો ખોલીએ છીએ. નવી દુનિયા-નાં કમાડ ખોલવાની તૈયારી કરીએ છીએ, જૂના સડેલા જગતને બદલે..." અને છોકરી છાસિયું કરીને ચાલી ગઇ. બીજા દિવસની વહેલી સવારે આ વિચિત્ર કોકેશિયનને સાંભળવા આરકટીકની છોકરી આવી ત્યારે કોઇ નહોતું.

પેટ્રોગ્રાડમાં પેસતો સ્ટેલીન ક્રાન્તિને દેખવા આંખો ફાડતો હતો. એ દેશવટે દેવાયલો તે પહેલાં જેની સામે ઝઘડતો હતો તે ઝારશાહી તો પડી ગઇ હતી. તો ક્રાન્તિ ક્યાં હતી ? પોતે ક્યાં હતો!

મેનશેવીકો પોતપોતાની ફુટબાટો છાંટતા અને મસલતો માણતા શાહીનશીન થવાના હોય તેમ ધામધૂમ કરી રહ્યા હતા. કેરેનસ્કીએ છૂટી મૂકી દીધેલી વાચાળતા બલબલાના કાન ભરી દેતી તાકાતની ઝાંઝવાં જમાવતી ખરાજપોરના સંગીત જેવી ઉછળતી હતી અને " યુદ્ધ સાથે આગળ ધપો ! " બોલતો એ લેનીનથી સવાયો દેખાવા હાલહોલ કરતો હતો. એ બધામાં આઘાપાછા રખડતા લાલ સનિકો

અને લાલ કામદારોના પ્રતિનિધિઓ પોતાની જાતને શોધતા હોય તેમ લેનીનનું પૂછતા હતા, "લેનીન ક્યાં! લેનીન ક્યાં!"

અને દેશવટે કે કારાગારમાંથી બીજા આવતા તેમ એય આવતો હતો. "એને આપણે લેવા જઈએ છીએ" એમ બોલતો સ્ટેલીન માથું કપાઈ ગયેલી કીડીની જેમ જમીન સૂંઘતો સૂંઘતો આસપાસ સૌને એકઠા કરતો એની ખોવાઈ ગએલી જાતને શોધતો હતો, લેનીન જડી જાય તો બધું જડે એમ એનેય લાગતું હતું, પણ એના ખબર હજુ આવ્યા નહોતા.

ત્યારે ગેલીશીઅન ગામમાં બેઠેલો લેનીન આંકડા માંડતો હતો કે, "આ વિગ્રહ શાહીવાદની સ્મશાનયાત્રા બનશે." પણ પાછો વિશ્વવિગ્રહે માંડેલા હત્યાકાંડપર વિચારતો ખેદથી કહેતો હતો, "આટલી મોટી માનવતા મૂડીનાં બજારો નક્કી કરવા મરવાને બદલે સમાજવાદી સ્વરાજ રચવા મરી હોત તો! એની આંખ સામે ક્રાન્ત ઈતિહાસનાં ચિત્રો દેખાઇ રહ્યાં. "ડચ વેપારીઓ સ્પેઇનના બળને તોડતા દેખાયા, લોહીઆળ માંચડા પર અંગ્રેજી રાજા ચઢતો દેખાયો, ફ્રાન્સના કોમ્યુનાર્ડો, પારીસની દીવાલો પર પહેરો ભરતા હતા. જ્યુડિયા, ડેસિયા, સ્પેઇન, ગોલ, જર્મેનિયા અને બ્રિટન અનંત ગણાતી રોમનશાહીને કેવા તોડતા હતા! એને આનંદ થયો, એ લખવા બેઠો, "પ્રજાઓએ લડવા કમ્મર કસવી જોઇએ."

અને ટેનનબર્ગની લડાઈ પછી ઝારશાહીના શિતલ મહાલ અને વસંત મહાલની આસપાસ અફવાઓ નાચતી હતી. લોકો બબડતા હતા, અનેક જાતના ઓળાઓ આકાશમાં લટકતાં કાળાં વાદળોની જેમ વાતાવરણમાં જામતા હતા. તિવ્ર ઇચ્છાઓ અને ઊંડી ચિંતાઓનાં બનેલાં સ્વપ્નો રાજમહાલોને અસ્વસ્થ કરતાં હતાં ત્યારે એલેકઝાન્ડ્રા-ફીડોરોવના રાસપુટીનના ખોળામાં માથું

મૂકીને શાંતિ સેવતી હતી. પણ શિતલ મહાલના દિવાનખાનામાં બેંકરોની વાટાઘાટો હજુ શમતી નહોતી. ઝારને મિજબાનીમાં અને ભરાવદાર અંગમરોડવાળી નાચતી જ્યોરજિયન છોકરીમાં રસ નહોતો. પછી રાસપુટીને ઝરીનાનું માથું ધીમેથી ખસેડયું અને ઉતાવળો મુખ્ય પ્રધાન સ્ટરમરને મળવા ચાલ્યો ગયો, અને બન્ને મહાપુરૂષો રશિયાના ભાવિ પર ચર્ચા કરવા લાગ્યા. પણ ત્યારે એ ખત પર વાંચ્યા વિના સહી કરીને ઉતાવળો આવેલો ઝાર નીકોલસ બીજા સરમુખત્યાર બનેલા સ્ટરમરને બરતરફ કરતો હતો. અને ઝરીનાની સલાહ પમાણે પ્રોટોપોપવને વડો પ્રધાન નીમતો હતો. નવો સરમુખત્યાર નવી પદવી માટે બહુમાન બતાવતો મલકાતું મુખ કરીને કહેતો હતો, "ઓહ! આપ નામદાર, આપ દંપતીની પાછળ ઈસુની છાયા ઊભેલી મને દેખાય છે!"

ત્યારે બોમભીતર બનેલો લેનીન રૂસપર વાગતી નોબતનાં ડંકાનિશાનનો એકેએક અવાજ ગણતો ઝુરીચમાં બેઠો હતો. ત્યારે ઝુરીચના એક ઘરના બારણે ટકોરા પડતા હતા. ઉતાવળો આવનાર એક શ્વાસે બોલતો હતો,

"રશિયામાં બળવો શરૂ થઈ ચૂક્યો છે......ક્રાન્તિ...ક્રાન્તિ બિરાદર સ્ટેલીન આવી પહોંચ્યો છે.........સૌ આવી પહોંચે છે......તમે આવો પહોંચો......નીકળી ચૂકો.........એકદમ!" બોલતો આવનાર લાંબો દમ ખેંચતો હતો. જાણે છાપરા પર અગ્નિઝાળ ઝળકી ઊઠી હોય તેમ લેનીન એની ખુરશીપરથી ઊભો થઈ ગયો, અને સમાચાર સાંભળવા દોડ્યો, "ડ્યુમાના બાર સભ્યોની એક કાર્યવાહીએ સરકાર સંભાળી લીધી છે, જૂના તમામ પ્રધાનો ગિરફતાર થયા છે. એને પોતાની અને રશિયા વચ્ચે મેં

ફાડીને ઊભેલા અંતરપર અંધારાં આવ્યાં, પણ એ એકદમ શાંત થઇ ગયો અને એક છલંગ મારીને કેમ પહોંચી જવાય તેના વિચારમાં પડ્યો. ઝુરીચ અને મોસ્કો વચ્ચેના અંતર પર ફાળ ભરતો એનો પ્રાણ પ્રચંડ બની રહ્યો.

સ્વીટ્ઝરલેન્ડના ચારે બાજુના કિનારા પર વિશ્વ વિગ્રહમાં કહેવાતા દરિયાનાં મોજાં આજે ચાર વરસથી અથડાયા કર્યાં હતાં. વિશ્વવિગ્રહ પહેલાંના સંગ્રામકાનૂને લોકમિલનની તસ્વીર બદલી હતી. એકબીજાને ઓળખીતા અદ્ધર નજરો નાખતા પસાર થતા લોકો જાસૂસોથી ડરતા ફરતા હતા.

ત્યારે એ કિનારા પર નવાં ઊતરાણ થતાં હતાં. એમાં ઊતરનારાં તરેહ તરેહનાં હતાં પણ એ દરેક પર નજરબંધીનો બુરખો સાધારણ હતો. સૌ, સૌની જાસૂસી કરતાં હતાં. દરેકની અંદરનો જાસૂસ પોતાની બહારના જાસૂસથી ડરતો હતો. આખાય પ્રદેશની જાસૂસી અહોરાત ઊભરાતી હતી. માલ ઊંચકતા મજૂરોને જાસૂસી કરવાનું નોખું કમિશન હતું, ઘરમાં ને હોટેલોમાં સાફસૂફી કરતી નોકરોને જાસૂસી કરવાનું મહેનતાણું બારોબાર ગોઠવાઇ ગયું હતું. વ્યાપક તાલિમ ખૂલતી હતી. અવલોકન કરવું, કાન માંડવો અને ચાડી ખાવાની કલાઓ હોટેલોમાં, આરામગાહોમાં, ઉતારાઓમાં, ટ્રેનોમાં, અને પોસ્ટ ઓફિસોમાં તથા સિનેમાઓમાં દીપી નીકળી હતી. દ્રોહ પ્રેમ કરવા નીકળ્યો હતો. દંભ સોએ સો ટકાની કસોટી લઇને ફરતો હતો, બેની વાતચીતમાં ત્રીજાની ટાપસી તૈયાર હતી. બેની છબી વચ્ચે ન દેખાય તેવો ત્રીજો ચહેરો ટાંપી રહેતો હતો. બધાના અહેવાલો બનતા, બધાની દેખરેખ થતી અને બધું સાચું જૂઠું પણ અવલોકાઇને પોતપોતાના મુકામો પર દલાલોની બગલમાં, ગજવામાં, કે પથારીમાં વિંટાઇને પહોંચતુ હતુ. એવા ઝુરીચ નગરના આવા સો તાલાવેલિયા હતા. ઝુરીચનાં મકાનોપર નજરો દીવાલોની આરપાર જોવા મથતી હતી. સેળભેળની

દિલચસ્પીમાં કોણ શું હતું તેની જાસૂસીપર જાસૂસી મંડાઇ ગઇ હતી.

ત્યારે એ દિવસોમાં એ એક જ પરદેશી પર અહેવાલો બિલકુલ નહિ જેવા મોકલાયા હતા. એ એક જ પરદેશી પર નજરોની કોકધામ ઓછી ઓછી હતી. પોતાનું અવલોકન ઓછું થાય છે તેનો એને અફસોસ નહોતો. કાળના ભોચક જેવો એ કોઇ હોટેલમાં બેસતો નહોતો, કોઇ એફીઘરમાં વાતચીત કરવા જતો નહોતો; નગરના જૂના વિભાગમાં સ્પાયગલગાસમાં એક જૂના પુરાણા ઘરમાં બીજે માળ પર એક મોચીને ત્યાં એ રહેતો હતો. એના પડોશીઓમાં એક ભઠિયારાની સ્ત્રી હતી, એક ઇટાલિયન હતો અને એક ઓસ્ટ્રિયન નટ હતો. એ પડોશીઓને આ મીંઢા કાળમીંઢમાં બિલકુલ રસ નહોતો કારણ કે એ મીંઢો કદી મોઢું ખોલીને બોલતો જ નહોતો અને યંત્ર જેવો વખત થાય ત્યારે ઉતરતો હતો, પાસેના વાંચનાલયમાં જતો હતો, બે કલાક સુધી છાપાંઓ વાંચતો હતો, અને યંત્ર જેવો પાછો આવતો દાદર ચઢતો હતો.

કોઇ કોઇવાર એ જતો હતો ત્યારે પેલા મોચીની ઘરવાળી એનામાં નિરસ બની ચૂકેલા પડોશીઓને કહેતી હતી, “બહુ અઘરો છે......અરે એનું નામ બહુ જ અઘરૂં છે......મને તો હજુય જીભ પર નથી ગોઠવાયું, રશિયનોનાં નામ જ એવાં......અને તેમાં આનું નામ તો......બિચારો લડાઇનો આશ્રિત છે, ગરીબ છે, વખાનો માર્યો......એમનો ઓળખીતો છે.........ને આવા દિવસોમાં રશિયા પહોંચાય પણ કેવી રીતે ?”

બટકો, ભરાઉ, અને પોલાદનો ઘડાયો હોય તેવો ભરેલા દેહવાળો, વિશાળ માથાના કોતરમાંથી સાંકડી અને તિણી આંખો-વાળો પાછો એ ઘડિયાળના ટકોરાની જેમ આવતો હતો. એમ

દિવસ પછી દિવસો જતા હતા. એ કોઇના તરફ અનુરાગથી દેખતો નહોતો અને કોઇને એનામાં દેખવા જેવું દેખાતું નહોતું. મિલન-સારોમાં હોય છે તેવી વાતોડિયા જીભ એના મોઢામાંથી કદી બોલી નહોતી. એટલે ગોર્ચીને ત્યાં ઉતરેલા આ અઘરા નામવાળા મીઠા રશિયન વિશે તપાસ કરવાની કે હેવાલ લખવાની કોઇને નવરાશ નહોતી. કોઇ કોઇવાર એના જેવા અઘરા રશિયન નામવાળું કોઈ એને મળતું, જડબાતોડ ભાષામાં એની સાથે વાત કરી જતું. એ ઉપરાંત એને મળવા આવવાની કોઇને પડી નહોતી. કોઇ કોઇવાર એ મજૂરોની ખુલ્લી સભામાં જતો, છેવાડે બેસતો અને ભાષણોની રકઝકનો અર્થ સમજવાનો પ્રયત્ન કરતો અને રસ્તા પરના બંદના મજૂર જેવો ચાલ્યો જતો.

આજે પહેલીવાર એ મોડો આવ્યો, પણ અજાણતાં અથડાઇ પડતો હોય તેવો ચૂપચાપ એ ત્યાંના ટ્રેડયુનિયનોના વડા સાથે વાતો કરી આવ્યો અને નક્કી કરી આવ્યો. નક્કી કરીને ઉતર્યા પછી રસ્તા પર ચાલતો ત્યારે જાણે એ પોતાને અને પેલાને પણ ભૂલી ગયો હોય એવો થઈ ગયો હતો.

પછી જાણે સમજતો ન હોય તેમ ઊભો રહેતો એ પૂછતો હતો, "શા સમાચાર છે હેં!"

"રશિયન છો રશિયન?" ફેરીઓ આ મીંઢા પર્વત પર નજર ફેરવતો હરખાતો હતો. મોટું મણનું માથું હલાવતો એ કાન ધરતો હતો અને ફેરિયો કહેતો હતો,

"રશિયામાં ઝાર છે ને ઝાર, તે ગયો......"

"ક્યાં?"

"જહાન્નમમાં......" ફેરીઓ ખડખડાટ હસતો હતો, "ગાદી

અઇ, તાજ ગયો...બળનો ઘયો જે,... અને લોકોએ પોતાની સરકાર બનાવવા માંડી છે......ઉથલ પાથલ......ઉથલ પાથલ..." બોલતો ફેરીઓ આ રશિયન ગામડિયાને સમજાયું કે નહિ તેની પરવા કર્યા વિના શોર મચાવતો દોડી જતો હતો. અને પેલો કાળમીંઢ એ દોડી જતા ફેરીઆના અવાજ પર ખુશખુશાલ થતો પહેલી વાર ખડખડાટ હસતો આનંદનો અતિરેક ખખડાવતો પોતાના ખખડધજ કલેવરનો વિશાળ પડછાયો સામાન્ય રસ્તા પર ઊભો રહીને તદ્દન સામાન્ય માનવીની જેમ પાથરતો ઉતાવળો ચાલ્યો જતો હતો.

અને ૧૯૧૭ના માર્ચના ૧૫મા દિવસે બરાબર નવના ટકોરા પછી તરત જ; કાળના પડછાયા જેવો પેલો રશિયન વાંચનાલયમાં પેસતો નહોતો વાંચનાલયનો નિયામક એની રાહ જોતો તાજુબ થતો દશના, અગીઆરના ટકોરા ગણતો હતો પણ એ આવ્યો નહોતો, આવવાનો નહોતો. એ મહેમાન પોતાના ઉતારામાં પોતાની ફાટેલ કપડાંની બે પેટીઓ તૈયાર કરતો હતો. એની નિશ્ચલ આંખમાં તરસી નજરની સળગતી રેખા લપાતી છુપાતી જાગતી હતી. એના મીંઢા ચહેરાપર આછો તરવરાટ ઉભરાતો હતો. એના માથામાં ઓરડીનો દેશદેશપર બુલન્દ બનેલો અવાજ ફરી ફરીને બોલ્યા કરતો હતો, " રશિયનો, દેશ બાંધવો, બધા આવી પહોંચો. "

રશિયાની મા–ભોમ એને કાળનો પયગામ બનીને પૂકારતી હતી, રશિયાની શ્રમ–માનવ આલમ એને કાળની ગતિ બનીને ખેંચતી હતી: એ ખેંચાતો હતો, અધીરો બનતો હતો. એની આંખ સામે એને ઉડાડીને ઊંચકતું કોઇ એરોપ્લેન દેખાતું હતું. એના પગમાં કોઇ પવનપાવડી પહેરાવતું હતું; એ ઉતાવળો થતો હતો. એ અંધારામાં પ્રાણનાં પ્રચંડ પૂર પર પલાણતો હોય તેવા ઝૂરીચના કામદાર વડાને કહેતો હતો, " ગમે તે કરો......ગમે તે જોખમે મારે તાબડતોબ પહોંચવું જોઇએ. "

અને ઉતાવળો એક સંદેશ જર્મન સરકારની શાહીવાદી કચેરીનાં કમાડમાં પેસતો કહેતો હતો, "એને યુદ્ધ ચલાવવામાં રસ નથી, એ યુદ્ધમાંથી રશિયન સરકારને ખસેડી લેવાને આપ કરતાંય વધારે ઉત્સુક છે......આપ નામદાર પર અમેરિકન સરકાર યુદ્ધ જાહેરાત લખી રહી છે તે વેળા......તે વેળા......" સ્વીસ ટ્રેડ-યુનીયનોનો મુખ્ય મંત્રી ફ્રીઝ-પ્લૅટેન જર્મન સરકારના સંકટ પર ત્રાટકી રહેતો પરવાનગી માગતો હતો.

" પણ પણ......જે ગાડી આપ નામદારની હદમાંથી ઉપડે તે બંધ ગાડી હોવી જોઈએ.........એટલે કોઈ પણ સ્થળે એની તપાસ આપની સરકાર કરે નહિ, અને એ બંધ ગાડીમાંથી કોઈ પણ, કોઈ પણ સ્ટેશને ઉતરશે નહિ. કોઈ નવું અંદર બેસશે નહિ."

જર્મન સરકાર કબૂલ થતી હતી, "એ ગાડી ફીનલેન્ડ પહોંચશે..........."

અને જર્મન સરકાર વતી એ કરારપર લુડેનડોર્ફ સહી કરતો હતો. જર્મન સરકારનો એ વડો વિશ્વના ઇતિહાસમાં આલેખાતા સૌથી મહાન બનાવના તહનામા પર મતું મારતો હતો. જગતના ઇતિહાસમાં કોઈવાર નહોતી જોડાઈ તેવી ગાડી સમયના પાટપર એંજીન જોડતી હતી, માનવતાના નસીબમાં કોઈવાર નહોતી જોતરાઈ તેવી વરાળ આજે માનવ હલચલનાં પૈડાંને રૂસ દેશ તરફ ગબડાવવા ધુમરાતી હતી. એ ગાડીને જોરથી હાંકવાનો હુકમ આપતી જર્મન સરકાર ૧૯૧૭ના એપ્રિલના દિવસે વિશ્વયુદ્ધમાં ઉતરતી અમેરિકન સરકારનું જાહેરનામું વાંચતી હતી.

ત્યારે બત્રીસ રશિયનો બગલમાં બચકાં મારીને ઝુરીચ સ્ટેશને પહોંચતા હતા. એમાં લેનીન, ઝીનોવીફ અને રાડેક નામના ત્રણ ઇસમો હતા. એ બધાં બત્રીસ નરનારીઓની અદની તસ્વીર ખેંચવા

કોઈ ફોટોગ્રાફર આવ્યો ન હતો, એ કાફલા તરફ ધ્યાન ખેંચાય તેવું કોઈ આકર્ષણ હતું નહિ. એ બત્રીસમાં પેલો મીંઢો અને બટકો આદમી પણ હતો. એ ગામડિયા જેવો લાગતો હતો. એનું નામ હેર–ઉલીયાનોફ હતું. ઝુરીચ સ્ટેશનપરથી ગાડી ઉપડી તે પહેલાં એ સ્ટેશનપરના એક બાંકડા પર નાસ્તો કરતો બેઠો હતો.

અને ત્રણ ઉપર દશમીનીટે ઝુરીચ સ્ટેશનમાંથી ગાડી ઉપડી. જર્મન સરહદના ગોટમાડીંજેન સ્ટેશન પર એ પહોંચવાની હતી, અને ત્યાંથી થોડાંક રશિયન ઉતારૂઓને લઈને એ બંધ ગાડી ફીનલેન્ડ તરફ ઉપડી જવાની હતી.

જગતભરમાં ચિચિયારા મારતી દોડધામ કરતી લાખો ગાડીઓમાં એ એક મામુલી ગાડી હતી. વિશ્વયુદ્ધમાં દારૂગોળાના ઢગ ખડકતી અને મરણના જથ્થા સરજતી રણગાડીઓ જેવું એનું કલેવર નહોતું. રણગાડીઓમાં હતા તેવા એના પેટમાં બોંબ નહોતા. મહાસંહાર સરજતા તોપગોળા નહોતા. એમાં તો બત્રીસ ખેડુત જેવાં થોડાંક ગરીબ નરનારીઓ હતાં. એ બધાંને મુકામ પર પહોંચાડવા મુકરર થયેલા ગાર્ડે સીસોટી વગાડી. એંજીને ધૂમાડાના એ ચાર ગોટાને હવામાં ગબડાવ્યા અને ગાડી નીચેનાં પૈડાંઓના આરંભના ફેરા ફરતા થયા.

અને જગત ઈતિહાસનો વિશ્વરથ હંકાયો, વિશ્વ ઉલ્કાપાતની સામાજિક જુવાળની અશ્વશક્તિ એ પળ વિપળ પર જોતરાઈને કદમ ઉપાડી રહી. જગત ઘટનાના, કમઠાણની રચનાને પલટાવી નાખી નવી દુનિયાને સમયના કલેવરમાંથી પ્રગટાવનાર વિશ્વક્રાન્તિનો જ્વાળામુખી ગુબારો, એ ગાડીમાં દોડતો જતો હતો. મોટા મોટા સંગ્રામના ભેલાડીઓ વિશ્વ યુદ્ધમાંય પડતા હતા તેવા કોઈ પણ આ યુદ્ધ

કરતાં વધારે પ્રચંડ અને ભયાનક એવું આયુધ ઇતિહાસની પણછમાંથી ખેંચાઈને અનુસંધાયલું વછૂટતું હતું, અને રૂસી ધરતીની પાસે ને પાસે દરેક પળે પહોંચતું હતું. ફીનલેન્ડનું સ્ટેશન લગોલગ દેખાવા માંડયું હતું.

ત્યારે એ બંધ ગાડીના એક ડબ્બામાં બેઠો બેઠો પેલો કાળ-મીંઢ હેર ઉલિયાનોફ આસપાસ પડેલા કાગળો અને છાપાઓના ઢગલાને સંકેલતો, અનુસંધાનના વ્યૂહમાં દટાયલી નજરને એક પળવાર ઊંચકતો, પ્રવદાના એક અંક પર જોઈ રહેતો, વજ્રમુઠ્ઠીમાં એના ઉલ્લેખને કચડતો પૂછતો હતો, "હવે કેટલીવાર છે?" અને બબડતો હતો, "એય સમજ્યા નથી......" અને હોઠ પર પલાણતો બનતો એ કરાળ પુરુષ ઉતાવળો થતો હતો. એના માથામાં ઉતાવળી બનતી કોઈ સગાંસહોદરને આલિંગતી ઊર્મિઓ નહોતી, કોઈ તલસતી લાગણીનો તલસાટ નહોતો. એક પ્રચંડ આવેગે એની હસ્તીને ભરી દીધી હતી. એક ક્રાન્તનાદે એને કઠોર બનાવ્યો હતો. સમયના કામઠામાંથી વછૂટવાની પળ પર છસંગ દેતો એ વિશ્વ ઓક્ટોબરનો ધનુટંકાર દેવા અધીરો બનતો હતો.

અને ૧૯૧૭ માં ફીનલેન્ડમાંથી દોડતી આવતી ગાડી છેવટે રશિયાની સરહદને અડતી હતી. એપ્રિલનો સોળમો દિવસ, બીએલો-ઓસ્ટ્રોવ સ્ટેશન પર ઊગતો હતો.

ત્યારે સેસ્ટોરેસ્કનાં કામદારોએ ધસારો કર્યો. પેટ્રોગ્રાડના કામ-દાર પ્રતિનિધિ મંડળની આગેવાની કરીને આવેલા સ્ટાલીનને ટપી જઈને એક કામદારે ચીસ પાડી "ઊંચકો એને."

અને કામદાર લડવૈયાઓએ લેનીન પર અનુરાગના અતિરેકનો ઉછાળો માર્યો વિરાટ જાણે અતિ આનંદના ઉમળકાભર્યો ઘૂઘવી ઊઠયો.

ક્રાન્તિનો એ જ રખેવાળ હતો, કામદારોનો એ ક્રાન્ત સથવારો હતો. સ્વપ્નમાં કલેવર ધરેલો દેખાઈ પડ્યો હોય એવો એ ઊંચકાઈ ગયો. વિરાટે ખાંધ ધરી અને એ લોકકલેવર પર લોકલાડીલો બનીને ક્રાન્તિનાં કલ્લોલે ચડાયો હોય એવો જનમાનવનાં, શ્રમ માનવનાં ઘૂઘવતાં મોજાં પર જાણે સરતો હતો.

અને વિરાટની ઊંચાઈથી પણ અદકો દેખાઈ ગયેલો, વિરાટના ઉન્નત આંદોલનો પર ઊછળેલો એ ગદ્‌ગદ કંઠે કહેતો હતો, "આસ્તેથી ઊતારજો, દોસ્તો."

અને સીધો વ્યાસપીઠ પર ઊતરેલો એ અનિમિષ મીટ માંડી રહ્યો. અમીધારની અનુરાગી નજરોનો ત્યાં સંગમ થયો. કોઈ કાંઈ બોલી શકતું નહોતું. સ્વપ્ન જોતી જનતા શ્વાસ અટકાવીને એક પ્રશ્વાસ પર પેલા ક્રાન્ત પરમાણુના ચડાવેલો હોય તેવા કાળપુરુષને હીંચોળતી હતી.

અને એ કરાળ કદમનો પુરુષ આગળ વધ્યો. એણે એકને, બીજાને, ત્રીજાને બાથમાં લીધા. સૈનિકો, કામદારો, ખલાસીઓએ પાછો એના આવકારનો ઘૂઘવતો ચિત્કાર કર્યો. એ અવાજ પર ઊછળતો હોય તેવો આગેવાનોની પકડમાંથી વછૂટતો બોલ્યો,

"સમાજવાદી ક્રાન્તિ આગે બઢો."

"હેં ?" મેનશેવિકો મરડાતા હતા.

પછી માનવમહાસાગર એને લઈને બોલશેવિક પક્ષની મધ્ય-કમિટીના મુકામ પર ધસતો હતો, અને સત્તરમીની સવારમાં એણે એપ્રિલખત નામે પ્રખ્યાત બનેલું પ્રવચન કર્યું. એનો એક જ અર્થ એ હતો કે, મૂડીવાદી ક્રાન્તિને સમાજવાદી ક્રાન્તિમાં પલટી નાખો."

"હેં !" પાછો મેનશેવિક પકડાયો સંકોચાતો બોલ્યો.

"હા. આપણને આજસુધીના ઇતિહાસે એ પાઠ શીખવ્યો છે."

અને મૂડીવાદી કામચલાઉ સરકારે તાકીદની સભા બોલાવી, લેનીનને ગિરફતાર કરવા એકદમ તાકીદનો નિરધાર કર્યો અને છુપાઈ જાય, તો એનું માથું લાવનારને સોનાના સિક્કાઓનો ઢગલો ઇનામ આપવાનું જાહેર કર્યું.

ત્યારે જૂન મહિનો શરૂ થઈ ગયો હતો. લેનીનનો ઘાત કરવાનો મૂડીવાદી કામચલાઉ સરકારે ઠરાવ કર્યો હતો અને પોતાના આખાય જાસૂસી ખાતાને, લશ્કરી અફસરોને, આકાશપાતાળ એક કરીને પણ લેનીનને ખતમ કરવાના હુકમો આપી દીધા હતા.

અને ત્યારે રેનોલ્ટ કારખાનાના ચોકીદારની ઝૂંપડીમાં બોલ-શેવિક પાર્ટીની પેટ્રોગ્રેડ કમિટિની સભામાં જુલાઈના ૧૮મા દિવસે એક કઠોર આદમી આવી પહોંચતા જુવાળની ગતિનાં માપ ગણાવતો હતો.

એ લેનીન હતો.

છેવટે લેનીન સૌના ઉત્સાહના અતિરેકનો એક જવાબ જગવતો હતો. "સામાજિક ક્રાન્તિ ઘણું જીવો" અને પછી સૌને શાંતિથી ચૂપચાપ જોઈ રહેતો હતો, પણ એની શાંતિ અંદરના કોલાહલથી ઊભરાતી હતી.

"જોસેફ જુગાશ્વીલી !" લેનીને સ્ટેલીનને કહ્યું, "આપણે નવું કશું નથી કહેવું; લોકોને શું જોઈએ છે તે શોધી કાઢવું છે, અને તે તેમને આપવું છે."

અને પેટ્રોગ્રેડનું વાતાવરણ "લડાઈ બંધ કરો ! અમને રોટી આપો, જમીન આપો. અમારાં ધાન અમારાં બનાવો !" એવા અનેક અવાજોથી ગાજી ઊઠતું હતું.

"મારે એ જ અવાજોને આકાર આપવો છે." પાછો લેનીન હસતો હતો, અને એના પોતાના જૂના દોસ્તોને કહેતો હતો, "આપણે અડધી ક્રાન્તિ નથી જોઈતી, આપણે આખી ક્રાન્તિ— પૂરેપૂરી ક્રાન્તિ જોઈએ છે."

કેમેનેફ, ઝીનોવીફ, ટોમસ્કી અને ક્રઝીંસ્કી પણ શરૂમાં માથાં હલાવી એ વાતને નકારી રહ્યા.

"આપણને આખી ક્રાન્તિથી ઓછું કશું જ નહિ ખપે. મૂડીવાદી ક્રાન્તિથી સમાજવાદી ક્રાન્તિ સુધી..." લેનીન પોલાદી પીઠબળને જોઈ મગરૂર હસતો હતો.

પછી લેનીને આસ્તેથી 'એપ્રિલ–ખત' નામે ઓળખાયેલી રજૂઆત રશિયાની જનતા પાસે જાહેર કરી. એ ખતે ક્રાન્તિની લોક-હિલચાલ પાસે મૂડીવાદી ક્રાન્તિને સમાજવાદી ક્રાન્તિમાં પલટાવી નાખવાની લડાયક યોજના રજૂ કરી.

એ રજૂઆતને છણવા ૧૯૧૭ના એપ્રિલના ૨૪મા દિવસે બોલશેવીક પક્ષની ૭મી પરિષદ મળી અને તેણે આખા પક્ષની તાકાતને મૂડીવાદી ક્રાન્તિને સમાજવાદી ક્રાન્તિમાં ફેરવી નાખવાની લડત માટે હાકલ કરી. એ જ પરિષદમાં સ્ટેલીને રાષ્ટ્રનિર્ણયનું બીજું ખત રજૂ કર્યું. તથા દરેક પ્રજાના એકમને પોતાના સ્વતંત્ર નિર્ણયનો હક રહેશે તેવી જાહેરાત કરી.

આ જાહેરાતથી ઝારશાહી નીચે કચડાતી પ્રજાઓએ ઓક્ટોબરની મહાન સમાજવાદી ક્રાન્તિના પક્ષમાં પોતાનો સાથ નોંધાવ્યો.

૧૯૧૭ ના મેમાં મધ્યસ્થ કમિટિની "પોલીટબ્યુરો"ની રચના થઈ તથા સ્ટેલીન તેમાં ચૂંટાયો, અને લેનીન સાથે જૂનના ૧૮મા દિવસના ભવ્ય દેખાવોની યોજના કરીને મધ્યસ્થ કમિટિ વતી સ્ટેલીન તથા લેનીનના નામવાળું એક જાહેરનામું બહાર પાડવાનું નક્કી થયું.

પીટરે બાંધેલા પેટ્રોગ્રાડ નગરમાં પાછું બધું ઉપરતળે થઈ રહ્યું હતું. બેસીનાયા શેરીમાં આવેલી પ્રવદાની ઑફિસમાં આરકટીક 'રેકલના' કારાગારમાં વરસો વિતાવીને ચૂપચાપ પાછો આવી પહોંચેલો પ્રવદાનો તંત્રી કામરેડકોબા–સ્ટાલીન ખૂણામાં પડેલા એક સ્ટુલ પર બેસીને ફૂંકતો હતો અને બદલાતી પરિસ્થિતિની પકડ લેવા જોરથી વિચાર કરતો એક મેનશેવિક અખબારને નીચેથી ઉપાડી લેતો ગુસ્સામાં કચડી નાખતો હતો.

પછી એને મળનારા જૂના અને નવા દોસ્તો આવતા હતા. મુલાકાતો અને ચર્ચાઓ થતી હતી. બોલશેવિક પક્ષની સંખ્યામાં રોજ જબ્બર વધારો થતો જતો હતો. લશ્કરના સિપાઈઓ પણ સારી સંખ્યામાં જોડાતા જતા હતા. પણ પાછો પેલો મેનશેવિક ઝરેટેલી શાંતિનું કાવતરું કરતો હતો, અને બોલશેવીકો સાથે શાંતિવાળો સંબંધ માગતો હતો.

"શાંતિવાળો સંબંધ!" ધિક્કારથી હસતો સ્ટાલીન બોલતો હતો.

અને ઝરીના મેરીયા મહાલયમાં કામચલાઉ સરકારના પ્રધાનો શાહીવાદી યુદ્ધને આગળ ધપાવવા શિસ્ત માગતા હતા અને તેમાં પેલો મેનશેવિક ઝરેટેલી વચન આપતો હતો, "પ્રજાસત્તાકવાદ કામચલાઉ સરકારને મદદ આપવા પોતાથી બધું કરશે."

ત્યારે લેનીનની સાથે ઉતાવળી મસલત કરવા ગયેલો સ્ટાલીન બાજુમાંથી ખંજર કાઢીને પેનસીલની અણિ ઘસતો હતો અને લેનીન સાથે નક્કી થયા પ્રમાણે પ્રવદામાં જાહેર કરવા બોલશેવિકોનું જનતા જોગ જાહેરનામું લખવાની તૈયારી કરતો હતો. સ્ટાલીનની આસપાસ અને છૂટા છવાયા બીજા ઘણા બેઠા હતા અને સૌની સીગરેટોના ધૂમાડા માથા પરથી છત સાથે છવાતા હતા.

અને જનસંગ્રામનું જાહેરનામું લખતો સ્ટાલીન પેટ્રોગ્રાડના તમામ કામદારો અને સૈનિકોને સંબોધીને કહેતો હતો, "કાઉન્સીલ ઓફ સ્ટેટ ઝારશાહીના જલ્લાદોની બની છે. આજના કેરોન્સ્કીના સમયે સુંદર શબ્દોનો ફાંસો તેણે કામદારો અને સૈનિકોના ગળામાં નાખવા માટે વણવા માંડ્યો છે."

એમ સ્ટાલીન બોલશેવીક જાહેરનામું લખતો જતો હતો અને એના દોસ્તો ફૂંકતા જતા હતા અને દીવાલને અડીને ઊભેલો પ્રવદાનો કંપોઝીટર ઉતાવળો થતો હતો, "જલદી, જલદી, કોમરેડ સ્ટાલીન."

અને કોમરેડ સ્ટાલીન દાંત કચકચાવીને ઘસડતો હતો.

પછી રાત પડતાં સ્ટાલીન એના નિવાસ તરફ જતો હતો, ત્યારે પેટ્રોગ્રાડની શેરીઓની સીકલ જુદી જ જાતની દેખાતી હતી. જાણે પાટનગર પર અંધાધૂંધીની આંધી ઉલેચાતી હતી. જ્યાં ત્યાં કાવતરાખોર આંખો સાથે આંખો મળતી હતી. ખૂણેખાંચરે લપાતા છૂપાતા આકારો કાં તો બોલશેવિકો હતા કે ચોર ડાકુઓ હતા.

થોડી વારે સ્ટાલીનથી આગળ ચાલતી એક આકૃતિ પર કોઈએ હલ્લો કરીને તેનો ઓવરકોટ ઉતારી લીધો અને જોતજોતામાં

બધું શાંત થઈ ગયું. સ્ટાલીન ઉતાવળો પહોંચ્યો ત્યારે હલકો થયેલો લેનીન હસતો હતો.

"હવે તું તારે રસ્તે અને હું મારે......" બંને જુદા પડતા હતા.

"લૂંટાઈ ગયા પછી ભય નથી" સ્ટાલીન હસતો હતો.

"અને તારા બેડોળ ડગલા પર કોઈ લલચાવાનું નથી." ક્રાન્તિના બન્ને અંગારા પોતપોતાના આવાસ તરફ ઉતાવળા રવાના થતા હતા.

પછી પેટ્રોગ્રેડનાં બજારોમાં બીજા દિવસની સવારે ક્રાન્તિનો કૂકડે લાલ જાહેરનામું બોલતો હતો.

૧૯૧૭ નો જુલાઈ મહિનો લેનીનની શોધખોળ માટે કામચલાઉ સરકારે ઉપરતળે કરી નાખ્યો. લેનીન ગુપ્ત થઈ ગયો અને મધ્યસ્થ કમિટિ તથા તેનું મુખપત્ર સ્ટાલીનને સોંપાયાં. કામચલાઉ સરકારના શિકારીઓએ લેનીનની ગંધ ખૂણેખાંચરે સુંઘવા માંડી. કેમેનેવ, રીકાવ તથા ટ્રોટસ્કીએ તેવે ટાણે લેનીનને દુશ્મનોને સોંપી દેવાનો ઉહાપોહ શરૂ કર્યો. તેમણે લેનીને બહાર આવીને શાહીવાદી કામચલાઉ સરકારની અદાલતમાં હાજર થઈ જવું જોઈએ તેવો ખુલ્લો પ્રચાર શરૂ કર્યો. સ્ટાલીનને સરકાર અને વંઠેલા મિત્રો એ બંનેનો એક સાથે સામનો કરવાની ફરજ પડી.

એમ કરતાં જુલાઈનો ૨૬મો દિવસ આવી પહોંચ્યો. બોલશેવીક પક્ષની છઠ્ઠી કોંગ્રેસ એ દિવસે મળી. મધ્યસ્થ કમિટિવતી સ્ટાલીને પક્ષનો હેવાલ વાંચ્યો. સ્ટાલીને એ અહેવાલના અંતમાં કહ્યું, "ક્રાન્તિના શાંત તબક્કાઓ આપણે પસાર કરી ગયા છીએ અને હવે આપણે આંતરવિગ્રહમાં પેસીએ છીએ."

અને બીજી બાજુ મોસ્કોમાં બોલશેવીક વિરોધી તમામ પક્ષો એકત્ર થઇ ગયા, અને કેરેનસ્કી તેમનો સરદાર બન્યો. એ સરદારે અને સરકારે, સમાજવાદીઓ અને મૂડીવાદીઓએ હાથમાં હાથ મિલાવી, બોલશેવીકો પાસેથી ક્રાન્તિને બચાવી લેવાની બૂમરાણ શરૂ કરી. બીજી બાજુએ રશિયાને બચાવવા માટે કારનીલોવના લશ્કરવાદે કોસેશીયન ટુકડીઓને આગળ કરીને મોસ્કો પર ચઢાઇ શરૂ કરી દીધી, અને જાહેર કર્યું કે આ અણિને વખતે લશ્કરી સરદારોની સરમુખત્યારી જ રશિયાને ઉગારી શકશે.

એવાં બળાબળોની તુલના રશિયાના ઇતિહાસપર થવા માંડી. પોતે પોતાનાં સમાજવાદી બગલબચ્ચાંને લઇને ફરતો કેરેનસ્કી કામચલાઉ સરકારનો વડો પ્રધાન હતો, યુદ્ધનો પ્રધાન હતો, નૌકા ખાતાનો પ્રધાન હતો, ન્યાય ખાતાનો પ્રધાન હતો અને સ્વદેશ ખાતાનો પ્રધાન હતો. એવો મહાન કેરેનસ્કી સમાજવાદી બગલ-બચ્ચાંને બગલમાં મારીને બોલશેવિક સામે અને અંધાધૂંધી સામે બડ્યો હતો. અને,

“ક્રાન્તિ ભયમાં છે......ક્રાન્તિને બચાવો, ક્રાન્તિને બચાવો” બોલતો એ ચિચિયારી કરતો હતો.

“રશિયાને બચાવો, રશિયાને બચાવો.” બોલતો કારનીલોવ મોરચાપરથી ચીસો પાડતો તડામાર દોડતો આવતો હતો.

કેરેનસ્કી અને કારનીલોવ ઉછળતી જનતાના મહાસાગરની ભરતીપર ડૂબકાં ખાતા તરતા દેખાતા હતા. ભયાનક તોફાને ચઢેલો લોકસાગર એ બન્નેને ઝબોળતો ને બહાર કાઢતો ભયાનક ખડકો પર પછાડતો હતો.

“બોલશેવિક! બોલશેવિક!” બન્ને ડૂબતાં પરિબળ મહા-

સાગરના દરેક મોજાપર બોલશેવિકને ભાળતાં હતાં. સૈકાઓની ભૂખ સળગતી હતી, અને જીવો ને જીવવા દોની આઝાદી માગતી ઊમટતી હતી, ત્યારે એ પરિબળને દોરતી લેનીનની મોંગોલિયન આંખો નીચી ઢળેલી હતી, ટ્રોટસ્કીની અણિદાર દાઢી ધિક્કારથી ધમધમી ઊઠી હતી અને સ્ટાલીનની ગૂઢ હસતી રેખાઓ કરપીણ બનતી કોકેશિયન નજરના નિશાનમાં તિરોધાન કરતી હતી.

અને જૂનું રશિયા મરતું હતું.

ત્યારે પેટ્રોગ્રાડ પાસેના એક ગામડાના ખેતરની એક ઝૂંપડીમાં માથે તાલ પડેલો એક આદમી રહેતો હતો. એ આખો વખત, લખતો, વાંચતો અને યોજનાઓ ઘડતો હતો. એની મોંગોલ આંખો, ગાલનાં ઊંચાં વધેલાં હાડકાંપરથી નીચી નજર નાખતી ચૂપચાપ હસતી હતી. રાતના એના આવાસને ઓળખનાર એક જ બીજો આવતો હતો. એ એકલા કાળામાં એનો વિશ્વાસ હતો. એ ઝુંપડીમાં, ઉત્તરની ઠંડી રાતોના ઉજાગરામાં લાલ ક્રાન્તિની બે પાંખો ઓક્ટોબર વિપ્લવનો વ્યૂહ ગોઠવતી હતી અને સપ્ટેંબર માસ ખતમ થઇને પેટ્રોગ્રાડપર ઓક્ટોબર ઊઘડતો હતો.

ઓક્ટોબરમાં નેવાના કિનારાપર બંધાયલા ઊઘડતા પેટ્રોગ્રાડ નગરમાં પાનખર ઋતુનો વરસાદ વરસતો હતો અને પવન વાતો હતો. વરસાદથી ખરડાયેલા રસ્તાઓ પર ધૂમ્મસ પથરાતું હતું. હવે એવાં દિવસરાતને પણ કોરે તેવા અવાજો પેટ્રોગ્રાડના દિલપર ફૂટ્યા કરતા હતા. પેટ્રોગ્રાડની અગાસીઓ અગાસાં ખાતી હતી, ઝરૂખાં ખાલી ઝૂલતાં હતાં. આઠે પહોર ઊછળી રહેલા ભયના વાતાવરણમાં, અવારનવાર સંભળાયા કરતા બંદૂકોના અવાજોમાં, કિકિયારી અને ચીસોના કોલાહલમાં બંગલાવાળાં નાગરિકો, નાગરિકણો બારીબારણાં અંદરથી અડકાવીને ઊંચા શ્વાસ લઈ રહ્યાં હતાં. પેલા

મહાનપિટરે કિસાનોનાં હાડપિંજર પર એ નગરનો પાયો બંધાવ્યો ત્યારથી આજ સુધી એના પર એક પછી બીજી આફતો જ આવતી રહી હતી. પણ આ તો સૌથી મોટી હતી એમ સૌને લાગતું હતું. ૧૯૧૭ નો ઓક્ટોબર મહીનો પેટ્રોગ્રાડમાં એવો ભયંકર બનેલો બેઠો હતો.

અને ત્યારે ઓક્ટોબરના ૧૦મા દિવસે બોલશેવિક પક્ષની મધ્યસ્થ કમિટિ સશસ્ત્ર બળવાનો ઠરાવ કરતી હતી અને એ બળવાની તમામ વિગતો અને વ્યૂહ નક્કી કરવાની સત્તા પાંચને સોંપતી હતી. બળવાની ઘટનાના એ પાંચ વિધાયકોનો આગેવાન સ્ટાલીન હતો અને બીજા ચાર સ્વર્ડલોવ, ઝરઝીંસ્કી, બુબનોવ, તથા ઉરીટ્સ્કી હતા. એમાં લેનીન હતો નહિ કારણ કે તેને પકડવા હજુય કામચલાઉ સરકારની પોલિસ ફરતી હતી અને તેમાં ટ્રોટ્સ્કી પણ હતો નહિ. ઓક્ટોબર ક્રાન્તિના બધા કર્મચારીઓએ આ પાંચની કમિટિનો દોરેલો વ્યૂહ પાર પાડવાનો હતો.

" મારે પણ.........હું પેટ્રોગ્રેડ સોવિયટનો પ્રમુખ...! "

" ટ્રોટસ્કીનો હુંકાર લેનીન સુધી લંબાતો હતો. "

" અને મારે પણ.........આપણે સૌ અને એ પાંચ પણ આપણા પક્ષની મધ્યસ્થ કમિટિના હુકમના અમલનાં સાધનો માત્ર છીએ, એ પાંચ જણે દોરેલા વ્યૂહની પ્રક્રિયાઓને મોરચા પર જીવતી કરનાર, અને તેમાં પ્રાણ મૂકનાર આપણે છીએ તે ઓછું છે ? " લેનીને ટ્રોટસ્કીને ઠંડો પાડ્યો.

અને પછી ઓક્ટોબરના ૨૪મા દિવસે લાલક્રાન્તિના કર્મચારીઓએ સંગ્રામના રથડા દોડતા કરી દીધા.

પાછા બન્ને બોલશેવિક યોજના વિચારતા હતા.

"એટલે આપણે અગત્યનાં મથકો અને ઘઉંનાં ખેતરો પકડી રાખવાં પડશે." સ્ટાલીને હોકલીનો ઊંડો દમ ખેંચ્યો. "ઝારીટસીન પર કાલચેક દોડ્યો આવે છે." એ ધૂમાડાની ઊંચે ચઢતી સેરપર તાકી રહ્યો.

"ડ્રોઝડ્રોફ અને ફેસનોફની સરદારી નીચે કોસેકો વધારે જોરથી આગળ વધે છે. ડોન કોસેક પ્રદેશનું ઐતિહાસિક મથક નોવોચરકાસ્ક પણ પડ્યું અને ઉત્તર કોકેસસ જ નહિ પણ વોલ્ગા સુધીનો આખોય ડોન પ્રદેશ ઝારશાહીની શ્વેત સેનાના હાથમાં છે અને ઝારીટસીન પણ પડ્યું સમજો."

લેનીન બોલ્યો .

"નહીં પડે." સ્ટાલીને માથું હલાવ્યું.

"શું ?"

"ઝારીટસીન."

"શાથી ?"

"કારણ ત્યાં પેલો લુહાર વોરોશીલોવ છે અને જો હું ત્યાં બે રણગાડીઓ અને સો લડવૈયા લઈને પહોંચી જાઉં તો ઝારીટસીન નહિ પડે..............એ અગત્યનું મથક પડે તે પાલવે કેમ ! વોરોશીલોવ પાસે પંદર હજાર મોજૂદ છે, તેટલા જ સૈનિકો ઝારીટસીન માટે પૂરતા થશે."

અને સ્ટાલીન ઝારીટસીનના બચાવ માટે રવાના થઈ ગયો.

૧૯૧૮ના જુનના ૬ઠ્ઠા દિવસે સ્ટાલીન ઝારીટસીનમાં આવી પહોંચ્યો. ઝારીટસીન પર જ પ્રત્યાઘાતી લશ્કરોની હરોળો બધી બાજુથી ધસતી હતી. સાઇબીરિયામાં ચઢાયથી ઝેકોસ્લોવાકની

સફેદ ક્તારો ઝારીટસીનપર આવતી હતી. કાલચકનાં લશ્કરો પણ ઝારીટસીનપર ધસતાં હતાં. ઝારીટસીનના મથકની એવી મહત્તા હતી.

કારણ કે ઝારીટસીનપર કબજો કરીને પ્રત્યાઘાતનાં સફેદ લશ્કરો મજૂર સરકારનો દાણોપાણી બંધ કરવાનાં હતાં, બાકુના તેલને અટકાવી દેવાનાં હતાં અને ડોનનાં પ્રત્યાઘાતી લશ્કરો સાથે ઓરેનબોવાકનાં લશ્કરો જોડી દઈ ઝારીટસીનપર વિસામો લઈ મોસ્કો પર ચઢાઈ કરવાનાં હતાં.

તો ઝારીટસીનને ગમે તે ભોગે બચાવવું જ જોઈએ.

તેથી તો સ્ટાલીન ઝારીટસીનપર પહોંચી ગયો અને નિરધારપૂર્વક બોલ્યો, "આપણે ઝારીટસીનને નહિ પડવા દઈએ."

એ નગરમાં પેસતો હતો અને ઝીણી આખ કરીને દેખતો હતો. હોટેલો અને વીશીઓમાં ચાપાણી ઊડતાં હતાં. બાગબગીચાઓમાં ગાણાં ગવાતાં હતાં, મોજીલાંઓ નાચતાનમાં પડયાં હતાં. વચલો અને ઉપલો વર્ગ, ધસી આવતાં ધોળાં લશ્કરનાં ઓવારણાં કરવાની ધસી આવતી પળની રાહ જોતો હતો. ટ્રોટસ્કીએ મૂકેલા ચોકિયાતો અમનચમન કરતા હતા.

પણ ઝારીટસીનમાં સફેદ પ્રત્યાઘાતના કાળ જેવો સ્ટાલીન આવ્યો હતો અને નગર આખાને યુદ્ધની છાવણી બનાવી દેવાનો ખ્યાલ લાવ્યો હતો.

અને એ અણુગમતા પડછાયાએ રસની છોળો સંકેલી લેવાનું ફરમાન કાઢયું. કેફની લહેજતો બંધ કરાવી, નાચગાનના જલસા અટકાવી દીધા. દેવળોના ઘંટ વાગતા અટકી ગયા, દરેક શેરીને નાકે હથિયારબંધ લાલસંત્રીએ હોશિયારી પૂકારી. ચેકા નામની

સંસ્થાની, છૂપીપોલિસ સાદા પોશાકમાં ફરતી ફરતી થઈ ગઈ અને કોઈ પણ શકમંદનાં ગજવાંમાંથી કાગળો તપાસાયા.

ઝારીટસીન પર સ્ટેલીનનો લાલઝંડો ભયંકર ફફડી રહ્યો.

"મારે ટ્રોટસ્કીએ નીમેલા કેટલાક અમલદારોને પણ રવાના કરી દેવા પડયા છે."

સ્ટાલીને લેનીન સાથે વાયરલેસ મસલત શરૂ કરી દીધી.

અને ટ્રોટસ્કી ચિડાતો જોઈ રહ્યો. ગામડિયો કોકેશિયન એની પરવાનગી વિના ઉત્તર કોકેશસનો સરમુખત્યાર બની બેઠો હતો અને પોતે નિમેલા અમલદારોને ખસેડતો હતો. વોરોશીલોવને એ ઝારીટસીનનો સેનાની બનાવતો હતો અને વ્યૂહ ગોઠવાવતો હતો.

"ટ્રોટસ્કીએ ગોઠવેલા તમામ ઝારશાહીના જૂના લશ્કરી અમલદારો તથા જૂના પોલિસ અમલદારોને ગીરફતાર કરી લો." અને સ્ટાલીનનો સોટો ઝારીટસીન પર ફરતો થતો હતો.

મોટાપાયાપર મોટેરાઓની ગીરફતારી થઈ અને વોલ્ગા નદીની વચમાં તેમને લઈ તેમનું કેદખાનું તરવા લાગ્યું.

પણ ટ્રોટસ્કીનો તાર આવ્યો, "એ તમામને એકદમ છોડી મૂકો."

અને એ તારના કાગળ પર જ સ્ટાલીને નોંધ કરી કે, "આ તારના ફરમાનપર કશું જ ધ્યાન આપવાનું નથી." અને તાર ઝારીટસીનના લશ્કરી વડા વોરોશીલોવ પર મોકલી આપ્યો.

સ્ટાલીને જુવાનોમાંથી, ક્રાન્તિકારોમાંથી નવું દશમું લાલ લશ્કર રચી દીધું અને કહ્યું, "સફેદ ડાકુઓને એ જ લશ્કર મારી હટાવી શકશે.

નવા દશમા લાલ લશ્કરે ઝારીટસીનનાં તમામ કારખાનાંનો, મોટાં મકાનોનો, મિનારાઓનો કબજો લીધો. બધી ઊંચાઈઓ દુશ્મન પર નજર નાખી રહી, બધાં મોટાં ઘરો દુશ્મન સામેની કિલ્લેબંધીઓ

બની ગયાં, બધાં કારખાનાંનાં કામદારો અને સંચાઓ દુશ્મન સામે મંડાઇ ગયાં.

અને દુશ્મનોની જંગી કતારો દૂરદૂરથી દેખાઇ. ઝારીટસીનનાં બધાં કારખાનાં એક સાથે સીસોટી વગાડી ઊઠયાં, ઝારીટસીનનાં જુવાનો એક સાથે કેડ બાંધી બેઠાં, ઝારીટસીનના બચાવની હરોળો દુશ્મન પર છલંગ મારવા ગોઠણભર થઇ રહી.

" ઝારીટસીન બધી બાજુથી ઘેરાઇ ગયું છે, માત્ર વોલ્ગા તરફની રેલ્વે લાઇન ખુલ્લી છે, ધારીએ ત્યારે ઝારીટસીન ખાલી કરી શકાશે. " વોરોશીલોવનો સંદેશો આવ્યો.

" ધારીએ જ નહિ, ઝારીટસીન ખાલી નથી કરવું આપણાં લોહીના ખડકો પરથી પણ એનો બચાવ કરવો છે, છતાં એ લાઇન આપણે જ પકડી રાખજો. "

અને ઝારીટસીન પર ક્રાસનોફના સફેદ ડાકુઓ ઓગસ્ટની શરૂઆતમાં તૂટી પડ્યા. એની તો ઉમેદ હતી કે આવા ભયાનક હલ્લાનો એક જ મસારો ઝારીટસીનનાં લાલિયાંઓને વોલ્ગાનાં પાણીમાં ધૂસાડી દેશે, પણ દિવસ પછી દિવસ વિતતા હતા, સ્ટાલીને બાંધેલી લાલ હરોળોમાંથી એક કાંકરીય ખરતી નહોતી. સફેદ ડાકુઓના વારવારે આવેલા કોઝેકોની ભયાનક કતારો ડોનેટ બેસીનનાં ચીંથરે-હાલ આવેલા પણ લાલ બનેલા કામદારોના કોટ સામે માથાં પટકાવીને લાલ કાઢતી હતી ને નિષ્ફળ નીવડતી હતી.

એવા મહાન દિવસો ઝારીટસીન પર વહેતા હતા અને લાલ-તાકાતની કસોટી કરતા હતા. ઝારીટસીનનો એકથી બીજો છેડો ધણ-ધણતો હતો, ઝારીટસીનનો લડવૈયો પગથી માથા સુધી રણઝણતો હતો. ઝારીટસીનનો જુસ્સો ભડકે બળતો હતો ત્યારે ઝારીટસીનનો કરપીણ દોરીસંચાર કરતો એનો કાળપુરુષ વધારે ને વધારે

શાંત બનતો ને ગંભીરતા ધરતો દિવસરાત ખૂલ્લી આંખે બેસીને ઝારીટસીનના મોરચાઓપર અને લાલ છાવણી પર ઉગ્રતાની એક-ધારી વહેંચણી કરતો નિશ્ચલ બેઠો હોકલી ફૂંકતો હતો.

પણ દુશ્મનનો વ્યૂહ કીડીની ગતિએ પણ આગળ વધતો હતો. એની ધરીનો એક છેડો વોલ્ગાના કિનારાને અડી ચૂક્યો હતો અને બીજો છેડો ઝારીટસીનને આંતરતો દબાતો હતો.

એ સફેદ શયતાનના લોખંડી વ્યૂહને ભેદીને...એ વ્યૂહના વચેટની આરપાર આપણું નિશાન છે...આપણા નિશાન પર પહોંચવા એવો તો ધસારો કરો...એવો અફર ધસારો કરો તો દુશ્મનનું શયતાન દિલ ભેદાઈ જશે; મારી તો ખાતરી છે..."

અને અર્ધી ભૂખી, હેરાન પરેશાન થયેલી લાલ હરોળોની કિલ્લેબંધીનાં જીવલેણ કમઠાણના ખડકો અમળાતા અને કચ્ચરઘાણ બોલતા યાહોમ કરતા હતા. શયતાની સફેદ ડાધુનું દિલ દરબાતું હતું. જાણે વોરોશીલોવનાં ફરમાન કાળ હાંકતાં હતાં. કાળના ધસારા સામે પ્રત્યાઘાતી પશુ પાછો હટતો હતો અને લોહીલુહાણ થતો, હથિ-યારો નાખી દેતો, દોડતી એડપર બોજા બનેલા ડગલા નાખી દેતો ડોનનાં પાણી સુધી ચીચિયારી કરતો ભાગતો જતો હતો.

અને ઝારીટસીન સ્ટાલીનગ્રાડ કહેવાતું હતું.

●

# ૧૪ : એશિયાઈ ક્રાન્તિનો લાલ તારક

ચીન ! ચીન ! ચીન !

ચીન ક્યાં હતો ?

જ્યારે ચીનના ભૂતકાળનાં અંધારાંમાં સગડીએ તાપતી ડોસીઓ દંતકથાઓ કહેતી બેસતી હતી, જ્યારે મૂંડિયા સાધુઓ કર્મનો કાયદો અને પુનર્જન્મનો ચક્રાવો સમજાવતા હતા, જ્યારે તેઓ શાંગટાઓના ચમત્કારની નાતિનાં વાતો કરતા હતા, ત્યારે ચીન ત્યાં હતો.

પણ જ્યારે હોંગકોંગ ને શાંગહાઇની બેંકોમાં ચીનનાં ખૂન ખખડતાં હતાં, ચીનના પેટ પર રેસ-કોર્સ દોડતા હતા, ચીનના ભૂખમરા પર યરોપના શાહોથી હોટેલો પિચકારીઓ મારતી તાંડવ ખેલતી હતી, જ્યારે સટ્ટાબજારો ખુલ્લાં મુકાતાં હતાં, ફ્રેંચ અને જાપાની રેલવેઓ પોતપોતાના રસ્તા ખોતરતી હતી, અને જ્યારે યરોપના સિપાઈઓ, યરોપની પોલિસ ને યરોપના નફાખોરો બેફામ દોડતા ત્યારે ચીન ક્યાં હતો ?

ત્યારે ચીન ખોવાઈ ગયો હતો, ત્યારે ચીનનો ડોકટર સુન ફાટેલા આભને સાંધવા અહીંથી તહીં દોટ દેતો, હાહાકાર કરતો હતો. "ચીન, ચીન !" બોલતો એ વરસાલી તરફ દોડ્યો. એણે પેરિસની પરિષદ જોઈ, એ વોશિંગ્ટનના ઉંબરા ખૂંદી વળ્યો પણ ચીન ત્યાં હતો નહિ.

અને રાત પડતી હતી. આકાશમાંથી અંધારાનો પડદો

પડતો હતો, ચીનના પર્વતોની રેખાઓ જ કેવળ આકાશમાં અંતરાયો ઊભા કરતી હતી. પર્વતો પાછળથી તારાઓ એકલી અદ્ધર લટકતી આશાઓ જેવા ટમટમતા હતા.

ત્યારે બેચાર ઝાડ નીચે થોડાંક છોકરાઓ ને છોકરીઓ સભા કરતાં હતાં, કોઈ ભાષણ આપતું હતું.

"અમે હ્યુમીલીએશન દિનની જયન્તિ ઊજવીએ છીએ" એમ એને કોઈએ કહ્યું. ડો. સુનનો પડછાયો એક ઝાડના ઓથા પાછળ માથું ધુણાવતો હતો. થોડે થોડે દૂરે ખેડૂતોનાં છૂટાં છૂટાં ટોળાં તમાશો જોતાં ઊભાં હતાં.

"તમે આવાં કયોમીનટાંગમાં કેમ જોડાતાં નથી?" ડૉક્ટર સુન ખેડૂતોનાં ટોળાં પાસે જઈ જઈને પૂછતો હતો.

"મિજબાનીમાં?"

"ના, ના, કયોમીનટાંગમાં...આપણો ચીન દેશ...કારણ કે અમારા પગ મેલા છે" સૌ ન સમજ્યા વિના જોઈ રહેતાં હતાં.

પછી એક દિવસે ગામડાં ઉત્સવ કરતાં હતાં. ગામડાની ધૂળ ઉરાડતાં કિસાન નરનારીઓ પશ્ચિમની ટેકરીઓ તરફ જતાં હતાં. એક ટોળું એક ઘવાયલા મજૂરને ઊંચકીને પશ્ચિમની ટેકરીઓ તરફ વળતું હતું એક ખેડૂતની પીઠ પર માલિકે વાંસની સોટી વડે લોહીના ઉઝરડા કર્યા હતા. તેય પશ્ચિમની ટેકરીઓ તરફ જતો હતો. ધૂળના ગોટા ઉરાડતાં કેટલાંયે ગાડાંઓ એ તરફ જ હંકાતાં હતાં.

ત્યાં એક મંડપ હતો. મંડપ પર લીલા ને લાલ વાંસની કમાનો બાંધવામાં આવી હતી. મંડપની આસપાસ પાટિયાં લપેલાં લટકતાં હતાં, અને વાવટાઓ ખોસાયા હતા.

"અહીં અમારા ડો. સુનયાત સેનની સંવત્સરી છે. ગઈ સાલ આ દિવસે એ અવસાન પામ્યા હતા." કોઈ કહેતું હતું.

અને પશ્ચિમની ટેકરીઓમાં સાદડીઓ પથરાતી હતી. રોટલા ખવાતા હતા, તાપણીઓ સળગતી હતી અને જમીનમાં ખોદાયેલા મોટા ચૂલાઓ પર ભાતનાં હાંડલાં બફાતાં હતાં.

એક કડછી ભાત ને બીજી કડછી તેલવાળા પાણીમાં તરતા શાકના ટુકડા ભેળવીને મોટી મોટી પંગતો ખાવા બેસતી હતી. નવાં આવનારને જૂનાંઓ મીટ માંડીને પૂછતાં હતાં, "ની ચીલા ફાન હ્યોમા ?" (ભાત ખાશો કે ?)

અને પછી આકાશનો ચંદ્ર ઊગે અને રૂપેરી અજવાળામાં પડછાયાઓ નાચવા માંડે ત્યાં સુધી ભાષણો થતાં હતાં ને ગીતો ગવાતાં હતાં, ત્યારે જાણે કબર ફાડીને પેલો ડૉક્ટર બહાર નીકળી પડશે ને ચીસો પાડી ઊઠશે કે, "ચીન, ચીન...મારો દેશ" એમ સૌને દહેશત લાગ્યા કરતી હતી.

જાણે સવાર થતું હતું, જાણે ઊંઘ ઊડતી હતી, જાણે અંધારાનું કફન ઊપડતું હતું અને દેશ દેખાતો હતો.

"ઉત્તર–દક્ષિણ દેશ...ને દેશને ફરતી દીવાલ અને પેલો ભયાનક મુસાફર—હવાંગ હો, કાળના લોલકની જેમ બે હજાર વરસના ઇતિહાસ પર, ચીની પારણાં પર ને કબરો પર અટ્ટહાસ્ય કરતો અને પીળા પ્રલય ઉછાળતો વહેતો હતો. સ્મારકો દેખાતાં હતાં, ઇતિહાસ બેઠો થતો હતો. મોંગોલિયાનાં મેદાનો પરથી જંગલીઓનાં ધાડાં આવેલાં તે દિવસ પણ યાદ આવતો હતો. દૃષ્ટિમર્યાદા ઊઘડતી જતી હતી. પીળી નદી પાસે ઉત્તરમાં મોંગોલ લોકનાં પર્વતો ને મેદાનો સળવળતાં હતાં. ત્યાં જ હુન–નુના ઘોડેસવારોએ હાન રાજવંશને રગદોળી નાખ્યો હતો, ત્યાં જ સ્કોથિયનો આવ્યા હતા, ત્યાંથી હૂણનાં ટોળેટોળાં ઊતરી પડયાં હતાં અને સુંગ રાજવંશીઓ પર જંઘીસખાન તૂટી પડયો હતો. ત્યાં ત્યારે ઉત્તરપૂર્વમાં ભૂરા પર્વતોની

કિનારીઓની એરણ પર જંઘીસખાન નામનો લુહાર તરવારો ટીપતો હતો.

અને દૂર ઉત્તરમાં ગોબીના ગુબારા ઊડતા હતા. ત્યાંથી ધોળો ને પીળો રેતીનો મહાસાગર દરેક દિશામાં લૂષવતો હતો. ત્યાં હરણાંઓ ભૂલાં પડતાં હતાં, જંગલી વહીલાં છેતરાતાં હતાં અને ગુસ્સે થઈને ચીસો પાડતાં ઊડી જતાં હતાં. જાણે ઘાસના એક તણખલા વિનાના મોતનું રાજ ત્યાં વિસ્તરતું હતું.

ત્યાં મોતના રાજમાં મોટાં નગરો સૂતાં હતાં. ત્યાં આઠ સૈકા પહેલાંની જંઘીસખાનની વાડીઓ પર રેતી ઊડતી હતી. એકલો ઊને. ને સુક્કો પવન એક છેડેથી બીજે છેડે ચિચિયારી કરતો દોડતો હતો.

પણ ઉત્તરપશ્ચિમમાં? ત્યાં તો પર્વતો પાછળ પર્વતોના પીંડા ગોઠવાયેલા પડ્યા હતા ને છેક મોંગાલિયાના ઉચ્ચ પ્રદેશ સુધી પહોંચતા હતા. એ પર્વતોમાં બે હજાર વરસ પહેલાં કોલસો શોધાયો હતો. ત્યાંથી તીબેટમાંથી ઉત્તરપશ્ચિમમાં થઈને વહેતી નદીઓ વનરાજીઓ ઉછેરતી હતી ને પીળો કાંપ ઠાલવતી દરિયાનાં પાણીને પીળી ચોળતી હતી.

એ ઉત્તર ચીનમાં આઠ કરોડ ખેડુતોનાં નેસડાં ગૂંજતાં પડ્યાં છે. ત્યાં ઝાડનાં ઝૂંડોમાં ચીની કિસાનનાં ગામડાં એક ચોરસ માઈલે છસોની વસતીમાં વસે છે. ત્યાં શિયાળાના ઠારી દે તેવા પવનો ઝીલતાં અને માર્ચ મહિનાથી વસંત ઊજવતાં કિસાન નરનારીઓ ને બાળકો જમીન ખેડે છે, ખાણો ખોદે છે, ને કોઈવાર ગાય છે, "ચીન, ચીન...અમારા દેશ."

ત્યાં જ ચીનના દેહમાં પહેલો ચીપિયો લાગ્યો. ત્યાં જ ચીનના કલેવરે એનું પોતાનું ખૂન ખરી પડતું દીઠું. ત્યાં જ ૧૯૩૧ની સાલમાં જાપાને મંચુરિયા ગટકાવ્યા પછી જેહોલને ૧૯૩૩માં તોડી લીધો.

અને ચીને ચિત્કાર કર્યો, "ચીન...ચીન!" પરદેશી યુદ્ધ ધરના અન્યાય સામે ૧૯૦૦ની સાલમાં ખળભળ્યો હતો ને પહેલીવાર બોક્સર બળવામાં બેઠો થઈને ચીન બોલ્યો હતો.

ત્યારથી લોહીલુહાણ થયેલો ચીન અનેક અંધારાં વટાવતો ઉત્તર–પશ્ચિમમાં હથોડા અને દાતરડાંવાળો લાલ ઝંડો ફરકાવતો હતો. કેન્ટનમાં રાષ્ટ્ર–સરકાર બનતી કચોમીનટાંગ ચીનને એક કરવા ઉત્તરની વિગ્રહખોરો પર ચડાઈ કરવાનો નિરધાર કરતી કહેતી હતી, "ચીન દેશ અમારો છે. અમારા ચીન પર આક્રમણખોર તમામ સામ્રાજ્યવાદી ડાકૂઓ અમારા કિનારાઓ છોડી જાય તે માટે અમે સંયુક્ત મોરચો ઘડીએ છીએ. અને ચીન દેશ પર એ અવાજમાં શાંગહાઈ અને કેન્ટનનાં વિદ્યાર્થીઓએ પોતાની લડાયક લાગણીની તસ્વીર સળગતી બનાવી. અંગ્રેજ સામ્રાજ્યવાદી ડાકૂઓએ એ વિદ્યાર્થીઓને શાંગહાઈ અને કેન્ટનના રસ્તાઓ પર વીંધી નાખ્યા.

પણ એથી ચીનના વિરાટનો અવાજ રૂંધાયો નહિ. ઉત્તરના વિગ્રહખોર જમીનદારો પર કિસાનકટક ચઢયાં. 'ચીન અમારો છે' એ અવાજની લડાયક રણહાક નીચે રજવાડાશાહીની સડેલી ઘટના ખરવા લાગી.

પણ ત્યારે ચાંગ–કાઈ–શેક વણસી પડયો. એની નજરમાં આખો ચીન સમાયો નહિ, એની આંખમાં ચીનવિરાટ થણની જેમ ભોંકાયો. એની અક્કલમાં ચીની જનતાનાં હિત ઊતર્યાં નહિ, એના ભાનમાં ચીન દેશને બદલે ચીની મૂડીવાદનો માલિક વર્ગ જ દેખાયો. એણે ચીની લોકની સામ્યવાદી આગેવાની પર ઘાતકી ઘા વીંઝયો. એણે ચીની લોકના સંગઠન પર દારુણ હલ્લો શરૂ કર્યો. એણે ચીની ક્રાન્તિની ઉડવાનો આરંભ કરતી પાંખને પીંખી નાખવા માંડી.

અને જાપાની શાહીવાદે તક દેખીને ચીન પર—મંચુરિયા પર આક્રમણ કર્યું. ચાંગની નાનકીંગ સરકારે તરવારની બધી ધાર ચીની લોકનો સંહાર કરવા રોકીને જાપાન સામે ખોળાધરી કરવા માંડી. યુરોપ–અમરિકી શાહીવાદી ચાંચિયાઓની ટોળકી જેવી લીગ ઓફ નેશન્સ પાસે જાપાન સામે ફરિયાદ રજૂ કરીને મન મનાવ્યું.

ત્યારે મંચુરિયન જનતા લોહીલુહાણ થતાં સુધી એકલી લડી, પણ મંચુરિયા પડ્યો.

અને ૧૯૩૨માં જ જાપાને શાંગહાઈ પર હલ્લો કર્યો. પણ શાંગહાઈની કામદાર જનતાએ એ ચીનના દરિયાનગરને બે મહિના સુધી ટકાવી રાખી પેલો કચડાયેલો અવાજ ગજવ્યો, " ચીન...... ચીન!" ત્યારે ચીનના નામમાં નાનકીંગની ઘોરમાંથી ચાંગની સરકારે જાપાન સાથે સલાહ કરી અને ચીની જનતાને કચડી નાખવાનો કાયદો કર્યો કે, " જાપાન સામે લડવું જોઈએ એમ કહેનાર પર દેશદ્રોહના અપરાધ માટે પગલાં લેવામાં આવશે."

ચાંગ ફાસીનાં કેવાં કરપીણ અને લોકહત્યારાં એ પગલાં હતાં! એ પગલાંની જલ્લાદ એડ નીચે ક્વાંગસી પર ફરફરતો લાલ ઝંડો કચડાવા માંડ્યો. ક્વાંગસીની લાલ સરકારના સંહાર માટે ચાંગની સરકારે પાંચ પાંચ સંહાર સંગ્રામોમાં લાખો શ્રમમાનવોની કતલ કરી, હજારો ગામો સળગાવી નાખ્યાં.

અને આ તક દેખીને જાપાની શાહીવાદે ઉત્તર ચીન પર દબાણ શરૂ કર્યું. ચાંગની સરકારે જાપાની ડાકુના પગમાં પડીને શાંગહાઈની સલાહ તો કરી હતી અને પાછી ટાંગકુ સલાહ કરી. અને ૧૯૩૫ના ઉનાળામાં ચાંગની નીચતાએ હો–ઉમેત્સુ કરાર કર્યા અને ચીનના હોપી અને ચાહર પ્રાંતોનો વધ કરી આપ્યો. પીપીંગ અને ટીનસીન નગરોપર જાપાની ડાકણો ગરમે રમવા નીકળી પડી.

આખો ચીન શરમાયેલો, અપમાનાયેલો, ઘવાયેલો ધ્રૂસકી ઊઠયો. ચીનનો લાલ પ્રદેશ સંહાર પામતો આખા ચીનના દરદની ચીસ પાડી રહ્યો. એ ચીસને ગુંગળાવી મારવા જર્મનીથી બોલાવેલા હીટલરી સરદારોના વ્યૂહ અને આગેવાની નીચે કવાંગસીની કરોડોની જનતાને સંહારી નાખવા ચાંગનાં લાખોની સંખ્યાવાળાં યંત્રયુક્ત લશ્કરો ચઢ્યાં હતાં.

કવાંગસીપર વિફરેલા મહા આતંકના ધસારા નીચે ચીન દેશની ધા નાખતી ચીની જનતા ઝબ્બે થવા માંડી. યરોપ અને અમરિકી શાહીવાદીઓ હરખાયા. જાપાનના શાહીવાદે આનંદના ઉબકા ખાધા. ચાંગના સમાચારોએ જગતભરમાં જાહેરાત કરી કે, "ચીનની ભૂમિપરથી લાલ જનતા અને લાખો સામ્યવાદીઓ સંહારાઈ ગયાં છે."

પણ વિરાટ ક્યારેય સંહારાયો છે! ચીન દેશ 'અમારો ચીન' ની અલખ શબોના ડુંગરોમાંથી, જલતાં કલેવરોમાંથી, સળગતાં નેસાડાઓમાંથી ઊઠયા કરી. અને લાલ ચીન પ્રદેશના એક લાખ લડાયકોએ જગતે કદી કલ્પ્યો નહોતો એવો નિરધાર કર્યો.

એક લાખ લોકલડવૈયાંએ ચીની જનતાપર મંડાયેલા ચાંગ ફાસીના ભરડામાંથી બચીને ઉત્તરપશ્ચિમપર પહોંચી જવા માટે ૭ હજાર માઇલની કૂચ કરવાનો નિશ્ચય કર્યો.

કીઆંગ્સીથી એ કૂચ શરૂ થઈ અને શેંસી પહોંચી. કીઆંગ્સી અને શેંસી વચ્ચે એક યાદગાર વરસ ઊગ્યું. એ વરસની દરેક પળપર પ્રજળતા પ્રાણના ધૂમકેતુઓ વસતા રહ્યા. એ એક વરસ પર કીઆંગ્સીથી ઊપડેલો લાલ તારક ચીન! ચીન! ની ઝંખના વેરતો ૭ હજાર માઇલપર રાતી રોશની બન્યો. એ એક વરસ પર પલાણીને એક લાખનો લોકલડવૈયો વીસ હજાર જેટલો રહ્યો પણ જીવતો ઉત્તરપશ્ચિમના યેનાન નગરપર પહોંચી ગયો.

એ એક વરસની લીટીસૂકી છ હજાર માઈલ પર અંકિત થઈ ગઈ. એ એક વરસ નીચેની ધરતી પર બાર ઈલાકા પસાર થઈ ગયા. એ એક વરસનો લોકકદમ ચાંગે શરૂ કરેલા લોકસંહાર સામે બાર મોટી અને ત્રણુસો નાની લડાઈઓ લડતો લોહી ઝરતો આગળ ધપ્યો. એ છ હજાર માઈલપર અંકાયલા ૨૬૮ દિવસો નીચે ઘોર જંગલો વીંધાઈ ગયાં, અઢાર અભેદ્ય પર્વતમાળાઓ ઓળંગાઈ ગઈ, અનેક અગોચર પ્રદેશો ભેદાઈ ગયા, અને છ ભયાનક નદીઓ પાર કરાઈ ગઈ.

અને મૂડીવાદી જમીનદારી ઘટનાનો ચાંગ ભૈરવ હાથ ચોળતો પાછો સાંભળતો હતો, 'ચીન દેશ અમારો છે. ચીની જનતાપર આક્રમણે ચઢેલા જાપાન સામે લડાઈ જાહેર કરો.'

અને સીઆનનો યાદગાર બનાવ એ જનતાના જુવાળે જનમાવ્યો. ચાંગના લોકઅપરાધી કલેવરને સીઆનમાં ગિરફતાર કરી ચીની વિરાટે સીઆન મુકામે જાપાન સામે સંગ્રામ ઘડ્યો,

"પણ તો ય આપણે તો ચીન પર ચઢીએ છીએ" જાપાની જાલિમ ઊંધું વળીને જોખતો હતો, ને જાપાની જનતાને કાંટાળા તારની વાડમાં પૂરતો હતો અને "ચીન–ચીન" કરતાં જાપાની શાહીવાદનાં ધાડાં ધસતાં હતાં. જાપાનની જનતાનો માનીતો ઓસુગી આડા હાથ ધરીને ઉભો હતો.

ઓસુગી પર જાપાની સાંઝ પડી. ઓસુગી પટકાઈ પડ્યા. ઓસુગીની સ્ત્રી અને ઓસુગી પર થઈને જાપાની જલ્લાદની રણુ-ગાડીઓ ચીન પર દોડી જતી હતી. ઓસુગીના બિરાદર લોક પર જાપાની જાલિમનો દોર ફરી વળ્યો. ૧૩૦૦ સામ્યવાદીઓ ઝડપાઈ ગયા.

અને જાપાની જલ્લાદે ઊગતા સૂરજમાં રણભેરી વગાડ્યો, " આપણે ચીન પર ચઢીએ છીએ અને ખાસ કરીને ઉત્તર ચીન પર. " અને પાછો ઘરડો બુદ્ધ સળવળી ઊઠયો. ઉત્તર પશ્ચિમના લાલ ઝંડાએ ચાંગ-કાઇ-શેકને સીઆનમાં બોલાવીને સંયુક્ત મોરચાની દીક્ષા દીધી. મુકડેન-સીઆન અને બુકાશીઓ એક સીધી લીટીમાં આવી ગયાં. અને ચીનને એક છેડેથી બીજી છેડે ફરમાન દોડ્યાં. " ચીન...ચીન...ચીન...આપણો દેશ. "

૧૯૩૭ના જુલાઇની ૭મીએ રાતના મારકો-પોલો પૂલ પર પહેલો ધડાકો થયો અને ચીન સળવળી ઊઠ્યો. જુલાઇની ૨૯મીએ પેકીંગ પડ્યું. ઓગસ્ટની ૧૪મીએ શાંગહાઇમાં ચીની લોહીમાં ચીની શબ તરવા લાગ્યાં.

અને સપ્ટેંબરના ૨૨મા દિવસે ચીની સામ્યવાદી આગેવાનોએ જાપાની જાલિમના કપાળમાં જાહેરાત ફેંકી, "અમે અમારી સોવિયેટ સરકારને રાષ્ટ્રિય સરકારમાં ભેળવીએ છીએ. અમે અમારા લાલ લશ્કરને રાષ્ટ્રફોજનું અંગ બનાવીએ છીએ. અમે જાપાની જલ્લાદ સામે એક દેશ બનીને ચઢીએ છીએ.

તે જ દિવસે આખો ચીન એક બનીને ઊભો અને બોલ્યો. "ચીન અમારો દેશ છે."

તે જ દિવસે ડૉ. સુનનો ખોવાઇ ગયેલો રાષ્ટ્ર પાણીપત પર જડ્યો.

અને ઉત્તર પશ્ચિમ જેનો ઉત્તર છેડો હતો તેવા ચીનના લોહચુંબકમાં કોલસો, લોખંડ ને અનાજના ઢગલા લૂંટવા લોહી ને લોખંડનાં કોગળિયાં કરતો જાપાની જાલિમ ચઢતો હતો. ચીનનો લોહચુંબક એને ખેંચતો હતો. જાપાની માલિક પશુને એનું મોત બોલાવતું હતું.

"એ ભલે આવે,...પણ ચીન તો અમારો દેશ છે." આખો ચીન ભયાનક હસતો હતો.

પણ નાનકીંગ પડ્યું, કેન્ટન પડ્યું ને રાષ્ટ્રીય સરકારનો વડો ચાંગ ચુંગકીંગમાં વિમાસણમાં પડતો હતો, અને લાલ મહાસેનાની પાસે જનતાના જંગનો પહેલો પાઠ ભણતો હતો.

"જ્યારે જનતા—જ્યારે લોકસમુદાય, સંગ્રામે જંગમાં ઝૂકે છે ત્યારે ગમે તેવો જાલિમ ઝબ્બે થઈ જાય છે" ઉત્તર પશ્ચિમના યેનાન નગરમાંથી લાલ મહાસેનાની ચુ–ટેહ, ચાંગને સમજાવતો હતો.

ને ચીન પર લોકસંગ્રામ ઉત્તરમાંથી જાગતો હતો. અને ઉત્તર પશ્ચિમમાં જાપાની જલ્લાદના લોહીમાં ભયાનક લાલ બનેલી ચીની જનતા ભૂરા આકાશ નીચે વહેલી સવારે, એક અવાજે, એક તાલથી ગાતી હતી.

"ચી લાઈ, ચી હાન, ચાઓ, પોટી નુલી
ચી લાઇ ચુન શી, ચી ટી સુઈ જેન"

ચીનની આઝાદીનો એ આંતરરાષ્ટ્રીય અવાજ દૂર ઊડતો હતો. એ અવાજમાં ચીની મજદૂરનો કઠોર અવાજ, ચીની કિસાનનો ઘેરો નાદ, અને ચીની યુવાનયુવતિઓના તીણા સાદ ચીની ધરતી પર ધીરગંભીર બનતા હતા ત્યારે ચીનપર લાલ લશ્કરના લડાયક વ્યૂહને દેખતો લાલ મહાસેનાની ચીનો લોકના નામમાં ચંડ પ્રચંડ બનીને વિરાટનું રૂપ ધરતો હતો.

"તમો તમારું જીવન કેમ લખતા નથી ?" એને કોઈએ પૂછ્યું હતું.

"મારી લાલ સેનાની જનતામાંથી મારી જાતને ટૂંપી નાખીને તમારી સામે ધરું ? તો લોકને જ જુઓને—" બોલતો એ ખડખડાટ હસી પડ્યો હતો.

"હું મારું શું લખું—?" એ પૂછતો ને એની ભૂખરી આંખોમાં માર્દવતા હિલોળે ચઢતી, એક કરુણ અનુકંપા પૂછનારને પલાળી નાખતી.

"હું શું લખું! મને પચાસ થયાં; મારી બીજી પચ્ચીસીએ દુઃખોનો નાશ કરવા લાલ લશ્કરે માંડેલા સંગ્રામો દીઠા છે. મારા મોઢા પર કરચલીઓ ભલે નથી પણ મારા અંતરમાં આંતરકલહના ચીરા પડ્યા છે. હું શું લખું?" અને એ ગંભીર થઈ જતો. પણ પૂર્વના કોઈ અવધૂત જેવી કાંગ એની ફાની દુનિયા પર મંદ સ્મિત કરતી. લોખંડનો બન્યો હોય તેવો ચીની બુદ્ધ એની અંદર શાંત ને તોફાની હસતો.

"અને તમે શું ધારો છો—એને વિષે?" જીજ્ઞાસુએ એકવાર એની આ કાંગ-કે-શીંગને પૂછ્યું.

"કંઈ નહિ—" કાંગ હસી પડી, "એ તો રસોયો છે રસોયો. અમે એને હાઉ-ફૂ-ટાઉ કહીને ખીજવીએ છીએ. ૧૯૨૭માં જ્યારે દક્ષિણ હુનાનમાં એ સાલીનમાં હતો ત્યારે એક રાતના ચાંગ-કાઇ-શેકના મારાઓ એને ઉઠાવી જવા આવી પહોંચ્યા. એ કમાડ ખોલીને ચાંગના શિકારીઓની સામે આવી શાંત ને સ્થિર હસતો ઊભો હતો.

"ચૂ-ટેહ ક્યાં છે?" પેલાઓએ પૂછ્યું.

"આ જાય," એણે હાથ લંબાવ્યો, "શાક લેવા જાય છે."

"અને તું?"

"હું એનો રસોયો છું." એ હસ્યો, "એ તો હાઉ-ફૂ-ટાઉ છે." બોલતી કાંગે ચલાવ્યું, "અને લાલ લશ્કરોનો મહાસેનાની છે. ક્યારેક એના ગેરીલાઓ સાથે ગેલ કરે છે. ક્યારેક ખેતરોમાં દોડી જઈને ખોદે છે, ને જાતજાતના રોપા રોપે છે, ને એનાં કપડાં ખરડીને આવે છે; ક્યારેક ચોખાનું પોટકું ખીણમાંથી પર્વત ઉપર ચઢાવે છે. ગમે તેમ ખાય છે ને પિપરના ફાકા મારે છે. એને બાર વાગે સૂઈ ને પાંચ વાગે ઊઠી જવાની આદત

છે કારણ કે પાંચ વાગ્યાથી એના કાનમાં લોક-ચોપડીઓ વાગવા માંડે છે ને એની અંદરનો અંગદ ઠેકવા માંડે છે. પણ માઓ જેવો મશ્કરો ને મજાકી નહિ હો, ઘણો ગંભીર. બેઠા હિમાળા જેવો. મારી સાથે પણ-પણ એનો મિજાજ ઘણો સરસ છે- મારી સાથે કદી કજીયો જ કરતો નથી માત્ર એ મોરચા પર ચઢે છે ત્યારે જ ખીજવાયલો હોય છે. ''

એવો ઝૂ-ટેહ તદ્દન નવા ઊગેલા લાલ લશ્કરનો સેનાની બનીને ચીનને એક સળંગ અંકોડે સાંકળે છે, એણે મંચુ રાજવંશના પતન પછી ચીન પર પથરાતી ક્રાન્તિકારી હિલચાલ અનુભવી છે. છેક અંદર એકદમ પછાત. એવા યુનાન અને ઝેશુઆન પ્રાંતોમાં એ રહ્યો છે. એનો અનુભવ એ પ્રાંતોના અંતર જેવા ખડકપર ઊભો છે. તેથી જ એને એના લડવૈયાઓમાં અતિશય વિશ્વાસ છે ને ચીનના જૂના સેનાપતિઓ પર માનભાવ છે.

એમ ચીનના અંતરમાંથી ઊઠેલાને એને માઓત્સે ટુંગ સાથે સમાન સાથીદારી છે. ચીની લાલની એ બે વિભૂતિઓ છે, ચીની જનતા એ બેને એક આદમી તરીકે ઓળખે છે. માઓ કોમ્યુંનીસ્ટ પક્ષની રાજકીય પ્રજ્ઞા છે, ઝૂ-ટેહ એ પ્રજ્ઞાને મૂર્તિમાન કરનાર વિવર્તક પરિબળ છે. બંને એક બીજાના પૂરક છે, હરીફ નથી.

" હું ૧૮૮૬માં ઝેશુઆનમાં, માંન-શાંગ ગામડામાં જન્મ્યો."

ઝૂ-ટેહ એની ઓળખ આપતો હતો.

" બા-બાપ ગણોતિયાં ખેડુત હતાં અને ભૂખમરાના પડછાયા જેવાં વીસ માણસના મોટા કુટુંબવાળાં હતાં. પછી હું ૭ વરસનો થયો ત્યારે રોજ ત્રણ માઈલ ચાલીને નિશાળે ભણવા જતો થયો અને બાકીના સમયમાં પાણી વહેતો હતો ને ગાયો ચારતો હતો.

"પછી રોટલાના સાંસા નીચે અમારું કુટુંબ તૂટ્યું હતું. મારાં

આ બાપાએ બાંધેલો માળો વિખાતો હતો ત્યારે હું મારા એક કાકાને ત્યાં બાવટી શોધવા જતો હતો.

"અને ૧૯૦૯ માં પગભર બનવા હું યુનાન ફૂમાં, યુનાન પ્રાંતના પાટનગરમાં ગયો અને ત્યાં લશ્કરી શાળામાં જોડાયો ને ૧૯૧૧ સુધી ભણ્યો.

"એ ભણતર લેતાં વિજ્ઞાનને પૂજવાનું મને મન થતું, ચીન આખા પર ઉદ્યોગક્રાન્તિની જરૂર જણાઈ. મને બાળક જેવાને તે વખતે ટીપીંગ બળવાની અનેક વાતો ત્યાંના વક્તાઓએ કરી અને મારા લોહીમાં કંઈ હાલતું ચાલતું હોય એમ મને લાગ્યું.

"અને ૧૯૦૯માં જ હું સુન-યાત-સેનના ક્રાન્તિકારી મંડળ ટુંગ-મેંગ-હુઈમાં જોડાયો.

"૧૯૧૧ માં હું એક 'કંપની કમાન્ડર' હતો અને સાઈ-આઓના યુનાન લશ્કરમાં મંચુ વંશના ધ્વંસના બળવામાં લડતો હતો. પછી મને ઝેચુઆનમાં ત્યાંના મંચુ ગવર્નર સામે લડવા મોકલવામાં આવ્યો. એ ગવર્નરનું નામ ચાઓ હતું. અમે ચાઓને હરાવ્યો અને એપ્રિલમાં યુનાન પાછા ફર્યા. પછી મને ૧૯૧૨ માં યુનાનની લશ્કરી રીટ્રેચમેન્ટ કમાન્ડર તરીકે નિમવામાં આવ્યો, અને ત્યાં હું યુદ્ધકલા, વ્યૂહરચના તથા રાઈફલ શીખવતો હતો.

"૧૯૧૩ માં મને "બટેલીયન કમાન્ડર" બનાવીને બે વરસ સુધી (ઇન્ડો-ચાયના) હિંદી ચીનની સરહદ પર મોકલવામાં આવ્યો અને ૧૯૧૫ માં મને યુઆન-શી-કાઇના લશ્કર સાથે રેજીમેન્ટલ કમાન્ડર તરીકે ઝેચુઆન મોકલવામાં આવ્યો. ૭ મહિનાની લડાઈ પછી અમને વિજય મળ્યો અને હું બ્રીગેડકમાન્ડર બન્યો, અને મારું લશ્કર લઈને હું યાંગઝી નદીના કિનારા પર દક્ષિણ ઝેચુઆનમાં સુઈ-ફૂ આગળ રહેવા લાગ્યો. આ પ્રદેશમાં રહીને પાંચ વરસ સુધી મેં ટુઆન-શી-જુઈની પેકીંગ સરકારની હકુમતવાળાં દેશદ્રોહી લશ્કરો સાથે લડાઈ ચાલુ રાખી અને દરમ્યાન મારા અરધા લશ્કરનો નાશ થઈ ગયો.

"અને ૧૯૨૦ ની આખરમાં મારો આગેવાન ચીની આઝાદીનો એક દક્ષિણ નેતા સાઇ–આઓ મરણ પામ્યો અને તેની પાછળના ક્રાન્તિ વિરોધી ટાંગ–શી–યાઓ સામે યુનાન–ફૂ લડવા જવાની મને ફરજ પડી.

"અને ત્યાં ૧૯૨૦ ના સપ્ટેંબરથી ૧૯૨૧ના ઓક્ટોબર સુધી મેં યુનાન પ્રાંતના પોલિસ કમિશનર તરીકે કામ કર્યું. પણ પછી ટાંગ–શી–યાઓના લશ્કરે મને ઘેરી લીધો, હું હાર્યો ને મારી એક ટુકડી સાથે તિબેટ તરફ નાઠો. અમે સોના નદીને ઓળંગી ગયા અને યાશો પહોંચ્યા અને પાછા ત્યાંથી ઝેશુઆન આવ્યા. પછી હું શીઆ–ટુંગ પાસે ગયો અને ત્યાંથી ચુંકીંગ ગયો અને ત્યાં લીયુ–શીઆંગને મળ્યો.

"મને લીયુ–શીઆંગે ડીવીઝન કમાન્ડર બનવા કહ્યું પણ મેં ના પાડી, કારણ મારે કોમ્યુનીસ્ટ પાર્ટીને શોધી કાઢવો હતો અને મારે માટે વધારે ક્રાન્તિકારી માર્ગ ગ્રહણ કરવો હતો.

"અને ઝેશુઆનમાં લીયુ–સીઆંગને છોડીને યાંગત્ઝી નદીના નિચાણના પ્રદેશમાં કોમ્યુનીસ્ટ પક્ષને શોધવા હોડી હંકારી. હવે મને લડવાની કળાનું ઠીક ભાન થયું હતું અને તે કોમ્યુનીસ્ટ પક્ષની સેવામાં જ લાગે તેમ મને મન હતું. હીંદી ચીનની સરહદ પર મને ગેરીલા વ્યૂહનો અનુભવ કરી જોવાનું મળ્યું. કોઇ પણ લડાઇમાં ઊતરતાં પહેલાં પ્રદેશની બધી વિગતો હું મારી આંખ સામે ખડી કરતો, અને દુશ્મનોને બધા ખૂણાઓમાંથી જોઈ લેતો. પણ એ બધું પોતે શહેનશાહ બનવાના યુઆન–શી કાઇના કાવતરાને ૧૯૧૫માં ફગાવી નાખનાર રાષ્ટ્રવાદી નેતા સાઇ–આઓ પાસેથી જ શીખ્યો હતો. પણ એ બધી આવડત પ્રાણ વિના જાગતી નથી અને સાચો પ્રાણ લડાયક સિદ્ધાંત વિના જાગતો નથી. મને સમજાયું કે સાચો સિદ્ધાંત સામ્યવાદ છે એટલે હું કમ્યુનીસ્ટ પક્ષની શોધમાં લાગી ગયો.

"મને શાંઘાઈમાં તેનો પત્તો લાગ્યો નહિ એટલે હું પેકીંગ પહોંચ્યો અને ફરી પાછો ખાલી હાથે શાંઘાઈ આવ્યો. પછી ૧૯૨૨માં

હું લગામ વિનાના ઘોડા જેવો ઉત્તરથી દક્ષિણ અને દક્ષિણથી ઉત્તર તરફ દોડયા કર્યો."

"ત્યારે મને, ડૉ. સુન–યાત સેને અમરિકા જવાનું કહ્યું પણ મારે તો જર્મની જવું હતું અને ત્યાં જર્મને વિશ્વવિગ્રહની અસરો દેખવી હતી અને લશ્કરી વિજ્ઞાન જોવું હતું. સપ્ટેંબરમાં હું જર્મની પહોંચવાના જહાજમાં બેઠો અને સીંગાપુર, મારસેઈલ્સ તથા પેરીસ થઈને બર્લીન પહોંચ્યો, અને પહેલે વરસે જરમન ભાષા શીખી ગયો.

"હું જરમન શીખીને ગોટીંનજેન ગયો અને ત્યાં કોલેજમાં સમાજશાસ્ત્ર ભણવા માંડયો અને ભણવાના બાના હેઠળ કોમ્યુનીસ્ટ પક્ષને શોધી રહ્યો. મેં ત્યાં પક્ષનું કામકાજ કરવા માંડયું અને ૧૯૨૪માં અમે બર્લીનમાં કયોમીનટાંગની શાખા સ્થાપી, અને મેં બીબીઓગ્રાફમાં એક અઠવાડિક છાપું કાઢવા માંડયું અને ૧૯૨૫માં જર્મન પોલીસે મારી ધરપકડ કરી, પણ મને ૨૮ કલાકમાં જ છોડી દીધો. મેની ૩૦મીની પરિષદમાં કોમ્યુનીસ્ટ પક્ષ સાથેના સંબંધ માટે હું ફરીવાર પકડાયો પણ ત્રીસ કલાકમાં જ છૂટયો, એમ બે વાર થઈને મને આજ સુધીમાં અઠ્ઠાવન કલાકની જ જેલ મળી છે એટલે એ રીતે મારી જેલ જવાની ક્રાન્તિકારી કારકિર્દી અસર કરે તેવી નથી.

"પછી હું યુરોપમાં ફરીને અને રશિયા થઈને ૧૯૨૬ માં ચીન પાછો આવ્યો. ૧૯૨૭ ના જાન્યુઆરીમાં હું ચુ–પો–તેહના લશ્કરમાં નાન–ચાંગમાં જોડાયો, અને મને ત્યાંની લશ્કરી સંસ્થાનો પ્રિન્સીપાલ તથા પોલીસનો વડો બનાવવામાં આવ્યો.

"અને ઑગસ્ટની ૧૯મીના નના નાનાચાંગ બળવાની રચનામાં મેં મારો હિસ્સો આપ્યો અને બળવા પછી હું નવમા લશ્કરનો વાઈસ કમાન્ડર બન્યો. આ વખતે મારી સાથે ચાઉ, અન–લી, હો–લુંગ, ચાંગ–કુટાઓ, લુ–પી–શેંગ લીન પી, ચુ, લીન–પીઓ, શુ–ટેહ લી, યેહ ટીંગ વગેરે બિરાદરો હતા. ત્યારે માઓ–સી–ટુંગ નાનટાંગમાં હતો નહિં.

"મેં મારાં લશ્કરને હેઇલોફેંગને ક્વાંગ–ટુંગ નજીક પૂર્વ નદીના ટુંગકીઆંગ પ્રદેશ તરફ દોર્યાં. ત્યાં અમે હાર્યા અને પછી ફૂકીન તરફ પાછા હટ્યા, અને ત્યાંથી કીઆંગસી તથા હુનાન તરફ વળ્યા, અને ત્યાંસુધીમા મારાં ઘણાંખરાં માણસોનો ખાણુ નીકળી ગયો.

"પછી ૧૯૨૮માં મેં હુનાનમાં બળવો ગોઠવવામાં મદદ કરી. અમે અમારા લશ્કરનું નામ કામદાર કિસાનોની લશ્કરની પહેલી હરોળ એવું રાખ્યું, અને લાલ વાવટાને અમારું પ્રતિક બનાવ્યું.

"ત્યાંથી ૭ મહિના પછી, ૧૯૨૮ ના મેમાં હું કી–આંગસીમાં શીંગકાશાનમાં ગયો. ત્યાં હું માઓ ત્સે–ટુંગને પહેલીવાર મળ્યો. એ કેવો મહાન હતો!

"એ તો ૧૯૨૭ના શિયાળામાં જ શિંગકાશન તરફ ઊપડી ગયો હતો, અને હું એના ભાઈ, માઓ–ત્સે–ટાનને જ ઓળખતો હતો. અહીં અમે અમારાં બન્નેનાં લશ્કર ભેગાં કર્યાં અને ચોથું લશ્કર બનાવ્યું. હું ચોથા લશ્કરનો સેનાની બન્યો.

"અમે શીંગકાંગન પર્વત પર રહીને અમારો સંહાર કરવા ગોઠવેલી ત્રણ લડાઈઓ લડયા અને જીત્યા, અને ત્યાં સુધીમાં પીકી-આંગમાં બળવો લડીને પેન્ગ–ટેહ–હુઆઇ આવી પહોંચ્યો હતો તેને શીંગકાંગનનું રક્ષણ સોંપીને માઓ અને હું દક્ષિણ કીઆંગસી, ફૂકીન, ક્વાનટુંગ, હુનાન તરફ ઊપડયા ત્યારે ૧૯૨૯ની સાલ હતી.

"અને બસ પછીનું મારું જીવન લાલ લશ્કરમાં તરબોળ થઇ ગયું. પછીનો મારો ઇતિહાસ લાલ લશ્કરનો ઇતિહાસ છે એનાથી જુદી મારી જાત હું જ જોઇ શકતો નથી ને!

"પણ હા મને અંગત જીવન હતું અને છે. શું કામ ન હોય! કોમ્યુનીસ્ટ હિલચાલમાં જોડાતા પહેલાં તો હું બે વાર પરણી ચૂકયો હતો. મારી પહેલી સ્ત્રીથી મને એક દીકરો હતો પણ હમણાં તે ક્યાં હશે તેની મને ખબર નથી. પછી પચીસ વરસની ઉમ્મરે બીજી વાર પરણ્યો. મારી તે સ્ત્રી એક નિશાળની શિક્ષિકા હતી......છે પણ પછી મારો પંથ ફંટાયો અને હું ત્રીજી વાર પરણ્યો અને

દક્ષિણ હુનાનના બળવામાં તે મારી સાથે સામેલ હતી. તેનું નામ વુ–યુ–લાન હતું. પછી તે પકડાઈ અને હુનાનના ગવર્નર હો–શીને તેનો શિરચ્છેદ કરાવ્યો.

"હું આજેય પરણેલો છું અને મારી સાથીદારનું નામ કાંગ–કે–ચીંગ છે. એને હું ૧૯૨૮માં ચીંગકાંગશાન પર્વત પર પરણ્યો. એ પણ પર્વત પર એની ટુકડી દોરતી આવી હતી. અમે બન્ને એક બીજાને ગમી ગયાં. પણ ક્રાંતિની હિલચાલમાં અમે સાથીદારો છીએ એટલું જ...સ્વતંત્ર ઘટકો. એ બહારવટિયા, જાજરમાન, કિસાન રણચંડી સાથે જોડાઈને હું મારી ઉમ્મર ગણવાનું જ ભૂલી ગયો છું. ત્યારથી કહું છું કે મને બેતાલીસ થયાં. આજે એ વાતને દશ બાર વરસ વહી ગયાં પણ મને બેતાલીસમું જ છે! મોરચા પર વરસ વધતાં જ નથી હોતાં, અને કાંગને ત્રીસમું જ ચાલતું હશે, શી ખબર!

પણ મારી પિછાન હજુ તો શરૂ જ થઈ નથી. હું તો લોક તરંગને સ્વાડે ચઢેલો, પકડાયો છું પકડાયો.........મને એકલાને ઓળખીને તમે અમને નહિ ઓળખી શકો." એ મસ્તીખોર મોટ માંડતો હસી પડતો.

"તો........."

"અમે બે છે, અમે બે જુદા પડી શકતા નથી, જનતાએ અમને જોડી દીધા છે, જનતાની જીભ પર અમે માઓ–ચુ છીએ... લોક નજર સામે અમે બે સાથે આવીએ છીએ. લોક વાયકા અમારા બન્નેનો એક અનોખો ઉચ્ચાર કરે છે." બોલતી એની આંખો ચીની ક્રાન્તિની બીજી પાંખ ફફડાવતી હોય તેમ બહુમાનથી ક્રાન્તિની ધોર તમન્ના પર સ્થિર થતી, ને ચીની કોમ્યુનીસ્ટોના મહાન નેતા માઓ–ત્સે–તુંગને યાદ કરતી કહેતી,

"જનતાએ અમારાં નામ લઈને એક રણ હાક બનાવી છે. ચુ–માઓ લાલ લશ્કર એ રણહાકની છબી રચે છે ત્યારે લાલજિરાટમાં અમે બંને કેવા પરમાણુ જેવા લાગીએ છીએ!"

**સમાપ્ત**